એક જરથોસ્તી બાનુએ પોતાની બેટીની એક ગરીબ ઘરડી દાયા નામે ડોશીબાઇ પીરોજશાહ ભરૂચા આ વરસમાં મરણ પામવાથી તેની યાદમાં રૂ ૧૩૫ જુદાં જુદાં ફંડોમાં આપયા હતા.

શેઠ બહેરામજી સોરાબજી જોશફશેઠનાએ પોતાના ફરજંદોની યાદમાં શોલાપુરની અવલમંજલ પોંહચાડવાની જગયા ઉપર કુવો બાંધવા સારૂ રૂ ૫૦૦ આપયા હતા.

મરહુમ શેઠ મનચેરજી મેરવાનજી કુકાના પુનને માટે તેઓના પુત્રો શેઠો અરદેશર તથા રૂસતમજીએ સુરતની પંચાયત હસતક વયાજ વાપરવાની સરતે સર જ૦ જી૦ ની સુરતની અંગ્રેજી સ્કુલના ફંડમાં રૂ ૪૦૦, સુરતને લગતાં ગામોનાં આંધળાંપાંગળાંનાં ફંડમાં રૂ ૧૦૦, અને જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડમાં રૂ ૧૦૦ મળી રૂ ૬૦૦ આ વરસે ધરમ ખાતે આપયા હતા.

શેઠ કેખશરૂ કાવસજી કેમેસરીએટવાળાએ પોતાનાં બહેનની યાદમાં રૂ ૨૫ ધરમ ખાતે આપયા હતા.

મરહુમ બાઇ સુનામાય મેરવાનજી મીનીસની પહેલા મહીનાની બાજની યાદમાં ખેસીઓએ આ વરસે જુદાં જુદાં ફંડોમાં રૂ ૭૫ આપયા હતા, તેમજ બાઇ ભીખાઇજી રૂસતમજી ફોનોગ્રાફવાળાએબી પરચુટણ ફંડોમાં રૂ ૧૫ આપયા હતા.

મરહુમ શેઠ કાવશાહ સોરાબજી ડાકટરની વરસીની યાદમાં રોજ ૩ જો, માહા ૪ થો ૧૨૭૬ ને દીને મરહુમનાં માતાજી બાઇ રતનબાઇએ રૂ ૧૦ ધરમ ખાતે આપયા હતા, તેમજ મરહુમના મામા શેઠ દીનશાહજી, વીધવા બાઇ શીરીનબાઇ અને સાલી બાઇ બચુબાઇએ મળી રૂ ૩૦ ડુંગરવાડીનાં ભણુતરનાં ફંડમાં આપયા હતા.

મરહુમ શેઠ પેસતનજી નશરવાનજી માણેકજી ગજદર રોજ ૯ મો, માહા ૯ મો સને ૧૨૭૩ ને દીને હક થયા હતા, તેવણુના પુન માટે મરહુમની પુંજીમાંથી રૂ ૧૦૫ અને મરહુમના બાવા શેઠ નશરવાનજીએ રૂ ૧૩ મળી કુલે રૂ ૧૧૮ નો અમરીતસર પાટી રેલવેનો શેર એક વયાજ વાપરવાની સરતે ગણુદેવીના લાચારબેચાર જરથોસ્તીઓને આશરો આપવાનાં ફંડમાં આપયો હતો.

મરહુમ બાઇ આઇમાય તે શેઠ બેજનજી ટેમુલજી લીંબુવાળાનાં ધણીઆણીના માસીસાની યાદમાં રોજ ૨૩ મો, માહા ૭ મો ૧૨૭૬ ને દીને રૂ ૫૭ જુદાં જુદાં ફંડોમાં આપવામાં આવયા હતા.

મરહુમ શેઠ સોરાબજી રતનજી તુરંબેવાલા રોજ ૬ ઠો, માહા ૬ ઠો ૧૨૭૫ ને દીને હક થયા હતા, એવણુના પુણુ માટે મરહુમની પુંજીમાંથી જુદાં જુદાં ફંડોમાં રૂ ૫૦ આ વરસે આપવામાં આવયા હતા.

ઉદવાડેવાળા શેઠ પેસતનજી જીણાભાઇએ પોતાના મરહુમ બેટા શેઠ બેરામશાહના પુન માટે આ વરસે રૂ ૧૫ નારગોલના જરથોસ્તીઓને અવલમંજલ પહોંચાડવાના ફંડમાં આપયા હતા.

બાઇ ખરશેદબાઇ તે મરહુમ શેઠ રૂસતમજી કાવસજી કાવીનાના વીધવાએ શેઠ કાલીભાઇ પાલનજીની નઇએતે દર વરસે રૂ. ૨૧ એવી સરતે આપવા ઠરાવયું છે કે મુદલ રકમ કાયમ રાખી એનું વયાજ ઉપજે તે અંકલેશ્વરના નશેસાલાર, ખાંધીયા ફંડમાં વાપરવું.

કલીકટવાલા દસ્તુર જાહાંગીર ખુરશેદજીએ પોતાની મરહુમ બેટી બાઇ બમનબાઇના પુણુ માટે રૂ ૧૦ કલીકટના ફંડમાં આપયા હતા.

શેઠ નોશીરવાન બરજોરજી, બેરામજી જેવણુ રોજ ૫ મો, માહા ૧૧ મો ૧૨૭૫ ને દીને મુંબઇમાં હક થયા હતા, તેવણુનાં મુંબઇમાં થયલાં ઉઠમણા વખતે ભરાયલા રૂ ૧૫૦૦૦ માંથી પારસી જનરલ આસ્પીટલ ફંડમાં રૂ ૫૦૦૦, દેવલાલીનાં બહાદુરજી સેનેટેરીયમમાં લાઇબ્રેરી તથા વીશ્રામગ્રહ માટે રૂ ૫૦૦૦, રવાનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડમાં રૂ ૧૦૦૦, ઇરાન દેશના જરથોસ્તીઓની હાલત સુધારવાનાં ફંડમાં રૂ ૧૦૦૦, પારસી ફીવર આસ્પીટલ ફંડમાં રૂ ૫૦૦, પારસીઓનાં સંકટનીવારણુ ફંડમાં રૂ ૫૦૦, પારસી સુવાવડખાનાનાં ફંડમાં રૂ ૫૦૦, કોટના ધરમના દવાખાનાના ફંડમાં રૂ ૫૦૦, રાહનુમાય માજદયસનાન સભાના ફંડમાં રૂ ૫૦૦, મુલ્લાંફીરોજ મદરેસાનાં ફંડમાં રૂ ૩૦૦ અને વહાડયાજીના આતશબેહેરામનાં ફંડમાં રૂ ૨૦૦ આપવામાં આવયા હતા. વળી મરહુમનાં સુરત ખાતે થયલાં ઉઠમણા વખતે ભરાયલા રૂ ૧૫૦૦ વયાજ વાપરવાની સરતે સુરતની સર જમશેદજી જીજીભાઇ અંગ્રેજી શાળામાં ઉઘાડવામાં આવનારા નવા કમરશીયલ વરગમાં લાભ લેતા ગરીબ પારસી વીદયારથીઓને એ કેળવણી લેવામાં ઉતેજન મળે તેથી સુરતની પારસી પંચાયતના ધરમ ફંડોના મેનેજરોને આપયા હતા, અને વધુ એવી સરત કરવામાં આવી હતી કે, જો કદાચ કેળવણી આપવાની યોજના પાર ન પડે યા તે શરૂ કરવા પછી બંધ કરવી પડે તો તે મુદલ રકમના વયાજમાંથી એ શાળાના જે વીદયારથી ચઢતા વરગમાં પસાર થાય તેને વધુ અભયાસ હાઇ સ્કુલમાં દાખલ થઇ જારી રાખવાનાં કામમાં મરહુમ નોશરવાનજીને નામે સ્કોલરશીપ આપવાનાં કામમાં લેવા અગર તેમ મુનાસેબ ન લાગે તો મેનેજરોને યોગય લાગે તે રીતે એ શાળાના લાભ માટે તે વાપરવાને જણાવવામાં આવયું હતું.

ભરૂચના રહીશ મરહુમ શેઠ નશરવાનજી બમનજી મહેતા જેવણુ આશરે ત્રણુ વરસ ઉપર મરણુ પામયા હતા, એવણુના પુન માટે મરહુમના થયલાં ઉઠમણા વખતે બીજા પરચુટણુ રૂપયા

ઉપરાંત રૂ ૭૦૦૦ ની રકમ જાહેર કરવામાં આવી હતી, કે મરહુમે પોતાના વીલમાં જણાવયા પ્રમાણે એ રકમ એવણના છોકરાઓએ પોતાની પાસે રાખી તેનું જે વયાજ ઉપજે તે પોતાની નજરમાં આવે તેવા ધરમના કામમાં વાપરવું. તે રકમના ટકા ૪ ના વયાજવાળાં મુંબઇનાં પોર્ટ ત્રસ્ટ બોનડ ગયા એપ્રીલ માસમાં મરહુમના બેટાઓએ ભરૂચની પારસી પંચાયતને મરનારને નામનું ધર મદા ખાતું સ્થાપીને સપુરદ કીધા છે. એ સાત હજાર રૂપયાના વયાજમાંથી હાડવઇદને દર રવીવારે પગાર ગાડીભાડા વગેરેના મળી રૂ ૬ આપવામાં આવશે. એ હાડવઇદ નયાતજાતનો કાંઇપણ તફાવત રાખયા વગર દરેકની સારવાર અઠવાડયામાં એકવાર મફત કરશે. હાડવઇદના મેળાપ માટે જ મશેદબાગનું મકાન નકી કરવામાં આવેલું છે.

મરહુમ સેઠ ભીખાજી કાવશાહ મામા રોજ ૧૫ મો, માહ ૪ થો કદીમ સને ૧૨૭૫ ને દીવસે બેહેશતનશીન થયા હતા તેવણનાં ઉઠમણામાં તેવણની પુંજીમાંથી સરકારી ત્રણ ટકાની રૂ ૧૦૦૦ ની એક નોટ મરહુમનાં પુનને માટે આપવામાં આવી હતી. તેના કુલે રૂપયા ૮૮૮ાા– ઉપજયા જે નીચલા ધરમખાતાંઓમાં આપવામાં આવયા હતા:—આંધળાંપાંગળાં તથા લાચાર જરથોસ્તીઓની પરવરસી કરવા માટે પગાર આપવાનાં ફંડમાં રૂ ૨૫, મુંબઇ તથા દેશાવરોની જરથોસ્તી ઝંદ અવસ્તાની નીશાળોનાં ફંડમાં રૂ ૨૫, જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડમાં રૂ ૫૦, મુકતાદને ટાંકણે દેશાવરો ખાતેનાં આંધળાપાંગળાં તથા ગરીબ જરથોસ્તીઓને વહેંચી આપવા સારૂ રૂપયા વાળવાનાં ફંડમાં રૂ ૨૫, મુકતાદને ટાંકણે કોઇપણ ઠેકાણેનાં આંધળાંપાંગળાં તથા ગરીબ જરથોસ્તીઓને વહેંચી આપવા સારૂ રૂપયા વાળવાનાં ફંડમાં રૂ ૨૫, સર જમશેદજી જીજીભાઇ પહેલા બારોનેટની યાદગારીને સારૂં ઉભી કીધેલી જરથોસ્તી મદરેસાનાં ફંડમાં રૂ ૨૫, આંધળાંપાગળાં તથા લાચાર જરથોસ્તીઓને રાખીને પરવરસી કરવાનાં ફંડમાં રૂ ૨૫, તંગદસત હાલતમાં આવેલાં જથોસ્તીઓને આશરો આપવાનાં ફંડમાં રૂ ૨૫, લાચાર જરથોસ્તીઓનાં રવાનોને અવલમંજલ પહોંચાડવા તથા ધરમની કીયા વગેરેનાં દીન ૪ નો ખરચ કરવાનાં ફંડમાં રૂ ૫૦, જરથોસતી માબાપોને પેટે જનમેલાં બાળકોને સુદરેહ પહેરાવવાના ફંડમાં રૂ ૨૫, પારસી પંચાયતના વખતો વખતનાં ત્રસટીઓએ પોતાની નજરમાં આવે એવાં જરથોસ્તીઓના ફાયદાને માટે ચુંટી કહાડેલાં સખાવતી કામ યા કામોમાં વાપરવા માટેનાં ફંડમાં રૂ૫૦, દેશાવરોના પારસીઓ માટેનાં દુકાળ ફંડમાં રૂ ૫૧, લાચાર જરથોસ્તીઓની છોકરીઓને પરણાવી આપવાનાં ફંડમાં રૂ ૩૫, મુંબઇના ગરીબ જરથોસતીઓને મોઘવારીમાં સસતો અનાજ આપવા માટેનાં ફંડમાં રૂ ૫૧, કોલાબાની દીવાનશાળા મધે રહેલાં ગરીબ લાચાર જરથોસતીઓની પરવરસીને લગતો ખરચ પંચાયતના જનરલ ફંડ ખાતેથી આપવામાં આવે છે તેમાં રૂ ૨૫, મરહુમ હાડવઇદ ભીમજીભાઇ જીવનજી રાંદેલીયાનાં ફંડમાં રૂ ૨૫, ગાંઠીયા તાવના ગરીબ લાચાર જરથોસ્તી બીમારોને આસપીટલમાં રાખી તેમની માવજત કરવાના ફંડમાં રૂ ૨૫, ગાંઠીયા તાવના બીમારોથી તનદરોસ્ત માણસોને જુદા રાખવા માટેનાં મકાનોનાં ફંડમાં રૂ ૨૫, પારસી સંકટનીવારણ ફંડમાં રૂ ૫૦, મુલાંફીરોઝ મદરેસાના ફંડમાં રૂ ૨૫, કદમીનાં ધમબારના ફંડમાં રૂ ૫૦, કોટની બનાજીની અગીયારીના દરૂનબાજનાં ફંડમાં રૂ ૨૫, ગરીબ લાચાર ઇરાનીઓની પરવરસી કરવાના ફંડમાં રૂ ૩૧, દેવલાલી ખાતેનાં દોખમાનાં ફંડમાં રૂ ૨૫, મીસીસ એડમસ વાઇલી આસપીટલનાં ફંડમાં રૂ ૨૫, ધી વીકટોરીયા મેમોરીયલ સ્કુલના ફંડમાં રૂ ૨૫, ડુંગર ઉપરની સગડીમાં ભણતર ચાલુ રાખવાના ફંડમાં રૂ ૨૦ અને લાચાર જરથોસ્તી વીધવાઓને આશરો આપવાના ફંડમાં રૂ ૨૫.

મરહુમ શેઠ દાદાભાઇ હોરમસજી નાણાવટી જેઓ મુંબઇ મધે તા૦ ૨૬ મી મે ૧૯૦૫ ના રોજે હક થયલા, તેવણનાં ઉઠમણાની કીયા વેળા ભરાયલાં ફંડમાંથી મરહુમના બેટાઓ શેઠો જાહાંગીર, ફરામરોજ અને એરચશાહે જરથોસ્તી રવાનને અવલમંજલ પહોંચાડવા સારૂ રૂ ૪૩૩ ની કીમતની એક લોખંડની ગાડી ગોધરાની પારસી અનજુમનને મરહુમની યાદમાં રોજ ૮ મો, માહ ૧૦ મો ૧૨૭૬ ને દીને અરપણ કીધી હતી.

મરહુમ શેઠ કાવસજી જમશેદજી બાનોલીવાળાના ભુશાવલ ખાતે થયલા ઉઠામણાંમાં ભરાયલા રૂપયામાંથી મરહુમના બેટાઓ તરફથી ત્યાંનાં દોખમા અને સગડીને ફરતી તારની વાડ ભરી બેવાવામા આવી હતી.

ખંબાતવાળા શેઠ કાવસજી રતનજી ખંબાતાએ પોતાનાં માતાજી બાઇ સુનાબાઇ જેવણ ગયે સાલ હક થયાં હતાં, તેમના પુન માટે પોતે તથા સગાઓએ મળી રૂ ૧૦૮૫ ભરયા હતા, તેમાંથી રૂ ૫૧ ખંબાતના ખાંધયાના ફંડમાં આપયા હતા.

મરહુમ બાઇ ખરશેદબાઇ પેસતનજી ગોકળનાં ઈડોર ખાતે ગયે વરસે થયલાં ઉઠમણામાં મરહુમનાં પુન માટે એશીઓએ રૂ ૧૭૭ ધરમ ખાતે આપયા હતા.

મરહુમ શેઠ પીરોશાહ રૂસતમજી એઢીબામનાં થયલાં ઉઠમણામાં મરહુમનાં પુન માટે રૂ ૩૫ ધરમ ખાતે આપયા હતા.

## ધરમનાં મકાનો.

અજમેરની જરથોસ્તી આરામગાહની જગા આગળ પહાડ ઉપર જવા માટે પાકી સડક નહી હોવાથી રવાનોને ડુંગરવાડી ઉપર લઇ જવાને ઘણીજ હાડમારી પડતી હતી તેથી જેપોરવાળા શેઠ રૂસ્તમજી નસરવાનજી રૂસ્તમફરામનાએ એક પાકી સડક પોતાને ખરચે બંધાવી આપી હતી. એ સડક તઇયાર થવાથી રોજ ૩ જો માહા ૧ લાને દીને જશનની ક્રીયા કરી ખોહ્લી મુકવામાં આવી હતી. એ પછી શેઠ રૂસ્તમજીએ એક અંજુમન પત્ર વાંચતાં જણાવયુ હતું કે એ સડક જરથોસ્તીઓના વપરાસ માટે અજમેરની જરથોસ્તી અંજુમનને સ્વાધીન કરવામાં આવી છે તેમજ એના નીભાવ અને વારસીક મરામત માટે રૂ. ૫૦૦ ની લોન આપવા એવણે કબુલ્યું હતું. અંજુમન તરફથી ઉપકાર માની શેઠ રૂસ્તમજીને એક સાલ તથા ચાંદીના દાબડામાં માનપત્ર આપવામાં આવયું હતું. એ દીને અજમેરની દરેમેહર ઉપર રાતે રોશની કરવામાં આવી હતી અને શેઠ રૂસ્તમજી તરફથી સઘળા જરથોસ્તીઓને ખાણું આપયું હતું.

સર જમશેદજી જીજીભાઇ આસ્પીટલના કમપાઉંડમાં આવેલી સર કાવસજી જહાંગીર આંખની આસ્પીટલનાં નવાં વધારેલા મકાનનો પાયો નાંખવાની ક્રીયા રોજ ૧૨ મો, માહા ૧ લાને દીને યાને તા૦ ૨૫ મી જાનેવારીએ નામદાર ગવરનર લોર્ડ લેમીંગટને એક મોટા મેળાવડા સનમુખ કરી હતી. એ વખતે આંખની આસ્પીટલના વડા તબીબ મેજર હરબરટે આસ્પીટલનાં નવાં મકાન માટેની હકીકત કહી જણાવી કે સને ૧૯૦૦ થી દરદીઓની સંખયા વધવાથી તેમની સારવાર કરવાનું કામ ઘણું વધી પડયું તેથી એ આસ્પીટલ મરહુમ સર કાવસજી જહાંગીરે બંધાવેલી હોવાથી મેં આ કામમાં મદદ કરવા હાલના સર કાવસજી જહાંગીરને અરજ કીધી હતી એઓ સાહેબે ચોકસ શરતે રૂપયા ત્રીસ હજાર આપવા કબુલ્યા હતા. એથી એવણની ઉદારતાનેજ મુંબઇમાં આંખનાં કામની સુધરનારી સ્થીતી આભારી રહેશે. એ નવી ઇમારતનો નીચલો ભાગ બહારના દરદીઓને માટેના જુદા જુદા વીભાગો અને ઓપરેશનો માટે રાખવામાં આવશે. તેમજ આસ્પીટલમાં હમણા દશ બીછાનાં છે તેમાં બીજાં ત્રીસનો વધારો થશે. એ પછી સર જહાંગીર કાવસજીએ ભાષણ કરતાં જણાવયું કે આસ્પીટલમાં ઘણી અગવડ પડવા વીષે મારૂં ધયાન ખેંચવામાં આવયાથી મેં ખુશીથી મદદ આપવા જણાવી હતી, કારણકે મારા મરહુમ માનવંત પીતાએ સ્થાપેલાં સઘળાં ખાતાંઓ ખીલતાં જાય અને સારૂં કામ બજાવે તેને મદદ આપવાને હું હમેશાં ઇચછા રાખું છું. એમાં પારસી કોમ માટે જુદો વીભાગ રાખવા માટે નામદાર સરકારનો ઉપકાર માનું છું. વળી વધારાની ઇમારત તઇયાર થવે હમણા આ આસ્પીટલ જે ભલું કામ બજાવે છે તે કરતાં વધુ પ્રમાણમાં બજાવતી રહેશે એવી આશા છે. એ પછી નામદાર ગવરનર પાયો નાખવાની જગાએ ગયા હતા ત્યાં કપી વડે પથર નાખી પાયો નંખાયલો જાહેર કીધો હતો. નામદાર ગવરનરે સર જહાંગીરે કરેલી સખાવત માટે ઉપકાર માનતાં જણાવયું કે આ ખાતાં તરફથી હજારો માણુસોના મોતીયા કાઢવામાં આવયા છે તથા લગભગ એકસો માણુસની એવી સરસ સારવાર કરવામાં આવી હતી કે જેથી તેઓને અંધાપો આવતો અટકાવી શકાયો હતો. સેવટે નામદાર ગવરનરનો ઉપકાર માનવા પછી લેડી ધનબાઇ જહાંગીર કાવસજીએ નામદાર ગવરનરને આ પ્રસંગની યાદગારી માટે એક સુંદર ચાંદીનું વાઝ ભેટ આપયું હતું. જે સ્વીકારી નામદાર ગવરનરે લેડી તથા સર જહાંગીરનો ઉપકાર માનવા પછી મેળાવડો વીસરજન થયો હતો.

દેવલાલી ખાતે નવા દોખમાનો તાણો પુરાવવાની ક્રીયા રોજ ૧ લો માહા ૨ જાને દીને સવારના દશ વાગાને સુમારે દખણના માનવંત દસ્તુરજી સાહેબ સમસુલ ઓલમા હોશંગજી જામાસ્પની આગેવાની હેઠળ અને નાયબ દસ્તુર કેકોબાદ આદરબાદની મદદથી કરવામાં આવી હતી. એ માટે મુંબઇથી જનારા જરથોસ્તીઓ સારૂ ૬ સ્પેશીયલ ત્રેનો આગળથી ગોઠવણ કરી દોડાવવામાં આવી હતી. તાણાવાળી જગયા આગળ એક મોટો મંડપ ઉભો કરવામાં આવયો હતો જે લગભગ પાંચ હજાર જરથોસ્તીઓથી ચીકાર ભરાઇ ગયો હતો. તાણાની ક્રીયા પુરી થવા બાદ હાજર રહેલાઓએ ખાડામાં રૂપયા નોટ વગેરે

નાખયું હતું. જે પછી દેવલાલી અનજુમન તરફથી નેમાયલી કારોબાર મંડળીના સરનશીન શેઠ જહાંગીર બેહેરામજી મરઝબાને દોખમાને લગતી તવારીખ આપતાં જણાવયું કે સને ૧૮૭૯ માં અત્રેના એક જરથોસ્તી કનત્રાકટર શેઠ બેહેરામજી નાનાભાઇ ભાઠેનાનો એકપુરો પુત્ર ગુજરી જવાથી તેમણે આ ટેકરીની જગા સતાવાળાઓ પાસેથી મેળવીને ત્યાં પોતાના પુત્રને ભુમીદા કરવા પછી એની આજુબાજુ દોખમાનાં જેવી એક ફરતી દીવાલ ભરી લેવા માં આવી હતી. પણ તેમાં દોખમા જેવું કાંઇ હતું નહી કારણકે અંદર પાવી, ચોતરો યા તો ભંડારયા જેવું કશું નથી. હાલમાં દેવલાલીમાં જરથોસ્તી વસ્તી ઘણી વધી જવાને સ બબે અગાઉ જયારે વરસમાં એક રવાન થતું હતુ તેને બદલે હાલમાં મહીનામાં એક યા વધુ થાય છે તેથીજ નવું દોખમું બાંધવાનો વીચાર કરવામાં આવયો હતો. આ નવું દોખમું અસલ મથકપરનીજ બાજુની જગાપર બાંધવાની શેઠ બેહેરામજી નાનાભાઇ ભાઠેનાના વારેસો એ બહાલી આપી પોતા હસ્તકનાં ખતપત્રો સોંપી દીધાં છે, તેમજ જુની જગા ઉપર ઘટ તા લેખ સાથની તખતી મારવામાં આવશે. આ નવું દોખમું માનવંત દસ્તુરજી હોશંગજી ના હોકમ મુજબ દીનની રાહરસમ મુજબ બાંધવામાં આવશે. દોખમાની વીરૂધતા વીશે કાંઇ બોલાતું હોય તો તે માટે આજની આવી મોટી સંખયાની હાજરી ઉપરથી માલમ પડે છે કે દોખમાની કેટલી જરૂર છે. વંદીદાદ વગેરે ધરમ પુસ્તકોમાં જણાવવામાં આવયું છે કે આતશ તેમજ પાણીને નસાથી દુર રાખવું અને જમીનમાં કોઇને ગાળીને તેને અસ્વચછ બનાવવી નહી. દેવલાલી ખાતે દોખમું બાંધવામાં આવનાર છે એમ જાહેર થતાં બાઇ રતન બાઇ એદલજી બામજીએ રૂ ૭૦૦૦, શેઠ ડોસાભાઇ સોરાબજી બાટલીવાળાએ રૂ ૧૦૦૦, શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ રૂ ૫૦૦ અને શેઠ જમશેદજી પેસતનજી દસ્તુરે રૂ ૫૦૦ ભરયા હતા, અને બીજા શેઠોના મળી આ દોખમાનું કુલે ફંડ રૂપયા અઢાર હજાર થવા ગયું છે. એમાંથી રૂ ૭૦૦૦ દોખમું બાંધવામાં ખરચાશે અને બાકીના રૂપયાના વયાજમાંથી ચાલુ ખરચ કરવામાં આવશે. એ ઉપરાંત મહાબળેશ્વરનું બાંધવા ધારેલું દોખમું અટકી પડવા શી તેના ત્રસ્ટીઓએ પોતે બાંધવા ધારેલાં દોખમાનો સઘળો સામાન વાસણો સુધાં શેઠ ન શરવાનજી ડોસાભાઇ ભરૂચા મારફતે ભેટ મોકલાવયાં છે અને બાઇ દીનબાઇ જામાસ્પજી બોગાએ આતશદાદગાહનું આફરગાન તથા વાસણો આપયાં છે તથા શેઠ રતનજી જમશે દજી દુબાશે કુસ્તી પાદીયાબની સગવડ કરવા માટે એક ટાંકુ બાંધી આપવા સારૂ રૂ ૮૦૦ અને શેઠ હોરમસજી સોરાબજી લેલીનવાળાએ દોખમા તરફ જવાનો પાકો રસ્તો બાંધી આપવા રૂ ૫૦૦ આપવાને કબુલ્યુ છે. વળી મરહુમ શેઠ સોરાબજી ડોસાભાઇ ફરામરોજના વારેસોએ દોખમા આગળની જુની સઘડી સમારી તે ઉપર તખતી મારી આપવાને મરજી બતાવી છે. દસ્તુરજી હોશંગજીએ તાણાના ખાડામાં રૂપાદાન વગેરેની પડેલી પડતનો પઇસો પોતે લેવા નો સરેસતો છતાં તે પોતે નહી લેતાં દોખમાના ફંડમાં આપી દીધો છે. જે પાછળથી ગણતાં રૂ. ૨૦૮૦ ની રકમ થવા ગઇ હતી. એ માટે દસ્તુરજીનો આભાર માનવામાં આવયો હતો. દોખમાની આસપાસ એક પાકી દેવાલ ઉભી કરવાની ઘણી જરૂર છે કે જેથી કોઇ પણ તે માં પ્રવેશ કરી શકે નહી. આ કામ માટે રૂ. ૩૦૦૦ ની રકમ ક્રીયામાં હાજર થયલા શેઠ નશરવાનજી પેસતનજી વાઘલા ઉરફે કુપરે આપવા મરજી બતાવી છે. શેઠ રતનજી ધનજીભા ઇ સરવેયર તથા તેમના ફરજંદોએ આ દોખમાના બાંધકામના સંબંધમાં તથા શેઠ શાપુ રજી ખરશેદજી કનત્રાકટરે પોતાની કીમતી વખતનો ભોગ આપી જે મદદો કરી છે તે મા ટે આ તકે હું તેમનો આભાર માનું છું. વળી દસ્તુરજી સાહેબ હોશંગજી પોતાની નાતવા ન તબીયત છતાં આજની ક્રીયાની આગેવાની લેવાને પધારયા છે તે માટે દેવલાલીની અન જુમન તેમની ઘણી આભારી છે અને તેમની એ સેવાની પીછાનમાં દસ્તુરજીને તાલીઓ ના અવાજો વચે એક શાલ ઓઢાડવામાં આવી હતી. એ પછી દસ્તુર કેકોબાદ આદરબા દે ભાષણ કરતાં જણાવયું કે જ્યારે આપણે તે હોરમજદની સઘળી પેદાયશનો રૂડો ઉપયોગ કરયે ત્યારેજ આપણે દાદાર હોરમજદને ખુશાલ કરતા કહેવાઇએ. જેઓ હોરમજદના ફરમાન થી ઉલટા ચાલી રવાનને જમીનમાં ગાળે છે તેઓ અનીવારય ગુનાહ કરે છે. દરેક કાલબુ તને આતશમાં બાળવા માટે પણ આપણે અનીવારય ગુનેહગાર ઠરયે છીએ. અસલ ગુજરે લાઓને દફન કરવામાં આવતાં હતાં પણ તે રૂઢી આપણને નહી પસંદ પડવાથી આપણે

દોખમાઓ ઉભાં કીધાં. આપણી લાશને દોખમામાંજ દફનાવવાને અશો જરથોસ્ત સાહેબે આપણી ઉપર ફરજ નાખી છે. દોખમા બોલની ઉતપતી "દહન" શબ્દ ઉપરથી છે. આ ગળ ઇનશાનો પોતાની લાશોને બાળતા હતા અને તેઓ "દઝેહ" કરતાં હતાં. તે પછી તેઓને દાટવાનું પસંદ પડયું. પણ એ બંને રીતીઓ પયગમબર જરથોસ્તને ઠીક લાગી નહી, અને તેથી તેઓએ આવા પ્રકારનું દોખમું સ્થાપવાનું ફરમાન કહાડયું કે જે દોખ મામાં સુરયનો રોશની અને જાનવરોથી લાશનો નાશ થાય. વળી બાળવાના શબદને ગાળ વાના શબદ સાથે કેવી રીતે ભેળી નાંખવામાં આવયો છે. ગ્રીક, રોમન, જરમની વગેરે પ્ર જાઓ સપર પહેલા પોતાની લાશોને બાળતી હતી. પણ સારબાદ તેઓમાં દાટવાનો રીવા જ ચાલુ થયો અને તેથી કરીને "દઝેહ" શબ્દ સાધારણ રીતે દહન શબ્દમાં પણ ફેરવા ઇ ગયો. દાદાર હોરમજદને ખુશનુદ કરવા માટે આપણે જે કરવું છે તે એ છે જે પાણી ને નશાથી દુર રાખવું તથા જમીનને આબાદ કરવી. આપણુ જરથોસ્તી બીરાદરો દોખમાં તરફ કેટલો બધો ભાવ ધરાવયે છીયે તે દરેક નાના ગામડાં અને શેહેરોમાં આરામગાહની જગાની કરવામાં આવતી ગોઠવણો ઉપરથી તે જણાઇ આવે છે. આપણાં દરેક ગામડાં અ ને શેહેરોમાં જ્યાં જરથોસ્તીઓની વસ્તી સેહેજ પણ હોય છે ત્યાં આપણા દીનચાસીદાર જ રથોસ્તીઓ વાડીઓ અથવા તો કલબો સ્થાપવાને બદલે પેહેલાં દોખમાની હાજત તરફ વ ધુ ધયાન પુગાડે છે. એ પછી દસ્તુરજી હોશંગજીએ પોતાને આપવામાં આવેલાં માન માટે તેમજ એ દખમાનું કામ પાર પાડવા માટે સરવેનો આભાર માનવા પછી હાજર રહેલા સરવે લોકો ઉભા કીધેલા મંડપમાં ગયા હતા જ્યાં ખાઇ પી વળતી સ્પેશીયલ ત્રેનમાં પા છા સરવે પોતપોતાને મુકામે ગયા હતા. એ વેળાએ આવેલા લોકો માટે ખાવા પીવાની, તેમજ દોખમાની જગાથી તે સ્ટેશન સુધી ગાડી વગેરેની સરવે ગોઠવણો કમીટીના મેમબ રો તરફથી ઘણી મનમાનતી રીતે કરવામાં આવી હતી. જે માટે લાગતાવળગતાઓને સા બાસી ઘટે છે. આ મેળાવડો હશીખુશીથી ખતમ થયો હતો. ઉપલું દખમું બંધાઇ તઇ યાર થવાથી હવે થોડાક માસમાં તે ઇજાવાની ક્રીયા થનાર છે.

અલાહબાદની શેઠો જે. શાપુરજીની કુંપનાવાળા શેઠ ટેમુરસ્પ જમશેદજી શાપુરજીના ધણીયાણી બાઇ જાઇજી રોજ ૧ લો માહ ૩ જો સને ૧૨૭૪ ને દીને મુંબઇમાં બેહસતન શીન થયાં હતાં, તેમની યાદગારી કાયમ રાખવા માટે અલાહબાદના જરથોસ્તીઓએ પોત પોતામાં એક ફંડ ઉઘાડયું હતું, તેમાં લગભગ રૂ. ૧૧૫૦ ભરાયા હતા. એ રૂપયામાંથી રૂવાનોને અવલ મંજલ પહોંચાડવાને માટે રૂ. ૬૮૫ ની એક ગાડી ખરીદવામાં આવી હ તી અને એ ગાડી રાખવા માટે ત્યાંની આરામગાહની જગાપર એક મકાન રૂ. ૮૫૦ ને સુમારેનું બાંધવામાં આવયું હતું. એ મકાન બાંધવા માટે ફંડમાં નાણું ઘટવાથી બાકીના આસરે રૂ. ૪૦૦ શેઠો જે. શાપુરજીની કુંપનીએ આપયા હતા. એ ગાડી તથા એને લગતુ મકાન મરહુમ બાઇની બીજા વરસની બાજને દીને યાને રોજ ૧ લો માહા ૩ જાને દીને જશનની ક્રીયા કરી ખુલા મેલવામાં આવયાં હતાં.

સરોડા ગામમાં દરેમેહર ક્રીયાકામ કરવાનું માત્ર એક અમથું મકાન હતું તેમાં આતશ આદરાન પરથવાની જરૂર હોવાથી મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇનાં ધરમખાતાં હસતકથી ચાલતી ઉમરા ગામમાંની દરેહમેહર જે વસ્તીનાં ઘટાડાથી નકામી જેવી થઇ પ ડી હતી તેના આદરાનને સરોડે લઇ જઇ રોજ ૨૦ મો માહ ૩ જાને દીને તખતનશીન કરવામાં આવયા હતા. એને માટે ઉદવાડેથી પગ રસ્તે આવેલા ૬ બરસનુમવાળા મોબેદો એ સુરતમાં જ્યાં ઉમરા ગામવાળો આતશનો કેબલો રાખેલો હતો, ત્યાં ઘટતી ક્રીયા કરી ખાસ બનાવી લાવેલા આફરગાનીયામાં આતશનો કેબલો મેલીને પાછા પગ રસ્તે સુરતથી સરોડે લાવયા હતા. એને લગતી ક્રીયાનો ખરચ કેટલાક સાહેબોએ આપયો હતો. ઉપલે દીને સહવારના ઉદવાડાવાળા દસ્તુરજી ખુરશેદજી મીનોચેરજી અને બીજા મોબેદોની આગેવાની હેઠળ સરોડાની દરેહમેહરના પંથકી પેસતનજીએ પેલા લાવવામાં આવેલા આતશને ગુમબજમાં લઇ જઇ ને તખતનશીન કરી આતશની નયાસ કીધી હતી. એ પછી બે જશનો કરવામાં આવયાં હતાં. જશનની ક્રીયા ખલાસ થવા બાદ દસ્તુરજી સાહેબે એ નુરી કેબલાની આબાદીની શુક્રગુજ રી કરી જણાવયું કે અતરે દરેહમેહર જેવું કશું સાધન નહી હોવાથી લોકોને ધરમક્રીયા

કરાવવા સારૂ ઉદવાડે આવવું પડતું હતું તે હાડમારી હવે મટી ગઇ છે. ત્યાર બાદ દરેહ
મેહેરના પંથકી એરવડ પેસતનજીએ અનજુમન તરફનું માનપત્ર વાંચી સંભળાવયું હતું
અને આ કામ પાર પાડવા જે સાહેબોએ તેમજ મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇના ધરમ
ખાતાંના ત્રસ્ટી સાહેબોએ જે કીમતી મદદ આપી હતી તેઓનો ઉપકાર માનયો હતો.
એ પછી મરહુમ શેઠ જીજીભાઇના ધરમ ખાતાંના સેક્રેટરી શેઠ કેખશરૂ અરદેશર એંટીએ
લંબાણ ખોલાસો કરી જણાવયું કે અસલ મુંબઇવાસી મરહુમ શેઠ ખરશેદજી ફરદુનજી પા
રખે આ જુનું મકાન બાંધવાનું કામ તમારાજ ગામવાસી શેઠ ભીમજીભાઇ શાપુરજી સરો
ડેવાળાને સોંપી તેને માટે રૂ. ૫૫૦૦ આપેલા પણ એટલા રૂપીઆમાં આ મકાન પુરૂં ન
હી થવાથી શેઠ ભીમજીભાઇ તથા તેઓના બેટા શેઠ માણેકજીએ બીજા રૂ. ૪૭૦૦ ઉમેરી પુ
રૂં કરી તમારી અંજુમનને જરથોસ્તી ટોળાના વપરાસ માટે સને ૧૨૫૧ યઝદેજરદીમાં સ
વાધીન કરયું હતું. તેમાં આદરાન સ્થાપવાની જરૂર હોવાથી અને મરહુમ શેઠ જીજીભાઇ
દાદાભાઇનાં ધરમ ખાતાંના ત્રસ્ટીઓએ ઉમરાગામની દરેહમેહરને ખસેડી કોઇ વધારે લાય
ક જગયામાં મુકવાનો ઇરાદો રાખતા હોવાથી તમારી અનજુમનના કેટલાક સાહેબોએ ત્રસ્ટી
સાહેબોની મુલાકાત લઇ એ દરેહમેહેરના આદરાન સાહેબને આ ગામમાં લાવી મુકવાની અ
રજ કરવાથી તે યોગય શરતો પછી મંજુર રાખવામાં આવી છે. આ નુરી કેબલાને પ્ર
થમ ઉમરા ગામમાં પરથયાને આજ નેવું વરસની લાંબી મુદત પસાર થઇ ગઇ છે. એ કે
બલાને પહેલવહેલાં ઇસવી સન ૧૮૧૬ ના સાલમાં સુરતથી ત્રણ માઇલ દુર તાપી નદીને
કીનારે આવેલાં ઉમરા ગામમાં મરહુમ શેઠ બમનજી સોરાબજી કપાવાળાએ પરથયા હતા.
તે વેળા ત્યાં જરથોસ્તીઓની સારી જેવી વસતી હતી. ઇસવી સન ૧૮૪૪ ના સાલમાં મ
રહુમ શેઠ ફરામરોજ નાનાભાઇ ઉમરીગર જેઓ શેઠ બમનજીના ખેશી થતા હતા, તેઓએ
ધરમ ખાતાનાં સથાપક શેઠ જીજીભાઇ દાદાભાઇને નાણાની ચોકસ રકમ સવાધીન કરી એવ
ણુને હસ્તક એ દરેહમેહરનો વહીવટ સોંપયો હતો. જેનો ૬૨ વરસ થયાં અમારૂં ધરમ ખા
તું વહીવટ કરતું આવયું છે. ઇ૦ સ૦ ૧૮૯૬ માં ઉમરા ગામમાંથી જરથોસ્તીઓની વસ
તી બીલકુલ નાબુદ થવાથી આ આદરાનને સુરત શેહેરમાં ખસેડી એક મોબેદ હસતક રા
ખવામાં આવેલા પરંતુ કેટલાક ચોકસ સંજોગોને લીધે તેને તે જગયાપરથી ખસેડવાની ત્રસટી
સાહેબો આજ પાંચ વરસની મુદત થઇ પેરવી કરતા હતા અને તે કોશેશ હાલ પાર પડેલી તમે
જુઓ છો. આ આદરીયાન સાહેબને માટે મુંબઇવાસી એક સખી બાઇએ અને ગ્રહસથે વરસ દી
વસની બે બતીના રૂપીઆ આપયા છે. બીજાં બાઇએ તેમજ શેઠ તારાચંદે કેટલીક ખપજોગી
ચીજો મોકલી આપી છે. આ દરેહમેહરમાં જ્યાંસુધી આ ઉમરા ગામના આદરાન સાહેબ કા
યમ રહે ત્યાંસુધી જાથુકના બે દીવાને માટે એક બાઇએ રૂપીઆ એક હજારનું ચાર ટકાનું
પોરટ ત્રસ્ટનુ બાંડ આપયું છે. મુંબઇવાસી શેઠ મેરવાનજી રૂસ્તમજી ફરેજરે ચાંદીની ચમચ
આદરાનના ઉપયોગ સારૂ ભેટ આપી છે. નુરી કેબલા માટેનું જરમન સીલવરનું આફરગાનીઉ
તથા તેની નીચેની આરસપહાણની બેઠક તથા તાજ તેમજ ખુમચી ચમચ વગેરે જોઇ
તી ચીજો શેઠો સોરાબજી તથા ઉકરજી કાવસજી ઉમરીગરે મરહુમ બાઇ માણેકબાઇ સોરાબ
જીનાં પુન માટે ભેટ આપી છે. છેવટે શેઠ કેખશરૂએ આ કામમાં મદદ કરનારાઓનો ઉપ
કાર માનવા પછી હાજર રહેલાઓએ ચાશની કરી મેળાવડો વીસરજન થયો હતો. એ દરેહ
મેહેરમાં મુકવા શેઠ ફરામજી મનચેરજી ઘડીયાલીએ એક ઘડીયાલ ભેટ આપયું હતું.

વલસાડ ખાતે મરહુમ શેઠ ધનજીભાઇ ધનભુરાને નામનું નવું દોખમું બાંધવાની શરૂ
આતની કોડાળી મારવાની ક્રીયા રોજ ૧૯ મો માહા ૨ જાને દીને એક મેળાવડા સનમુખ
કરવામાં આવી હતી. સવારના ૬ વાગે મોબેદ દાદાભાઇએ બાજ ઇજવાનું કામ શરૂ કી
ધું હતું તે પછી ૯ વાગે જશનની ક્રીયા કરવા બાદ અગયાર વાગે બાજ ઇજનાર મોબેદે
કોડાળી મારવાની ક્રીયા કીધી હતી. જે પછી એરવદ એદલજી કેરસાસ્પજી આંટીયાએ દો
ખમાને લગતી જગો વીશે એવો જાણુવાજોગ ખુલાસો કરી જણાવયું કે, જમીનનો સરદાર
જે અસપનદાદ અમસાસ્પંદ છે તેને આ કામમાં મદદ માટે બોલાવવાની હું દાદાર અહુ
રમજદની બંદગી કરૂં છું. પછી ઝંદ અવસ્તાના કેટલાક ફકરાઓ ભણી જણાવયું કે જ
મીન, પાંચ સારા ભાગમાં અને પાંચ ખરાબ ભાગમાં વહેંચી નાખી છે. પહેલી સરસ જમી

ન જેમાં આતશબેહેરામ, આદરીઆન અને આતશદાદગાહનાં મકાનો આવેલાં છે તેને ગણુ વામાં આવે છે, બીજી જેમાં અશો નર નારીઓનાં મકાનો જેઓ બાળ બચાંઓ સાથે રહી ચુશ્નાઓ રાખતાં હોય તેને ગણુવામાં આવી છે, ત્રીજી જેમાં બાગ, વાડીઓ અને ખેતીઓ કરવામાં આવી હોય તેને ગણુવામાં આવી છે, ચોથી જેમાં ગાય ઢોરો રહેતાં હોય અને તયાં વયાતાં હોય તેને ગણવામાં આવી છે અને પાંચમી જેમાં ઘોડાઓ અને ઢોરોનાં મ કાનો બાંધયાં હોય તેને ગણુવામાં આવી છે. પહેલી ખરાબ જગા જયાં દેવો અને જાદુગ રો રહેતા હોય તેને, બીજી જયાં મુડદાં બાળવામાં તથા દાટવામાં આવતાં હોય, ત્રીજી જયાં મુડદાં દાટી ઉપર ચણુતરકામ કરવામાં આવતાં હોય, ચોથી જયાં વાઘ, વીછુ વગેરે નુકસાન કરનારાં જનાવરો રહેતાં હોય, તેમ જણુાવી કહયું કે જે જગ યાએ આપણે દોખમું બાંધયે છીએ તે જગયા કદાચ આપણાં મુવેલાં શરીર મુકયાથી ખ રાબ થાય તેને માટે આ ક્રીયાઓ કરવાની આપણુને મોટી જરૂર છે. એ પછી કેટલાક સા હેબોએ એને લગતુ ટુંક વીવેચન કરવા બાદ શેઠ કાવસજી ધનજીભાઇ ધનભુરાએ હાજર રહેલાઓનો ઉપકાર માનવા પછી સઘળાઓ ચાસની કરી વીદાય થયા હતા. એ પછી ઉપ લાં દોખમાનો તાણો પુરવાની ક્રીયા રોજ ૧૮ મો માહા ૪ થાને દીને કરવામાં આવી હ તી, એને લગતી સરવે ગોઠવણુ વલસાડવાળા મરહુમ શેઠ ધનજીભાઇ ભુરાભાઇનાં વસીયત નામામાં ફરમાવયા મુજબ મરહુમના સાહેબજાદાઓ શેઠો માણેકજી અને કાવસજી તથા મર હુમ શેઠ પેસતનજી ધનજીભાઇના સાહેબજાદાઓ શેઠો અરદેશર અને જાલભાઇ તરફથી કર વામાં આવી હતી. એમાં વલસાડના આગેવાનોએ મદદ કીધી હતી. હાલ વલસાડમાં જુનાં બે દોખમા છે, જેમાંનાં પહેલાંને લગભગ ૧૫૦ વરસ થયાં છે અને તે ઘણી બીસમાર હાલતમાં છે અને બીજા દોખમાને લગભગ ૬૦ વરસ થયાં છે. તેમજ ત્યાં વસ્તીનો ઘણો વધારો થતો ચાલતો હોવાથી નવાં દોખમાની જરૂર વીચારી મરહુમ શેઠ ધનજીભાઇ ભુરા ભાઇના સાહેબજાદાઓએ નવું દોખમું બાંધવા માટે હાલના દોખમાવાળા કમપાઉંડમાં જ ગા મુકરર કરી આપવાની માગણીનો એક પત્ર વલસાડની અનજુમનના ત્રસ્ટીઓ ઉપર લખયો હતો અને તેઓએ અનજુમનની સભા બોલાવી તે માગણી બહાલ રાખી હતી. શેઠો ધનભુરાવાળાઓએ દોખમું બંધાઇ રહયા પછી કશો પણુ હક રાખવા વગર તે અન જુમનને સ્વાધીન કરવાને કબુલ્યું હતું. એ તાણો પુરવાની ક્રીયાને દીને જુદા જુદા દેશાવ રોથી આવનારા સઘળા જરથોસ્તીઓ માટે શેઠ ધનભુરાનાં કુટુંબીઓએ અગાઉથી રેલવે સતાવાળાઓ સાથે સસ્તા દરની ટીકીટો તેમજ સ્પેશીયલ ત્રેનો દોડાવવાની ગોઠવણુ કીધી હતી. એ મુજબ મુંબઇથી ત્રણુ તેમજ સુરતથી બે સ્પેશીયલ ત્રેનો દોડી હતી. તાણાની જગા આગળ લગભગ રૂપયા ત્રણુ હજારને ખરચે એક મોટો મંડપ ઉભો કરવામાં આવગો હતો. એ ક્રીયા જોવા આવનારાઓની દશ બાર હજારની મોટી સંખયાથી નાંખેલો મંડપ ચી કાર ભરાઇ જવાથી ઘણાંક લોકોને જગા મળવી મુશકેલ થઇ પડયું હતું. તાણાની ક્રીયા આશરે સાડાનવ વાગા પછી ઉદવાડાના વડા દસ્તુરજી ખુરશેદજી મીનોચેરજીની આગેવાની હેઠળ શરૂ કરવામાં આવી હતી. જે વેળાએ ક્રીયાકામ ઉપર ઉદવાડાના મોબેદ રૂસ્તમજી ફરામજી કટેલા દેખરેખ રાખતા હતા અને તે ક્રીયા બપોરે પુરી થતાંજ હાજર રહેલાઓ એ પોતપોતાની ગુંજાશ મુજબ દોખમાના ભંડારયામાં સોના રૂપાં, ત્રાંબા વીગેરેની પડત નાખી હતી. એ વખતે પુણાવાળા નાયબ દસતુર કેકોબાદ આદરબાદે દોખમાની ફીલસુફી વીશે એક વાઅઝ કરતાં જણાવયું કે આપણી મજદયશની દીનમાં સાફ ફરમાવેલું છે કે આપણું કાલબુદ સેવટની વખતે જીવથી જયારે નીરાળું થાય ત્યારે તેને ભુમીદાહ યા અગની દાહ ન કરતાં તેને એક ઉંચી ટેકરીવાળી જગાએ ખુલ્લું મુકવું કે જેથી પક્ષીઓ તેનો ભક્ષ કરી શકે અને હાડકાં સચવાયલાં રહે. જેઓ કાલબુદને જમીનમાં ગારે છે તેઓ માટે અવસ્તામાં જણાવયું છે કે જમીનમાં દેવોનું રહેઠાણુ હોવાથી આપણે તેઓની સામે થવું જોઇયે. વળી કાલબુદને ભુમીદાહ કરવાથી સુખશાંતીમાં બગાડો થાય છે અને તેમાંથી બદ બો નીકળવાથી જીવતાંઓની તંદરૂસ્તીને નુકસાન કરે છે. હરેક બસ્તેકુસતીઆન જરથોસ્તી ની ફરજ છે કે આપણા વડવાઓને પગલે ચાલવું. આપણી લાસને ઠેકાણે પાડવાની રૂઢી થી મુવા પછી ગમે એવા માલેતુજાર તેમજ એક ગરીબ એકસરખા ગણાય છે, જ્યારે કબ

રવાસ કરવાની રૂઢીથી આ મતલબ સચવાતી નથી. ત્યાં બાદશાહો તેમજ શ્રીમંતોની કબરો
જળવાઇ રહે છે જ્યારે ગરીબોનું કાંઇ નામ નીશાન જણાતું નથી. સેવટે એવણે શેઠ ધન
ભુરા કુટુંબનો ઉપકાર માનવા પછી શેઠ બમનજી શાપુરજી ચોથયાએ શેઠો માણેકજી ધનજી
ભાઇ, કાવસજી ધનજીભાઇ તથા અરદેશર પેસતનજીને એકેકી શાલો ઓઢાડી હતી. એ બાદ
ધનભુરા કુટુંબ તરફથી શેઠ કાવસજી ધનજીભાઇ ધનભુરાએ સરવેનો ઉપકાર માનતાં જણાવ
યું કે, તમોએ સેકડો અને હજારો માઇલ ઉપરથી આવીને આ ધનભુરા દોખમાના તાણા
ની ગંભીર ક્રીયામાં સામેલ થવાની જે જરથોસ્તી મઝહબને અનુસરતી ભલી લાગણી બતા
વી છે તેથી અમો તમારો મોટો આભાર માનીએ છીએ. વળી અમારા મરહુમ મુરબીજી
ધનજીભાઇની એવી ઉમેદ હતી કે અમારી વલસાડની અનજુમનને તથા પારસી કોમને લ
ગતા ઉપયોગી કામો કરવા અને તે વખતે એવણે એવું ધારયું હતું કે મોડેવહેલે પારસી
ઓ માટે એક આરામગાહની જરૂર પડશે તેથી એવોએ પહેલા રૂ૯૦૦૦ અને ત્યાર બાદ બીજા
રૂ૨૦૦૦ મળી રૂ૧૧૦૦૦ એજ કામને માટે અલાહેદા કહાડી અમોને ફરમાવી ગયા હતા
કે તે વયાજે વધવા દેવા અને જ્યારે એક દોખમાની હાજત જણાય કે તુરત તે બંધાવી
આપવું. તે મુજબ આવતે વરસે આ દોખમું અમારા મુરબી ધનજીભાઇને નામનું બંધાવી
ને વલસાડની અનજુમનને સોંપી આપશું અને અતરે જુની સઘડી બીસમાર થવાથી એક
નવી સઘડી બંધાવી આપવાનો અમારો વીચાર છે. એ પછી શેઠ અરદેશર પેસતનજી ધન
ભુરાએ આ કામમાં જે ગ્રહસ્થોએ મદદ કીધી હતી તેઓનો, તથા શેઠ જેહાંગીરજી ટેહમુર
સ્પ અંકલેસરયાએ નવા દખમાનો પલાન કરી આપયો અને મરહુમ શેઠ હોરમસજી શાપુર
જી ચોથયાના કુટુંબીઓએ મંડપ માટે જગા વાપરવા આપી તેમજ શેઠ ફરામજી રતનજી
સરવેએ કીમતી સલાહ આપી હતી તે માટે એ સરવે સાહેબોનો શેઠ ધનભુરા કુટુંબીઓ
તરફથી ઉપકાર માનવા બાદ શેઠ ધનભુરા ખાનદાનના નબીરાઓ તરફથી ઉદવાડેવાળા દસતુ
રજી ખુરશેદજી મીનોચેરજી, પુણાવાળા નાયબ દસતુર કેકોબાદ, સમસુલ ઓલમાં એરવદ જીવ
ણજી જમશેદજી મોદી, એરવદ એદલજી કેરસાસ્પજી આંટયા, ઉદવાડાના નાયબ દસતુર પેશોતન બ
રજોરજી તથા દોખમાને લગતા પલાન બનાવનારા એનજીનીયર શેઠ જેહાંગીર ટેહેમુરસ્પ અં
કલેસરીયાને એકેકી શાલોની ભેટ કરવામાં આવી હતી. સેવટે ક્રીયા ખલાસ થવા બાદ ઉભા કરવા
માં આવેલા માંડવામાં બહારગામથી આવેલા લોકોએ બપોરનું ખાણું લીધા પછી વળતી
સ્પેશીયલ ત્રેનોમાં સરવે પોતપોતાને મુકામે ગયા હતા.

મુંબઇવાળા મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇના ધરમખાતાંના ફંડના ત્રસ્ટીઓને દમ
ણુવાસીઓએ અરજી કરવાથી એઓ સાહેબો તરફથી ત્યાંનાં ગરીબ જરથોસ્તીઓના બાળકો
ને આપણા પુરાણા ધરમના પાક કલામોનું શરૂઆતનું પ્રાથમીક શીક્ષણ આપવા સારૂ રોજ
૨૦ મો માહા ૪ થાને દીને યાને તા૦ ૧ લી જાનેવારીથી એક ઝંદ અવસતાની નીશાળ
ઉઘાડવામાં આવી છે.

નાગપોર ખાતે શેઠો બીલીમોરીયા ભાઇઓએ બંધાવેલી ધરમશાળા ખોલ્લી મેલવા
ની ક્રીયા રોજ ૨૫ મો માહા ૪ થાને દીને સાંજે ખા૦ બા૦ બેજનજી દાદાભાઇ મેહેતાએ
એક મોટા મેળાવડા સનમુખ કીધી હતી. શરૂઆતમાં ખા૦ બા૦ બેજનજીએ શેઠો બીલી
મોરીયા બીરાડરોની તારીફમાં કેટલુંક વીવેચન કરવા પછી શેઠ હોરમસજી બીલીમોરીયાએ
અનજુમન પત્ર વાંચી ધરમશાળા અનજુમનને ભેટ કીધી હતી. તેમ કરતાં એવો શેઠે
જણાવયું હતું કે બીજા રોકડા રૂ. ૫૦૧ તથા તે દીવસે જે રોકડ લગભગ રૂપયા એક હજા
રની ભેટ સૌગાદ મળી હતી તે અને નોકરો વગેરેનાં રહેવાનાં મકાનો બાંધવાનો ખરચ રૂ.
૭૦૦ જે અનજુમનના ફંડમાંથી કરવામાં આવયો હતો, એ બધું અનજુમનને આપી દેવાની
એવો શેઠોની ખાહેશ છે. એ પછી અનજુમન તરફનું માનપત્ર રૂપાના કાસકેટમાં મેલી શેઠો બીલી
મોરીયાભાઇઓને એનાયત કરવામાં આવયું હતું. તેમજ એઓ સાહેબને અનજુમન ત
રફથી શાલો ઓઢાડવામાં આવી હતી. વળી એક બીજું માનપત્ર તથા કાસકેટ દોસ્ત
આશનાઓ તથા વખાણનારાઓએ શેઠો બીલીમોરીયા ભાઇઓને એનાયત કરી એઓને
શાલો ઓઢાડી હતી. એ ઉપરાંત બીજા કેટલાક સાહેબોએ પોતા તરફથી જુદી જુદી શાલો
એઓ શેઠોને ઓઢાડી હતી. સેવટે શેઠો બીલીમોરીયાભાઇઓએ પોતાને આપવામાં આવે
લા માન માટે હાજર રહેલાઓનો ઉપકાર માનયો હતો. એજ ઠેકાણે રાતે આખી અન

જુમનને ખાણું આપવામાં આવયું હતુ. તે પછી બાયોસકોપની ગમત તથા ગીતો વગેરેની મજાહ ચાખી હાજર રહેલાઓ મોડી રાતે વીખેરાઇ ગયા હતા. એ ધરમશાળા પાકી બાંધણીની અને એમાં મુસાફરો માટે બે ઓરડા રાખેલા છે તથા વચમાં મોટો હોલ જમણુવારમાં કામ લાગે તેવો છે. એ ઉપરાંત મુસાફરોની સગવડ માટે ઢોલ્યા, બીછાનાં તથા રાંધવા સીધવાનાં વાસણો વગેરેની સરવે ચીજોની સગવડ છે. એ પાછળ શેઠો બીલીમોરીયા ભાઇઓને લગભગ રૂપયા પંદર હજારનો ખરચ થવા ગયો છે. તેમજ એનું નીભાવ ફંડબી રૂપયા દશ હજાર સુધીનું થવા ગયું છે.

મજગામ ખાતે બે જુની દરેહમેહર છતાં એક નવી જરથોસ્તી અનજુમનની દરેહમેહેરનું મકાન બંધાઇ તઇયાર થવાથી તેમાં આતશ આદરાનને તખતનશીન કરવાની ક્રીયા રોજ ૯ મો માહા ૫ માને દીને બાનુઓ અને ગ્રહસ્થોના એક મેળાવડા સનમુખ કરવામાં આવી હતી. શરૂઆતમાં જશનની ક્રીયા દસ્તુરજી કેખશરૂ જામાસ્પજી જામાસ્પઆશાના તથા એ દરેહમેહેરના પંથકી મોબેદ બેજનજી કાવસજી મીનોચેહેર હોમજીનાની દેખરેખ હેઠળ કરવામાં આવી હતી. એ પછી એ દરેહમેહેરના ત્રસ્ટીઓની અરજથી મોબેદ પીરોજજી એદલજી દાદાચાનજીએ અનજુમન પત્ર વાંચયું તેમાં જણાવયું હતું કે આ દરેહમેહેરનું નવું મકાન તઇયાર થયાથી એમાં દીનયાઇના કાયદા મુજબ આતશ આદરાનને તખતનશીન કરી સરવેના વપરાસ માટે ખુલ્લું મેલવામાં આવયું છે. એ દરેહમેહેરની અંદર મુખય કરીને મીનોચેહેરહોમજી સાથના મોબેદો ક્રીયાકામો કરશે તથા આતશ આદરાનને બોય દેશે તેમજ સરવે જરથોસ્તીઓને બંદગી કરવા અને પોતાના મોબેદો પાસ ક્રીયાકામો કરાવવા દેવામાં આવશે. મજગામના શેહેનશાહી જરથોસ્તીઓને લગતાં ક્રીયાકામો બીજી દરેહમેહેરમાં થતાં હતાં પણ વસ્તી વધવાથી અડચણ પડવાને લીધે એક દરેહમેહેર બાંધવાનો વીચાર કરવા સારૂ રોજ ૨૫ મો, માહા ૫ મો, ૧૨૭૫ ને દીને મજગામવાસી જરથોસ્તીઓએ એક સભા બોલાવી તેમાં ત્રસ્ટીઓ નેમી પોતપોતામાં એક ફંડ ઉભું કરી એમાં બીજા જરથોસ્તીઓ પાસે નાણાં ભરાવવામાં આવયાં હતાં. એ દરેહમેહેરનું નવું મકાન બાંધવાના ફંડમાં સુમારે રૂ. ૧૨૦૦૦ અને એના જાથુકના નીભાવ ફંડમાં લગભગ રૂ. ૧૧૦૦૦ ભરાયા છે. આ દરેહમેહેરના પંથકી તરીકે મોબેદ બેજનજી કાવસજી મીનોચેહેરહોમજીનાને નેમવામાં આવયા છે. એને લગતું ત્રસ્ટડીડનું કામ શેઠ ખરશેદજી ધનજીભાઇ શરાફ સોલીસીટરને સોંપવામાં આવેલું છે અને હવે પછી નાણાં ભરનારાઓની સભા બોલાવી તેમાં જાથુકના ત્રસ્ટીઓની નેમણુક તથા હમેશનો વહીવટ વગેરેની ગોઠવણનું પાકું ખત કરવામાં આવશે. આ મકાન બાંધવાના કામમાં મદદ કરવા માટે શેઠ મનચેરશાહ પાલનજી કંત્રાકટર એલ. સી. ઇ. નો તેમજ આ કામમાં મદદ કરવા માટે મરહુમ મોબેદ કાવસજી નવરોજજી મીનોચેહેરહોમજીના કુટુંબીઓનો અને બીજા ગ્રહસ્થોનો ઉપકાર માનવામાં આવે છે. સેવટે મોબેદ બેજનજીને સર જમશેદજી જીજીભાઇએ શાલ ઓઢાડયા બાદ ચાશની કરી સરવે વીખેરાઇ ગયા હતા.

પંચમહાલ જીલામાં આવેલા હાલોલ તાલુકાના રૂસતમપુરા ગામના માલેક ખા૦ સા૦ બમનજી અરદેશર દલાલે પોતાના રૂસતમપુરા ગામમાં પોતાના મરહુમ માતાજી બાઇ ગુલબાઇના પુનઅરથે એક મોટું સ્કુલનું મકાન બંધાવી તે મકાનને તેજ જીલાના રેવાકાંઠાના પોલીટીકલ એજંટ મી૦ બ્રાઉનનું નામ આપી ધી બ્રાઉન વરનેકયુલર સ્કુલ રાખવામાં આવયું છે. એ મકાન ખુલ્લું મેલવાની ક્રીયા રોજ ૧૯ મો માહા ૫ માને દીને મીસીસ બ્રાઉને એક મેળાવડા સનમુખ કીધી હતી, એ વખતે અમલદારો ઉપરાંત ગામના ઘણા લોકો હાજર થયા હતા. શરૂઆતમાં સ્કુલ માસ્તરે વીદયારથીઓ પાસે ગીતો ગવાડયાં હતાં તથા ડાકટર પ્રભાશંકરે ખા૦ સા૦ દલાલ પોતાના ગામમાં પોતાને ખરચે ધરમાદા દવાખાનું કાઢી, આ સ્કુલ બંધાવી તથા તેવાંજ બીજાં પરોપકારનાં કામો કરી પોતાનાં નાનાં સરખાં ગામડાંની પ્રજાને એક શેહેરી પ્રજાને મળતા લાભો આપવાની જે માયાભરી કાળજી બતાવે છે તે બાબદ વખાણ કીધાં હતાં. બાદ વીદયારથીઓને ઇનામો આપી પાનસોપારી લઇ સભા વીસરજન થઇ હતી.

મદરાસના જાણીતા રહીશ શેઠ ફીરોઝ મનચેરજી કલબવાળાએ પોતાના મરહુમ પીતાજી શેઠ મનચેરજી તથા માતાજી બાઇ કોલીબાઇના પુન માટે દેવલાલીના ડાકટર બહાદુરજી સેનીટરીયમમાં એક બલોક રૂ. ૬૫૦૦ ને ખરચે બંધાવી આપયો છે. તે ખુલ્લો મેલવાની ક્રીયા રોજ ૨૯ મો, માહા ૫ માને દીને યાને શેઠ પીરોજશાહના બેટાની વરસીને દીવસે કરી જાહેર વપરાસ સારૂં ખોલ્લો મુકવામાં આવયો હતો.

વલી શેઠ ફીરોઝે પોતાના મરહુમ બેટા શેઠ જાલ જેવણુ રોજ ૨૯ મો માહા ૫ મો ૧૨૭૫ ને દીને મદરાસ ખાતે હક થયા હતા તેવણુની યાદગારીમાં પારસી કોમના વપરાસ માટે ઉતાકામનડ ખાતે બંધાવી આપેલા જાલ ફીરોઝ હોલ ખુલ્લો મેલવાની ક્રીયા રોજ ૧ લો માહા ૬ઠાને દીને એક મેળાવડા સનમુખ કરવામાં આવી હતી. શરૂઆતમાં જશનની ક્રીયા કરવા પછી ત્યાંની અનજુમનના અકાબર શેઠ નશરવાનજી ફરામજી કયાનીએ શેઠ કલબવાળાએ કરેલી સખાવત માટે ઉપકાર માનતાં જણાવયું કે નીલગીરીમાં વસ્તી વધતી જવાથી પારસી કોમને એ હોલ ઘણોજ ઉપયોગી થઇ પડશે તેમજ એવણે આજે જે ધરમનું કામ કીધું છે તેવાજ કામો કરી આપણુ દાદાર અહુરમજદને અને મરનારોના રૂહને ખુશનુદ કરી શકીયે છીએ. એ પછી શેઠ કલબવાળા ઉપર મદરાસ ખાતે મોકલાવવા એક શીયાલ એવણુના પંથકી એરવદ ડોશાભાઇ પાવરીને સોંપવામાં આવી હતી. હાજર રહેલાઓએ રીફ્રેશમેંટ લઇ મેળાવડો વીસરજન થયો હતો. શેઠ કલબવાળાએ લગભગ રૂ. ૬૦૦૦ ખરચીને એ હોલ બંધાવી આપયો છે તેમજ એમાં કેટલુંક ફરનીચર, અશો જરથોસ્તની અને મરહુમ શેઠ જાલની સબીઓબી મુકવા ભેટ આપી છે. એવોજ હોલ મદરાસ ખાતેબી શેઠ કલબવાલા પોતાના મરહુમ બેટાની યાદમાં બંધાવી આપનાર છે તેથી મરહુમની વરસીને દીને મદરાસ ખાતે તે હોલનો પાયો નાંખવાની ક્રીયા જશન કરીને કરવામાં આવી હતી. એ ઉપરાંત શેઠ કલબવાળાએ મદરાસમાં એક અગીયારી સ્થાપવા માટે પોતાનો મોટો બંગલો આપવા જણાવયો હતો.

મરહુમ શેઠ અરદેશર હોરમારજી વાડીયાનાં સખાવત ખાતાંના ટ્રસ્ટીઓ તરફથી નાના પાયા ઉપર આંખનું દવાખાનું અને આંખની હોસ્પીટલ પારસીઓ માટે રોજ ૨૪ મો માહા ૬ ઠાને દીને ધોબીતળાવ આગળ અંજુમનનાં આતશબેહેરામની જોડે ખોલવામાં આવયાં હતાં. તેના તબીબ તરીકે વેલાયતની આંખની મુર ફીલ્ડ આસપીટલ અને રોયલ વેસ્ટમીનીસટર ઓપથાલમીક આસ્પીટલમાં આંખના દરદોનો ખાસ અભીયાસ કરી આવેલા ડાકટર ખરશેદજી નશરવાનજી કરંજીઆ નેમાયા છે, જેઓએ યુરોપની એફ. આર. સી. એસ. અને એમ. આર. સી. એસ. ની સનદ મેળવી છે યાને તેઓએ આંખના દરદોની સારવારની ચઢતી પરીક્ષા પસાર કીધી છે. આસ્પીટલમાં બાહેરના દરદીઓની સારવાર કરીને તેમને દવાઇ આપવામાં આવે છે અને બહુ જરૂરી વહાડકાપ માટેના દરદીઓને આસ્પીટલમાં રાખીને તેમની સારવાર કરવામાં આવે છે. આસપીટલમાં બીજા મજલાપર ત્રણ બીછાંણા રાખવામાં અ વયાં છે, પણ જરૂર જણાતાં તેમાં વધારો કરવામાં આવે છે પેહેલે મજલે ડીસપેનસરી રાખેલી છે. ડાકટર કરંજીઆ વીલાયતમાં ઓફથેલમોલોજી યાને આંખનાં દરદોની વીદયાના પાંચ વરસ અભયાસ કરી આવયા છે, અને આટલી મુદતનો આવો અભયાસ કરનારા પેહેલાજ પારસી સરજયન જણાય છે. વીલાયતની મોટી બે આસ્પીટલોમાં એમણે ઘણાક જાણીતા સરજયનોના કલીનીકલ એસીસ્ટંટ દાખલ કામ કરેલું છે; તથા રોયલ વીકટોરીયા આસ્પીટલ અને સાઉથેમટનની આંખની આસ્પીટલમાં એઓ કામચલાઉ (આંખના) સરજયન નેમાયા હતા. ૧૮૯૭ માં ગ્રાંટ મેડીકલ કોલેજમાંથી સ્કોલરસીપો સાથે પસાર થઇ, વીલાયત જઇને ૧૯૦૩ માં વધુ ડીગ્રીઓ લીધી, તે બાદ જુદી જુદી આંખની આસ્પીટલોમાં મદદનીશ તથા કામચલાઉ સરજીઅન તરીકે કામ કરયું હતું અને સેવટે "ઓનરસ" સાથે એફ. આર. ડી. એસ. ની ડીગ્રી મેળવી હતી. ઉપલા ખાતાનાં રીપોર્ટ પરથી માલમ પડે છે કે ગયા મારચ મહીનાથી તે ઓગસ્ટ સુધી ૬ મહીનામાં ૧૮૧૮ મરદો તથા ૨૨૭૮ બઇરાં છોકરાંઓ મલી કુલે ૪૦૯૬ જણાઓ એનો લાભ લઇ ગયા હતા. એ મુદત દરમીયાન ૧૪૩ આંખને લગતાં ઓપરેશનો ફતેહમંદીથી કરવામાં આવ્યા હતા જેમાનાં ઘણાખરા કેશો મોતીયા અને નજલાને લગતાં હતાં.

બાઈ દીનબાઈ પેસતનજી શાપુરજી ગઝદરનું અરધ ધરમનું યાને સસતે ભાવે દવા આપવાનું દવાખાનું એવોનાં નબીરા શેઠ શાપુરજી નવરોજી ગઝદરે રોજ ૫ મો માહા ૭ મો યાને તા૦ ૧૭ મી મારચ ૧૯૦૭ ને દીને એવોની બુચી ખુરશેદની વરસગાંઠને દીવસે કોટ હોરનબી રોડપર બુબાખાના આગલ ચાલુ કીધું હતું. દવાઈની ફી બે તથા એક આના રાખી છે, તેમાંથી જે ઉપજ થાય છે તે દવાખાનાના ચાલુ ખરચમાં લઈ બાકીની ઘટ શેઠ ગઝદર પોતાની ગીરોથી આપે છે. દરદીઓને ઉતમ પ્રકારની સહલા મલે એવા વીચારથી એક બાહોશ ગ્રેજ્યુએટ ડા૦ નશરવાન કાવશજી અરજાની બી. એ., એલ. એમ. એંડ એસ. ને રોકવામાં આવયા છે. કોટ મધે ગરીબ પારસીઓની મોટી વસ્તી હોયાને લીધે ત્યાં એવાં એક દવાખાનાની ઘણી જરૂર જણાઈ હતી. ગરીબ પણ આબરૂદાર જરથોસ્તીઓ એવા છે કે જેવો એકદમ કોઈબી ધરમખાતાંનો મુફત લાભ લેવાને અચકાય છે, તેવો થોડા મધયમ પઈસા આપી એવાં ખાતાંનો લાભ લેવા ખુશીથી જાય છે. આવાં દવાખાનાની કોટમાં જરૂર હતી તે એટલા ઉપરથી સાબેત થાય છે કે તા૦ ૧૭ મી મારચથી તે તા૦ ૧૭ મી આગસ્ત ૧૯૦૭ સુધીનાં પાંચ મહીનામાં ૫૯૯૦ આસામીઓ લાભ લઈ ગયા છે. જે આંકડા જોતાં માલમ પડે છે કે શરૂઆતમાંજ મહીનાની સરાસરી રાસ ૧૨૦૦ ની આવી છે. બીજું એ કે પસાર થયલા ડાકટરોને ઘરે બોલાવાની ફી ઓછામાં ઓછી રૂ. ૨ હોય છે જે આપવાને ગરીબ માણસોની બીલકુલ શકતી હોતી નથી. તેવાઓને આ રૂ. ૧ ની ફી રાખયાથી ઘણી સવલતા મલી છે અને તેનો સારો લાભ લેવાય છે. બીજી કોમવાળાઓ ઘણો નજીવો લાભ લેય છે.

જરથોસ્તી કોમના લાભ સાચવનારી મંડળી હસ્તક ગરીબ જરથોસ્તીઓને સસ્તાં ભાડાંના મકાનો પુરાં પાડવા માટે સ્થાપવામાં આવેલી ઝોરાસ્ત્રીઅન બીલડીંગ સોસાએટી તરફથી બાઈ ડોસીબાઈ કાવસજી જસાવાળાના ત્રસ્ટની તારદેવ આવેલી મોટા વીસ્તારની જગા ખરીદવામાં આવી છે. એ જગા ઉપર બે ચાલીઓનો પાયો નાખવાની ક્રીયા જમશેદી નવરોજે યાને રોજ ૯ મો માહા ૭ માને દીને સર જમશેદજી જીજીભાઈએ એક મેળાવડા સનમુખ કરી હતી. શરૂઆતમાં શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલે જણાવયું કે ઝોરાસ્ત્રીઅન બીલડીંગ સોસાયટીના બે લાખ રૂપયાના શેરો ભરાયા ઉપરાંત મરહુમ શેઠ હોરમસજી શાપુરજી ચોથીઆના એકઝીકયુટરો તરફથી રૂપયા વીસ હજાર અને શેઠ ફરામજી પાંડે તરફથી રૂપયા સાત હજાર તથા બીજા પરચુટણ મળી લગભગ રૂપયા ત્રીસ હજાર બખશેશ તરીકે મળયા હતા. તેમજ બાઈ ડોસીબાઈ કાવસજી જસાવાળાને જમીનના બધા રૂપયા પગાર કરવાની સોસાએટી પાસે સગવડ નહી હોવાથી એવોએ બાકીના રૂપયા સારૂ આપણને સગવડ કરી આપી છે. એ પછી પાયો નાખવાની ક્રીયા સર જમશેદજીએ પોતાને હાથે કીધી હતી તેમાં મરહુમ શેઠ ચોથીઆનાં તેમજ પાંડેનાં કુટુંબનાં બાનુઓએ પણ મદદ કીધી હતી. આ બે ક્રીયાકામ ખલાસ થવા બાદ શેઠ સોરાબજી એદલજી વારડને સર જમશેદજીએ લીધેલી તસ્દી માટે તેમજ સેક્રેટરીઓ ડા૦ જેહાંગીર ખરશેદજી દાજી ને ડા૦ દીનશાહ બમનજી માસ્તરની અથાગ મેહેનત માટે કેટલુંક વીવેચન કરવા પછી સર જમશેદજીએ જણાવયું કે આજે જે શુભ કામ આપણે આરભયું છે તેનાં મીઠાં ફળો પારસી કોમ ભવીશયમાં ચાખશે. જે શેઠોએ નાદર રકમો ભેટ આપી છે તેઓનો ઉપકાર માનયે છીએ અને એ મુજબ બીજા સખી શેઠો બી મદદ કરશે જેથી આ કામ જલદીથી પાર પડશે. આ બે ચાલીમાં ૨૦ કુટુંબ રહી શકશે અને દરેક કુટુંબને બે ઓરડા ઉપરાંત એક રાંધણી મળશે.

નવસારીના મોબેદોને નાહાન લેવાની જગા મરહુમ દેશાઈજી ખુરશેદજી ટેમુલજીએ ત્યાંની બોરશેદ વાડીમાં વરસો થયાં અલાયદી કાઢી આપી હતી અને એ જગાને ઝાડી—કાંટાના વાડથી ઘેરી લેવામાં આવી હતી. પણ એ વાડ ભાગી જવાથી અને લોકોએ ત્યાં ગલીચી કરવાને સબબે તેનો કબજો કરી લેવા વડા દસતુરજી ફરામજી કેકોબાદજીનાં કહેવાથી મરહુમ દેશાઈજીના નબીરા શેઠ મેરવાનજી આદરજી દેશાઈએ રૂપ્યા ૨૦૦ ને ખરચે એ જગાની આજુબાજુ તારની વાડ ભરી દરવાજો મુકાવી આપયો છે. એ તઈયાર થવાથી શેઠ મેરવાનજીના બાવાની દશમી બાજ રોજ ૫ મો માહા ૯ માને દીને હોવાથી એ દીને કમપાઉંડમાં જશનની ક્રીયા કરી તે ખુલ્લાં મેલવામાં આવયાં હતાં.

મધરાસના જાણીતા રહીશ શેઠ ફીરોઝ મંચેરજી કલબવાળાએ પોતાના બેહેસ્તનશીન બેટા શેઠ જાલના પુન માટે દમણુથી ૪ માઇલ દુર આવેલાં વાંકડ ગામમાં ઢેડ કોમ માટે એક કુવો દમણુવાલા શેઠ અરદેશર સોરાબજી પોસ્ટવાળાના કહેવાથી બંધાવી આપયો હતો. એ કુવો શેઠ પોસ્ટવાળાની દેખરેખ હેઠળ તઇયાર થવાથી તે ખુલ્લો મુકવાની ક્રીયા રોજ ૨૯ મો માહા ૯ માને દીને એરવદ હોરમસજી જમશેદજી ઉનવાળાની આગેવાની હેઠળ એક મેળાવડા સનમુખ કરવામાં આવી હતી. એ દીને શેઠ કલબવાળા તરફથી ઢેડ લોકોને ભોજન તેમજ કપડાં વહેંચવા માં આવયાં હતાં. એ કુવો બંધાવી આપવા માટે દમણના કામચલાઉ ગવરનર કેપટન ફેરદેમીનઝે ઠરાવ બહાર પાડી શેઠ કલબવાળાની સ્તુતી કીધી હતી. [ એને લગતી વધુ વીગત આ કેલેંડરમાં આગળ છપાયલી દમણની વીગતમાં જોવામાં આવશે. ]

અંદેરી મધે મરઝબાનાબાદમાં શેઠ ફીરોજશાહ અરદેશર ભીખાજી પટેલની દરેહમેહેરનો પાયો નાંખવાની ક્રીયા રોજ ૧૧ મો માહા ૧૦ માને દીને એક મેળાવડા સનમુખ શેઠ શાપુરજી બેરામજી કાતરકે કરી હતી. તે વેળાએ તેઓએ જણાવયું કે અંદેરી મધે એક દરેહમેહેર બાંધવાનો વીચાર આજ લાંબો વખત થયાં ચરચાયા કરતો હતો તે આજે પાર પડયો છે. શેઠ અરદેશર ભીખાજી પટેલે પોતાના મરહુમ બેટા શેઠ ફીરોઝને નામની દરેહમેહેર બાંધવા માટે રૂ૨૫૦૦૦ ની રકમ આપી છે અને શેઠ હોરમસજી દોરાબજી ગઝદરે મરઝબાનાબાદ મધે પોતાની જગાનો ૫૦૦૦ વાર ટુકડો એ કામ માટે બક્ષેશ આપવા ઉપરાંત એક કુવો બંધાવી આપવા કહયું છે. એ મકાન ઉપર દેખરેખ રાખવાને શેઠ હોરમસજી કાવશજી પસ્તાકયા આરકીટેકટે કબુલ કીધું છે. સેવટે શેઠ અરદેશર પટેલનો ઉપકાર માનવા પછી હાજર રહેલાઓએ રીફ્રેશમેંટ લઇ મેળાવડો વીસરજન થયો હતો. એ દરેહમહેર બાંધવા માટે કુલે રૂ ૩૪૫૦૪ ભરાયા હતા, તેમાં શેઠ અરદેશર ભીખાજી પટેલે પોતાના મરહુમ બેટા શેઠ ફીરોઝશાહની નઇઅતે અગયારીનું મકાન તથા અગયારીનું મકાન બાંધવા માટે આગળની એક જમીનનો કટકો ખરીદ કરવા માટે રૂ ૧૫૦૦૦, અને શેઠ અરદેશરે એના નીભાવ ફંડ માટે બીજા વધુ રૂ ૧૦૦૦૦, શેઠ હોરમસજી દોરાબજી ગઝદરે પોતાના પીતાજી મરહુમ શેઠ દોરાબજીની નઇઅતે રૂ ૫૦૦૧, શેઠ ખરસેદજી ભીખાજી પટેલ રૂ ૨૦૦૧, ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાન, સી૦ આઇ૦ ઇ૦ રૂ ૧૦૦૧, શેઠ શાપુરજી બેહેરામજી કાતરકે પોતાનાં ધણીઆણી મરહુમ બાઇ જરબાઇના પુન માટે રૂ ૫૦૧, શેઠ ફકીરજી દીનશાહ રૂ ૫૦૦, શેઠ શાપુરજી ટેમુલજી પટેલે પોતાના બપાઇ બાઇ બાઇઆઇનાં પુન માટે રૂ ૩૦૦ તથા શેઠ દાદાભાઇ ટેમુલજી પટેલે પોતાનાં મરહુમ બાવા શેઠ ટેમુલજીનાં પુન માટે રૂ ૨૦૦ મળી રૂ ૫૦૦૦ એ ઉપરાંત બાઇ ગુલબાઇ મનચેરજી કાવસજી મરઝબાને દરેહમહેરમાં મુકવા માટે એક અફરગાનીયું તથા તેની સરવે સામગ્રી પોતાને ખરચે આપવાને કબુલયું છે.

નવસારીની વડી જુની દરેહમેહર માટે ગોંડળવાળા શેઠ કાવશજી એરચજી દેશાઇએ લગભગ રૂપયા સાત હજારને ખરચે નવું બંધાવી આપેલું મકાન તથા તેની અંદર પરથેલો આતશ દાદગાહનો કેબલો ખુલ્લો મેલવાની ક્રીયા એક મોટા મેલાવડા સનમુખ રોજ ૧૭ મો માહા ૧૨ માને દીને કરવામાં આવી હતી. એ મકાન ખુલ્લું મુકવા પેહલા ત્રણ દીવસ સુધી તેના દસ હીંઢોળા ઇજશને વંદીદાદની ક્રીયાઓ કરી ઇજવામાં આવયા હતા. એ મકાન ખુલ્લું મુકતાં શરૂઆતમાં જશનની ક્રીયા કરવા બાદ વડા દસ્તુરજી ફરામજીએ અનજુમન તરફનું માનપત્ર વાંચી શેઠ દેશાઇને એનાયત કરી અનજુમન તરફથી એક શીયાલ ઓઢાડી હતી. એ માનપત્રમાં જણાવવામાં આવયું હતું કે આપણી ભગરસાથ અનજુમનની આ વડી દરેમેહેર જે યઝદેજરદી ૫૫૧ નાં સાલમાં અત્રે જરથોસ્તીઓએ આ વયા પછી પરઠી હતી, અને તયાર બાદ મરહુમ બાઇ સાહેબ માહલણબાઇ બેહેદીન બેહેરામજીએ પોતાનું એક ઘર આપી તેમાં વધારો કરયો હતો, પણ વસ્તીના વધવા સાથે તે બંને મકાન નાનાં પડવાથી, પાછળથી સંવત ૧૮૫૧ માં મરહુમ તમારા વડીલ દેશાઇજી સાહેબ મીનોચેહેરજી ખુરશેદજીએ તેમાં મોટો વધારો કીધો હતો, અને તે જુનાં મકાનોની સાથે પોતાના ખરચથી નવું મકાન ઉભું કરયું હતું. તે મકાનો આજે નબલી હાલતમાં

આવવાથી તમો સાહેબે ફરીથી આ સુંદર મકાન બંધાવી આપયાં છે. વળી તમારાં ધણી આણી બઇ મોટીબાઇએ એ દરેમેહેરમાં દાદગાહ જાથુક રોશન રાખી તેના ઉપર પાંચે ગેહેમાં નીયાએશ કરાવવાને ખાતર રૂ. ૪૦૦૦ ની રકમ આપી આ દરેમેહેરના મહતવમાં જે વ ધારો કીધો છે, તેથી અમોને બેહદ ખુશી ઉપજી છે. એ પછી બીજી શાલ દસ્તુર ફરામજી એ પોતાના બપાવા મરહુમ વડા દસ્તુરજી રૂસતમજી નસરવાનજી તે શેઠ કાવસજી દેશાઇના મમાવાના ઘર તરફથી શેઠ કાવશજીને ઓઢાડી હતી. તેમજ બીલીમોરાવાલા દસ્તુર સોરાબ જી કોલાભાઇએ પોતા તરફથી તથા વડા દેશાઇ પેસતનજીભાઇએ પણ આખાં દેશાઇ કુટુંબ તરફથી દેશાઇ કાવશજીને શયાલ ઓઢાડી હતી. દેશાઇ કાવશજીએ આતશબેહેરામવાળાં મકા નમાં પોતાની સબી મુકાવવા અંજુમને વડા દસ્તુરજી ફરામજી મારફતે બતાવેલી ખાહેશ કબુલ રાખી હતી. એ પછી દેશાઇ કાવશજીએ પોતાને આપવામાં આવેલા માન માટે સર વેનો ઉપકાર માની એવણે એક શાલ તથા રૂપયાનું પડીકું વડા દસ્તુરજી કેકોબાદ દારાબજી ને આપવા દસ્તુર ફરામજીને સોંપયું હતું. હાજર રહેલાઓમાં શેઠ કાવસજી તરફથી રૂપા નાણું વેહેંચવામાં આવયા બાદ મીજલસ બરખાસત થઇ હતી. એ દરેહમેહરમાં વાપરવા માટે કલકતાવાળા એરવદ સો. મા. દસ્તુર મેહેરજીરાણાએ આફરીનગાન તેમજ બીજી ક્રીયા ને બરના રૂપાં તેમજ જરમન સીલવરના વાસણો તથા બાઇ હીરાબાઇ રૂસતમજી શરાફે ભણવાનાં કેટલાંક દફતરો તેમજ એ દરેહમેરના મુકતાદ, બાજ વીગેરેનાં ફંડમાં બાઇ હીરાંબાઇ બરજોરજી વાચ્છા ગાંધીએ રૂ ૨૫૦ ભેટ આપયાં હતાં. વળી એ દીને ત્યાંની પારસી શાળાઓ બંધ રાખવામાં આવી હતી.

**સુધારો**—યજદેજરદી સને ૧૨૭૬ ના કાલેનડરમાં ધરમના મકાનમાં નવસારીના મેહતા કલબ માટે જગા વેચાતી લઇ તેપર નવું મકાન શેઠ મેરવાનજી નાનાભાઈ મેહતાએ બંધાવી આપ્યું છે એમ છપાયું છે તેને બદલે શેઠ મેરવાનજીએ નવું મકાન રૂ ૩૦૦૦ ને ખરચે બંધાવી આપેલું છે જયારે એ મકાનની જગા તો કલબના ફંડમાંથી ખરીદવામાં આવેલી છે એમ વાંચયું.

## ખેતાબો.

નામદાર શેહેનશાહ એડવરડની ૬૬ મી સાલગ્રેહ જે તા૦ ૨૮ મી જુનને દીને પાળ વામાં આવી હતી, તેની ખુશાલીમાં નામદાર સરકાર તરફથી આપવામાં આવેલા ખેતાબો માં શેઠ રૂસતમજી જાંગીરજી વકીલ (અમદાવાદવાલા) ને ખાન બહાદુરનો અને મુંબઇની રોયલ ઇનડીયન મરીન ગોદીના વડા કનસ્ત્રકટરનાં ખાતાંની યારડના ફોરમેન શેઠ બમનજી સોરાબજી વાહાડયાને ખાન સાહેબનો ખેતાબ બક્ષવામાં આવયો હતો.

## ઓધા—નેમણુક—વગેરે.

ખા૦ બા૦ માણેકજી ખરશેદજી નરીમાનને મેહેસુલી અને નાણાં ખાતાંના સરકારના અંડરસેક્રેટરી નેમવામાં આવયા હતા.

શેઠ રૂસતમ બમનશાહ વકીલને મુંબઇ સરકારના મેહેસુલી અને નાણાં ખાતાંના મદ દનીશ સેક્રેટરી નેમવામાં આવયા હતા.

શેઠ રૂસતમજી દોરાબજી દીનશાહને એડન ખાતાના કામચલાઉ પોરટુગીઝ કાનસલ ને મવામાં આવયા હતા.

ઇરાનના શાહ સોદાગર અરબાબ જમસીદને ઇરાનની પારલામેનટના સભાસદ ચુંટી કાઢવામાં આવયા હતા.

નવાબ બરજોરજંગ બહાદુરને અઉરંગાબાદ જીલાના અને નવાબ ફરામરોઝજંગ બ હાદુરને મેડાક જીલાના સુબેદાર નામદાર નીઝામ સરકારે નેમયા હતા.

સર જહાંગીર કાવસજી જાહાંગીરને પ્રીનસ ઓફ વેલસ મયુઝીયમ ઓફ વેસટરન ઇંડીયાની કમીટીના મેમબર નેમવામાં આવયા હતા.

શેઠ રૂસ્તમજી મેરવાનજી પટેલ ત્રીબ્યુનલ ઓફ અપીલ કોરટના પ્રમુખ નેમાયા હતા.

શેઠ પી. આર. કાપડયા લેંડ રેકોરડસના ડીરેકટરના અંગત મદદનીશ નેમયા હતા.

શેઠ નવરોજી જાંગીરજી ગામડયાને અતરેની મયુનીસીપાલ કોરપોરેશન તરફથી સીટી ઇમપરૂવમેંટ ત્રસ્ટના મેમબર ચુંટી કાઢવામાં આવયા હતા.

શેઠ રૂસતમજી ફરદુનજી જમશેદજીને બીરારના કમીશનર અને શેઠ ધનજીશાહ દીનશાહ મેહતાને અજમેરના એકસ્ત્રા એસીસટંટ કમીશનર નેમવામાં આવયા હતા.

શેઠ ફરામરોજ ધનજીશાહ લાલકાકાને મુંબઇના કસટમના ઓહ્દા મદદનીશ કલેકટર, શેઠ રૂસતમજી પેસતનજી જાંગીરને શોલાપુર તથા બીજાપુર જીલ્લાઓના એકસાઇઝ મદદનીશ કલેકટર, શેઠ જાંહાંગીર ડોશાભાઇ ફરામજી કરાકાને સીટી ઇમપરૂવમેંટ ત્રસ્ટના સંબંધમાં લેંડ એકવીઝીશન એકટની રૂએ જમીન હાથ કરવા માટે સ્પેસીયલ કલેકટર, શેઠ એ. કે. કામાને ઝવારના પોલીટીકલ એજંટ અને થાણાના કલેકટર અને શેઠ જમશેદજી બેજનજી વાચ્છાને થાણા જીલ્લાના ડેપયુટી કલેકટર નેમવામાં આવયા હતા.

શેઠ દીનશાહ ધનજીભાઇ દાવર બેરીસ્ટર આ વરસમાં મુંબઇની હાઇ કોરટના પેહલવેહેલા પારસી જડજ તરીકે નેમવામાં આવયા છે. વલી એવણને મુંબઇની પારસી મેત્રીમોનીયલ કોરટના જડજ અને સરકારી લૉ સ્કુલના વીઝીટરોની બોરડના એક મેમબર પણ નેમવામાં આવયા છે.

સીવીલયન જડજ શેઠ મનચેરજી પેસતનજી ખરેગાટને મુંબઇની હાઇ કોર્ટના કામચલાઉ જડજ તરીકે નેમવામાં આવયા હતા.

મુંબઇની સ્મોલ કોઝ કોરટના કામચલાઉ ત્રીજા જડજ તરીકે શેઠ જીજીભાઇ એદલજી મોદીને અને કામચલાઉ પાંચમા જડજ તરીકે શેઠ સોરાબજી ફરામજી બીલીમોરીયાને નેમવામાં આવયા હતા.

શેઠ સોરાબજી પદમજી પેસ્તનજીને અમદાવાદના કામચલાઉ સેશન જડજ, શેઠ પી૦ કેરસાસપને મધરાસ ઇલાકાના ક્રીશણા જીલ્લાના ડીસ્ત્રીકટ જડજ અને શેઠ બરજોરજી જમશેદજી દલાલને અલાહબાદના ડીસ્ત્રીકટ અને સેશન જડજ નેમવામાં આવયા હતા.

શેઠ રતનજી મંચેરજી જલગામવાલાને પુણાના સબોરડીનેટ જડજ, શેઠ કાવશાહ ખરશેદજી સુનાવાલાને માળવાના સબોરડીનેટ જડજ, શેઠ બેરામજી નવરોજી સંજાણાને આલપાડના સબોરડીનેટ જડજ અને બલસારના જોડયા સબોરડીનેટ જડજ, શેઠ જાંગીર એદલજી મોદીને સુરતના સબોરડીનેટ જડજ નેમવામાં આવયા હતા.

ખા૦ સા૦ રતનજી ડોશાભાઇને પાટણ મહાલના નયાયાધીશ અને ખા૦ સા૦ નાનાભાઇ પેસતનજી મેહતાને કઠોર મહાલના નયાયાધીશ નેમવામાં આવયા હતા.

શેઠ આર. ડી. શેઠનાને હાઇ કોરટમાં ઓફીશીયલ એસાઇનીનો કામચલાઉ ઓધો, શેઠ સોરાબજી એદલજી દારૂવાલાને એ કોરટના એકટીંગ ચીફ ત્રાનસલેટર, શેઠ હીરજી હોરમજી વહાડયાને એ કોરટની પ્રોથોનોટરીના ડેપયુટી રેજીસ્ત્રાર અને શેઠ ફીરોઝ બેહરામજી મલબારીને એ કોરટની એપેલેટ સાઇડના ડેપયુટી રેજીસ્ત્રાર નેમવામાં આવયા હતા.

શેઠ જમશેદજી પેસતનજી ડાકટરને મુંબઇની સ્મોલ કોઝ કોરટના બીજા એસીસટંટ રેજીસ્ત્રાર અને શેઠ દોરાબજી મનચેરજી દારૂવાલાને એજ કોરટના પાંચમાં જજના જુડીશીયલ કલારક નેમવામાં આવયા હતા.

ઉમરાતી બીરારમાં પ્રેકટીસ કરતા વકીલો શેઠો પીરોજશા એદલજી સંજાના તથા જમશેદજી કાંગાને મધ્ય પ્રાંત અને બીરારના જુડીશીયલ કમીશનરની કોરટના એડવોકેટ બનાવવામાં આવયા હતા.

શેઠ જાંગીર કુંવરજી સબાવાલા સુરતની ડીસ્ત્રીકટ જડજ કોરટના નાજર અને શેઠ દારાશાહ દીનશાહ ગાંધી ત્યાંની દીવાની કોરટના નાજર નેમાયા હતા.

શેઠો બેરામજી નવરોજી ગામડયા, હોરમજી મનચેરજી કામા, કેખશરૂ માણેકજી બરજોરજી મીનોચેરહોમજી અને રૂસતમ ડી. એન. વાડયાને આ વરસમાં નવા સુલેહના અમલદારો નેમવામાં આવયા હતા.

શેઠ જમશેદજી મેરવાનજી મોરીનસને વડોદરા દરબારના પહેલા પારસી માનકરીની પદવી મલી હતી.

ખા૦ સા૦ કાવસજી ખરશેદજી થાણેવાલાને નવસારીના વહીવટદાર નેમવામાં આવયા હતા.

પબલીક વરકસ એકાઉનટંટસના એકઝામીનરની હાફીસના એકાઉનટંટ શેઠ દીનશાહ મા ણેકજી સુતરીયાને મદદનીશ એકઝામીનરનો ઓનરરી ઓધો આપવામાં આવયો હતો.

મદદનીશ સરજ્યન કે. પી. મુલ્લાંને મુંબઇ ઈલાકાના મરકી ખાતાના સુપ્રીનટેનડંટના હાથ હેઠળ મરકીને લગતાં કામ ઉપર નેમવામાં આવયા હતા.

શેઠ ફીરોઝશાહ રતનજી કાપડયાને જમીનની નોંધણીના ડીરેકટરના અંગત મદદનીશ નેમવામાં આવયા હતા.

શેઠ સોરાબજી ખરશેદજી ગાંધી એલ. એમ. ઇ., એમ. આઇ. એમ. ઇ. ને મુંબઇ ની વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસટીટયુટના મીકેનીકલ એનજીનીયરીંગની વીદયાના મા સ્તરના વડા મદદનીશ તરીકે નેમવામાં આવયા હતા.

શેઠ પેસતનજી બરજોરજી બેહરામજી બી. એ., બી. એસ. સી., એલ. સી. ઇ. ને ભાવનગર સ્ટેટના એનજીનીયર નેમવામાં આવયા હતા.

જાણીતા ક્રીકેટર શેઠ ધનજીભાઇ એફ. દુબાશને જંગબારની સરકારના વેટરીનરી આ ફીસર નેમવામાં આવયા હતા.

શેઠ કેખશરૂ હોરમજી વાહાડયા જુનાગઢ સ્ટેટના દીવાનના સેક્રેટરી નેમાયા હતા.

શેઠ ખરશેદજી ડોશાભાઇને જામનગરમાં બીલડીંગ સુપ્રીનટેનડનટ નેમવામાં આવયા હતા.

જાણીતા ક્રીકેટર શેઠ અરદેશર હોરમજી મેહતા કાશમીરના પોલીસ ઇનસ્પેકટર નેમાયા હતા.

વડોદરાની ઇલેકત્રીક લાઇટ વરકસના ફોરમેન શેઠ બેહેરામજી એદલજીની મીકેનીકલ એનજીનીયર તરીકે નેમણુક કરવામાં આવી હતી.

શેઠ ડોશાભાઇ માણેકજી કોઠાવાલાને ભરૂચના કલેકટરના ચીટનીસ નેમવામાં આવયા હતા.

એકઝીકયુટીવ એનજીનીયર શેઠ કે. એસ. ફરામજી બી. એ., એલ. સી. ઇ. ને પુના ન સુપ્રીનટેનડંટ એનજીનીયરના પરસનલ આસીસટંટ નેમવામાં આવયા હતા.

શેઠ ખરશેદજી મનચેરજી મુનશીને વરાછાના પાણીના બાંધકામ ખાતાના એનજીનીયર નેમવામાં આવયા હતા.

શેઠ દાદાભાઇ અરદેશર પારખને સુરત વીભાગના પોસટલ સુપ્રીનટેનડંટ અને શેઠ રતન શાહ દાદાભાઇ કાલાપેસીને કાઠીયાવાડ વીભાગના પોસ્ટલ સુપ્રીનટેનડંટ નેમવામાં આવયા હતા.

શેઠ એરચશાહ જાંગીરશાહ અરદેશર તાલયારખાન બી. એ. ને સચીન સ્ટેટના દી વાન અને શેઠ હોરમજી જમશેદજી આંટીઆને રાજકોટ સ્ટેટના દીવાન નેમવામાં આવયા હતા.

શેઠો ખુશરોભાઇ નશરવાનજી ખાનસાહેબ, બમનજી એદલજી મોદી અને જાંગીર અરદેશર તાલીયારખાનને સુરતની પારસી મેત્રીમોનીયલ કોરટના ડેલીગેટો અને લેફટનંટ કરનલ ખરશેદજી અરદેશર દલાલને ભરૂચના ડેલીગેટ નેમવામાં આવયા હતા.

શેઠ ફરદુનજી બરજોરજીને સુરત અને ભરૂચ જીલાના ઓવરસીયર નેમવામાં આવયા હતા.

શેઠ રતનશાહ સી. ચોધરીને રાજકોટ શહેરના પોલીસ ફોજદાર અને ઇનસપેકટર નેમવામાં આવયા હતા.

શેઠ ફરામરોજ જમશેદજી કાંગાને થાણા જીલ્લાના ઓવરસીયર નેમવામાં આવયા હતા.

શેઠ જાંગીર રૂશતમજી બનાને નવસારીના પબલીક પ્રોસીકયુટર નેમવામાં આવયા હતા.

શેઠ ફરામરોજ રૂશતમજી ઉનવાળા થાણા જીલ્લાના મદદનીશ એનજીનીયર નેમયા હતા.

શેઠ કેખશરૂ મનચેરજી કલબવાલાને કરાંચીની તુરંગના સુપ્રીનટેનડનટ, શેઠ નશરવાન જી રૂશતમજી વાછાને અમદાવાદની સેનટરલ જેલના જેલર અને શેઠ બેરામ ડી. જેલરને જાલનાના જેલર નેમવામાં આવયા હતા.

શેઠ જહાંગીર ખરશેદજી મીસ્ત્રીને આખા હીંદુસ્તાનની સ્કોટીશ ફ્રીમેશનરીના કામચ લાઉ ગ્રાંડ સેક્રેટરી નેમવામાં આવયા હતા.

દસ્તુરજી ફરામજી કેકોબાદજીને નવસારીના વડા કામચલાઉ દસ્તુર અને ત્યાંની પાર સી પંચાયતના પ્રમુખ નેમવામાં આવયા હતા.

સરઘસના આકારમાં દરભંગાના નામદાર મહારાજાના મેહલમાં લઇ ગયા હતા. સ્ટેશન આગળથી ઘોડાની ગાડી ઉપડતાં કેટલાક વોલનટરોએ ગાડીના ઘોડા છોડી પોતાને હાથે ગાડી ઘસડી જવાનો આગ્રહ કીધો હતો પણ શેઠ દાદાભાઇએ નાપાડી હતી. મારગમાં શેઠ દાદાભાઇવાલી ગાડી બનાજીની દરેહમેહેર આગળ આવતાં એ દરેહમેહેરના પંથકીઓએ દસ્તુર કુકાની આગેવાની હેઠળ હરખભરયો આવકાર આપી હાર તોરા પેહેરાવયા હતા. જે જે રસ્તાઓપરથી શેઠ દાદાભાઇની ગાડી પસાર થઇ તયાંના રસ્તા ઉપર પુશકલ લેખો મારવામાં આવયા હતા તેમજ કેટલેક ઠેકાણે ખુશાલી જાહેર કરવા મોટા ફટાકડા ફોડવામાં આવયા હતા. તા૦ ૨૫ મીને દીને શેઠ દાદાભાઇએ પ્રદરશનની મુલાકાત લીધી હતી. જયાં કમીટીએ ઘણું માન આપયું હતું અને તેમાંના દુકાનદારોએ હુનરમંદીના કવચીત મળે એવા નમુનાઓ ભેટ આપયા હતા. તા૦ ૨૬ મીને દીને બપોરના કોનગ્રેસની પેહલા દીવસની બેઠક મલી હતી. એ વખતે ૧૫૦૦ ડેલીગેટોથી તેમજ ૬૦૦૦ વીઝીટરોથી આખો મંડપ ચીકાર ભરાઇ ગયો હતો. કોનગ્રેસનું કામ બપોરના બે વાગે શરૂ કરવામાં આવયું તેની થોડીવાર અગાઉ શેઠ દાદાભાઇ મંડપમાં આવી પુગા તારે હાજર રહેલાઓએ તાળીના અવાજો અને ખુશાલીના પોકારો કરી એવણને ભારે આવકાર આપયો હતો. શેઠ દાદાભાઇએ મંડપમાં બેઠક લીધા પછી રીસેપશન કમીટીના પ્રમુખ ઓનરેબલ ડાકટર રાયબીહારી ઘોસે ડેલીગેટોને આવકાર આપનારૂં ભાષણ કીધા બાદ રાજા પીઆરીમોહન મુકરજીએ પ્રમુખની ખુરસી શેઠ દાદાભાઇને આપવાની દરખાસ્ત મુકતાં એવણના ભારે વખાણ કીધા હતા. તે પછી મદ્રાસવાળા નવાબ સઇયદ મહમદે દરખાસ્તને ટેકો આપતાં જણાવયું કે શેઠ દાદાભાઇને પ્રમુખ તરાકે આખા હીંદુસ્તાને આવકાર દીધો છે, અને આ મોટા મેળાવડાએ ગરજનાથી તે સ્વીકારયું છે. આખા હીંદુસ્તાનના સરવથી મહાન હઇયાત નરને આપણે આ પ્રમુખપદ આપયે છાએ. એ પછી તાળીઓના અવાજ અને ફુલોના વરસાદ વચે શેઠ દાદાભાઇ ટેબલ ઉપર ભાષણ આપવા ઉભા થયા હતા. શેઠ દાદાભાઇએ પોતાને મળેલાં માન માટે આભાર માનવા પછી એવણે પોતાના ભાષણ માહેલાં થોડાંક વાકયો વાંચયા હતા અને એવણનું બાકીનું આખું ભાષણ ઓનરેબલ મી૦ ગોખલેએ વાંચી સંભળાવયું હતું. કોનગ્રેસનું કામ ત્રણ દીવસ ચાલયા પછી ચોથે દીવસે યાને કોનગ્રેસની છેલી બેઠક વેળાએ સઘળું કામ પુરૂં થવાથી મી૦ લાલમોહન ઘોસે કોનગ્રેસના પ્રમુખ તરીકે શેઠ દાદાભાઇએ બજાવેલી કીમતી સેવા માટે એમનો આભાર માનવાની દરખાસ્ત મેલતાં જણાવયું કે એમની યોગયતા વીષે કાંઇપણ મતભેદ જેવું છેજ નહી, અને એવણ પ્રજાકીય પારલીયામેન્ટનું પ્રમુખપદ લેવાને છેક ઈંગલંડ વેરથી લાંબી મુસાફરીની રંજ ખેંચીને આવયા છે. એવોએ પોતાની ફરજો મજબુતીથી, ફતેહ અને વીનયથી પાર ઉતારી સ્વદેશીઅભીમાનનો બેમીશાલ નમુનો આટલી વરૂધ વયે પણ એવણ આપણને પુરો પાડે છે. આ દરખાસ્ત સરવાનુમતે હરષના જબરા પોકારો વચે પસાર કરવામાં આવી હતી. તે પછી બનારસવાસીઓનું ઉરદુ ભાષાનું માનપત્ર શેઠ દાદાભાઇને એનાયત કીધા બાદ હાજર રહેલી બાનુઓએ પુષપોની વરૂષટી કરી પોતાને હાથે હારતોરા પેહરાવયા હતા, તેમજ મી૦ સુરેનદ્રનાથે સ્વદેશી બનાવટની છત્રી ભેટ આપી હતી. સેવટે શેઠ દાદાભાઇએ પોતાને આપવામાં આવેલાં માન માટે હાજર રહેલાઓનો આભાર માનતાં જણાવયું કે પચાસ વરસ થયાં હું જે લડતો ચલાવતો રહયો છું તે ફોકટ ગઇ નથી તે જાણી મને ઘણોજ સંતોષ ઉપજયો છે. તેમજ સઘળે ઠેકાણે જે ભારે આવકાર મને આપવામાં આવયો છે તે માટે આભાર માનું છું. એ બાદ આવતી કાનગ્રેસ નાગપોર ખાતે બોલાવવાનું નકી કરવામાં આવયા પછી નામદાર શેહેનશાહ એડવરડ વગેરે માટે ખુશાલીના પોકારો કરાવયા પછી શેઠ દાદાભાઇએ કોનગ્રેસ બરખાસ્ત થયલી જાહેર કીધી હતી. એ દીને સાંજે કલકતાની પારસી અનજુમન તરફથી શેઠ દાદાભાઇને માનપત્ર તેમજ ખાણું આપવાનો એક મેળાવડો રાજા રાજેનદર મલીકના મેહેલમાં કરવામાં આવયો હતો. એ વખતે શેઠ કાવસજી બનાજીએ એક માનપત્ર વાંચી સંભળાવયું હતું જે સુંદર ચાંદીના કાસકેટમાં મુકી શેઠ દાદાભાઇને એનાયત કરવામાં આવયું હતું. એના જવાબમાં શેઠ દાદાભાઇએ જણાવયું કે મારા કામની કદર મારા પારસી બીરાદરો બુજી પસંદ કરે છે તેથી મને ખાસ ઉતેજન મળે છે. ખાણા ઉપર શેઠ દાદાભાઇની કારકીરદીની

વખાણ કરી એવણની તેમજ અરસપરસ એકબીજાઓની સલામતી લેવાયા બાદ મોડી રાત્રે ખુશાલીના પોકારો વચ્ચે મેળાવડો વીસરજન થયો હતો. તા૦ ૩૦ મીએ બપોરના શેઠ દાદાભાઈના માનમાં મી૦ કાવસજી ખટાઉની નાટક કંપનીએ નાટક કીધા હતા, તે વખતે તખતા ઉપર મુકેલી શેઠ દાદાભાઈની તસવીર આગળ સઘળા એકટરોએ એવણની તારીફમાં ગીત ગાઈ સંભળાવી શેઠ દાદાભાઈને હારતોરા પેહરાવવામાં આવ્યા હતા. એ વખતે મી૦ કાવસજીએ રૂ ૫૦૦ કોનગ્રેસ ફંડમાં આપવાનું જાહેર કીધું હતું. તા૦ ૩૧ મીને દીને સાંજે દરભંગાના નામદાર મહારાજા તરફથી શેઠ દાદાભાઈના માનમાં એક ગારડન પારટીનો મેળાવડો કરવામાં આવયો હતો. એમાં મોટા મોટા અમલદારો, મહારાજાઓ, જજો તથા કોનગ્રેસના ડેલીગેટો વગેરે ઘણા પરોણાઓ હાજર થયા હતા. તા૦ ૧ લી જાનેવારીને દીને બપોરના કલકતાની પારસી બાનુઓએ શેઠ દાદાભાઈના માનમાં મારબલ પેલેસમાં ટી પારટીનો મેળાવડો કીધો હતો. એ વખતે મીસ પીરોજબાઈ માણેકજી બનાજીએ શેઠ દાદાભાઈને આવકાર દેનારૂં માનપત્ર અને સુંદર ટી સેટ એવણને ભેટ આપયો હતો. એના જવાબમાં શેઠ દાદાભાઈ બોલયા કે હું સ્ત્રી કેળવણીનો પાયોનીયર હોવાથી અને મારા તે કામના ફળ જોવાથી મને આનંદ થયો છે. હાજર રહેલાઓ રીફ્રેશમેનટ લઈ વીસરજન થયા હતા. તા૦ ૩ જીને દીને બંગાળી બાનુઓએ પ્રદરશનના બાનુઓના વીભાગમાં શેઠ દાદાભાઈને એક રૂપાની ત્રે અને બોક્ષ ભેટ આપયા હતા. તા૦ ૪ થીએ શેઠ દાદાભાઈ કલકતેથી મુંબઈ આવવા ઉપડયા તે વખતેબી સ્ટેશન ઉપર ઘણા આગેવાન શેહરીઓ ઉપરાંત પુષકળ લોક હાજર થયું હતું. શેઠ દાદાભાઈ દરભંગાના નામદાર મહારાજા સાથે મોટરકારમાં બેસી સ્ટેશન ઉપર આવયા તયારે હાજર રહેલાઓએ હાર તોરા પેહરાવી સારો આવકાર આપયો હતો. શેઠ દાદાભાઈને કલકતે જતી વખતે સ્ટેશનો ઉપર જેવું માન મળયું હતું તેવુંજ માન મુંબઈ પાછા આવતી વખતેબી સ્ટેશનો ઉપર મળયું હતું. કલકતાના હાઉરા સ્ટેશનથી ઉપડેલી ત્રેન મારગમાં ખરગપોર, ડુંગરગઢ, સીંધી, વરધા વગેરે સ્ટેશન ઉપર ઉભી રહી હતી. અહીંયાં હાજર રહેલા પારસી, હીંદુ વગેરે લોકોએ શેઠ દાદાભાઈને હારતોરા પેહરાવી સારૂં આદરમાન આપયું હતું. તેમજ રાયપુરના સ્ટેશન ઉપર મેસરસ બીલીમોરીઆની કંપનીએ શેઠ દાદાભાઈને તેમજ બીજા બધા પારસીઓને ચાહપાણી આપી હતી. શેઠ દાદાભાઈવાળી એ ત્રેન તા૦ ૬ ઠીને દીને બપોરના બોરીબંદરના સ્ટેશન ઉપર આવી પુગતાંજ હાજર રહેલા મુંબઈવાસીઓએ ખુશાલીના પોકારો કરી એમને વધાવી લીધા હતા. તા૦ ૧૪ મીને દીને અત્રેની જ્ઞાન પ્રસારક મંડળી તરફથી ફરામજી કાવસજી ઈનસ્ટીટયુટમાં શેઠ દાદાભાઈનાં માનમાં મેળાવડો કીધો હતો. તે વખતે બાઈ મોતીબાઈ એદલજી બાટલીવાલાએ સ્ત્રીઓના સદગુણ અને તેમની ફરજો એ બાબદ ઉપર ભાષાણ કીધા પછે શેઠ દાદાભાઈની હીંદની મોલાકાતનો લાભ લઈ એવોએ સ્થાપેલી જ્ઞાન પ્રસારક મંડળી, સ્તુડંટસ લીટરરી સોસાયટી, રાહનુમાય સભા, જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળી, રાસ્ત ગોફ્તાર વગેરે જેવોએ પોતાની પચાસ વરસની હઈયાતી પુરી કરી છે, અને જેના શરૂઆતના સ્થાપક અને સુકાની તરીકે શેઠ દાદાભાઈએ કામ કરયું હતું, તેવોએ એવણને મુબારકબાદી ચાહી હતી. નામદાર જજ ચંડાવરકર પ્રમુખસ્થાને બીરાજયા હતા. શરૂઆતમાં બાઈ મોટીબાઈએ ભાષણ કરવા પછી શેઠ દાદાભાઈએ સ્ત્રી કેળવણીની કેમ શરૂઆત કીધી હતી તે ઉપર વીવેચન કીધા બાદ જુદા જુદા ગ્રહસ્થોએ પોતાની મંડળી વગેરે તરફથી મુબારકબાદીનાં ભાષણો કીધાં હતાં. તે પછી જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળીની કેટલીક છોકરીઓએ તથા હાજર રહેલી કેટલીક બાનુઓએ શેઠ દાદાભાઈની સ્તુતીમાં ગાયણ ગાઈ સંભળાવયા બાદ એવણને હાર તોરા પેહરાવયા પછી મેળાવડો વીસરજન થયો હતો. તા૦ ૧૪ મીને દીને રાતે અત્રે પારસી બાનુઓ અને ગ્રહસ્થો તરફથી સ્થાપવામાં આવેલી એશીયન કલબ તરફથી શેઠ દાદાભાઈના માનમાં એક મેજબાનીનો મેળાવડો કરવામાં આવયો હતો. ખાણાં ઉપર પ્રમુખ સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે શેઠ દાદાભાઈની સલામતી લેવાડયા બાદ મેળાવડો વીસરજન થયો હતો. તા૦ ૧૫ મીને દીને મુંબઈના નામદાર ગવરનર લોર્ડ લેમીંગટને શેઠ દાદાભાઈને સરકારી મેહેલમાં લંચપર નોતરી મોટું માન આપયું હતું. તા૦ ૧૬ મીને દીને સાંજે શેઠ દાદાભાઈના માનમાં સ્વદેશી વસ્તુ પ્રચારણી સભાએ એક કોનવરસાઝીઓનનો મેળાવડો ગીરગામ ખાતેના શેઠ ત્રીભોવન

દાસ મંગળદાસ નથુભાઇનાં બંગલામાં કરયો હતો. એ સભાના મેમબરોના ડેપયુટેશને શેઠ દાદાભાઇને આવકાર આપયા બાદ એના પ્રમુખ ડાકટર દેશમુખે શેઠ દાદાભાઇની મુલાકાત થી સભાને ફાયદો થશે વગેરે જણાવી એ સભા સ્થાપવાના મુળ હેતું વીશે કેટલુક વીવેચન કીધું હતું. શેઠ દાદાભાઇએ પોતાનો સંતોશ બતાવી સભાને ફતેહ ઇછી હતી. હાજર રહેલાઓએ રીફ્રેશમેંટ લઇ મેળાવડો વીસરજન થયો હતો. એજ દીને રાતે રીપન કલબ તરફથી એપોલો બંદર ઉપર આવેલાં એ કલબનાં મકાનમાં શેઠ દાદાભાઇને એક ખાણું આપવાનો દબદબા ભરેલો મેળાવડો કરવામાં આવયો હતો. કલબના પ્રમુખ સર જમશેદજી જીજીભાઇએ શેઠ દાદાભાઇની સલામતી લેવાડતાં એવણુની સીફતમાં કેટલુક વીવેચન કરવા પછી લેફટેનંટ કરનલ કીરતીકરે શેઠ દાદાભાઇનો આતમભોગ અને બીજા ગુણોની ભારે સ્તુતી કરનારૂ અંગ્રેજીમાં ગીત ગાઇ સંભળાવયું હતું. તા૦ ૧૭ મીને દીને સાંજે ટાઉન હાલમાં શેઠ દાદાભાઇને પાછા ઈંગલંડ જતાં સફલ સફર ઇછવાને તથા વીદાયગીરીનું માન આપવાને મુંબઇની જુદી જુદી કોમો તરફથી એક ફંડ ઉભુ કરી તેમાંથી ભેગી જયાફત આપવાનો દબદબા ભરેલો મેળાવડો કરવામાં આવયો હતો, તેમાં પારસી, હીંદુ, યુરોપીયન, મોહોમેદન વગેરે સઘળી કોમોના બાનુઓ અને ગ્રહસ્થોની એક મોટી ઠઠ એકઠી મલી હતી. ટાઉન હોલને ફુલપાન લાઇટ વગેરેથી ઘણો સરસ સણગારવામાં આવયો હતો. પરોણાઓને રીજવવા માટે નામદાર ગવરનરનું બેંડ હાજર હતું તેમજ પ્રોફેસર મણીલાલે હાથચાલાકીના ખેલો ભજી બતાવયા હતા. શેઠ દાદાભાઇ આવી પુગતાં તથા વીદાય થતાં હાજર રહેલાઓએ હરષનાદના જબરા મોટા પોકારોથી ટાઉનહોલ ગજાવી મુકયો હતો. એ વેળાએ યંગ લેડીઝ હાઇ સ્કુલની અને ગોકળદાસ તેજપાલ કનયાશાળાની છોકરીઓએ આવકાર દેનારાં ગીતો ગાઇ સંભળાવયા હતા. શેઠ દાદાભાઇએ સ્ટેજ ઉપર ગોઠવવામાં આવેલી સોનેરી ખુરશી ઉપર બેઠક લીધા પછી સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે એવણુને મુંબઇની જાહેર પ્રજા તરફથી સફળ સફર ઇછતાં એવણુની સલામતી લેવાડી કેટલુક વીવેચન કીધું હતું. એનો શેઠ દાદાભાઇએ ઘટતા શબદોમાં જવાબ આપયા બાદ મી૦ અમરચંદ પી૦ પરમારે શેઠ દાદાભાઇની તારીફમાં જોડેલું રમુજી ગીત ગાઇ એવણુને ઓવરના લીધા હતાં. હાજર રહેલાઓ રીફ્રેસમેંટ લઇ વીખેરાઇ ગયા હતા. તા૦ ૧૮ મીને દીને રાતે નામદાર વડા જડજ સર લોરેંસ જેનકીનસે શેઠ દાદાભાઇને ખાણું આપયું હતું. તે વખતે સર લોરેન્સ જેનકીનસે શેઠ દાદાભાઇની સલામતી લેતાં એવણુ એક વાર પાછા પારલામેંટના મેમબર થાય એમ ઇછયું હતું. તા૦ ૧૯ મીને દીને બપોરના મુંબઇથી શેઠ દાદાભાઇ પાછા વેલાત સ્ટીમર કેલીડોનયા મારફતે ઉપડી ગયા હતા. શેઠ દાદાભાઇ કોટના તાતાના પેલેસમાંથી મી૦ અને મીસીસ રતન ડી૦ તાતા તથા શેઠ દીનશાહ એદલજી વાછા સાથે મોટોરમાં બેસી બેલારડ પીયર ઉપર ગયા હતા. મારગમાં ફોરટ અને પ્રોપ્રાયટરી સ્કુલના છોકરાઓએ મોટોર થોભાવી હાર તોરા પેહેરાવયા હતા. તેમજ આખે રસ્તે જગે જગ એ હીંદના દાદાનાં દરશન કરવાને પુસકલ લોક ઉભું હતું. બેલાર્ડ પીયર ઉપર એવણુને ભેટવા માટે જુદી જુદી કોમોના આશામીઓનો એક મોટો પંચરંગી મેળાવડો ભેગો મળયો હતો. મોટોર આવી પુગતા સરવેએ ખુશાલીના જંગી પોકારો કરી વધાવી લીધા હતા. શેઠ દાદાભાઇને વેટીંગ રૂમમાં લેઇ જઇને બેસાડવામાં આવયા હતા જયાં ભાટીયા મીત્રમંડળ તથા મુંબઇના બીજા ઘણાક મંડળો, તેમજ શેઠ દાદાભાઇના સંખયાબંધ મીત્રો તથા ખેશીઓ અને જુદી જુદી કોમોના મુંબઇના સંખયાબંધ આગેવાન શેહેરીઓ તરફથી ઢગલાબંધ હારો પેહરાવી તોરા ભેટ આપી ફુલોનો ગોયા વરસાદ વરસાવવામાં આવયો હતો. એ પછી શેઠ દાદાભાઇએ પોતાને આપવામાં આવેલાં માન માટે સરવેનો ઉપકાર માની પોતાના કુટુંબીઓ તથા મીત્રોને મલી સેકહેંડ કરી સરવેના હરખના મોટા પોકારો વચે મેલ સ્ટીમર ઉપર જવા માટે સ્ટીમલાંચ ગાયકવાડપર સ્વાર થઇ ગયા હતા. એ લાંચ સ્ટીમર આગલ જઇ પુગે તયાં સુધી સરવેએ હુરરેના પોકારો ચાલુ રાખયા હતા. જે પછી ભેગા મળેલા લોકો વીખેરાઇ ગયા હતા. શેઠ દાદાભાઇને એડન ખાતે અતરેથી જતી તેમજ આવતી વખતે સ્ટીમર ઉપર શેઠ કેકોબાદ કાવસજી એડનવાલાએ તેમજ બીજા કેટલાક સાહેબોએ જઇ ખબરઅંતર પુછી હાર તોરા પેહરાવયા હતા. એવણુને એડન શેહરમાં લાવી માન આપવાની ગોઠવણ કરવામાં આવી હતી પણ સ્ટીમર

બારાંમાં ઝાઝો વખત નહી થોબવાથી એમ બની નહી શકયું હતું. શેઠ દાદાભાઈ તા૦ ૩ જીએ લનડન જઈ પુગા હતા. તયારે ચેરીંગ ક્રોસના સ્ટેશન ઉપર આવકાર આપવાને ઘણા બાનુઓ તથા ગ્રહસ્થો હાજર થયા હતા. શેઠ ધનજીભાઈ બમનજીએ હાર તોરા પેહરાવયા બાદ શેઠ દાદાભાઈ એવણુની ગાડીમાં પોતાના નેશનલ લીબરલ કલબવાલા મકાનમાં હં કારી ગયા હતા. એ મુજબ શેઠ દાદાભાઈએ બાવીસમી હીંદી પ્રજાકીય કોનગ્રેસના પ્રમુખ સ્થાને બીરાજી પોતાને સોંપવામાં આવેલું કામ સંપુરણ રીતે અને સઘળાઓની પસંદગી મેળવી પાર પાડયું હતુ. એવણ શેઠ અતરે પધારયા તયારથીજ તે એમની રવાનગી દરમ યાન હીંદુસ્તાનમાં સઘળે ઠેકાણેથી એકસરખું અસાધારણ માન મેળવવાને એવણ ભાગય શાલી થયા હતા. એ મુજબ શેઠ દાદાભાઈને હીંદના સરવે જ્ઞાતીના લોકો તરફથી હરખ ભરયો અને ખરા દીલનો આવકાર આપવામાં આવયો હતો. એવો દીલોજાની ભરેલો ગં જાવર બાદશાહી આવકાર બીજા કોઈ શેહેરીને કદાચજ મલયો હશે જે માટે એવણને ખરે ખર મુબારકબાદી ઘટે છે.

શેઠ દાદાભાઈની સાલગરેહ બે રોજની ગણત્રીથી ગણાય છે, તે એમ કે એવોનો જ નમ થવાનો અંગ્રેજી દીવસ સપટેમબરની ૪ થી તારીખનો છે, તયારે પારસી રોજની ગ ણત્રી મુજબ રોજ ૭ મો માહા ૧૨ મોને દીને શેઆલગરી ગણાય છે, હવે એ તાંકણે એ ટલે ૮૩ મે વરસની સાલગ્રેહના વખતે શેઠ દાદાભાઈ ગયા આગસ્ટ માસમાં લનડન ખાતે ઘણા બેહાલ જેવા આજારી પડી ગયા હતા અને એ પારસી રોજની સાલગ્રેહના બે ત્રણ દીવસ આગમજ તો કોઈ તરફથી એવોનાં ગુજર પામવાની તદન ખોટી અફવા ફેલાવામાં આવી હતી જેથી લોકોમાં એટલીબધી ગમગીની અને ઈંતેજારી ફેલાઈ ગઈ હતી કે બોલ વાની વાત નહી, અને મુંબઈમાં આખાં ગામમાં જાહેર શોગ પાલવાની તઈયારી કરીને જાહે ર મકાનો, બજારો બંધ કરવાની હીલચાલ થતી હતી, પણ તેટલાં તો ખબર મલી કે એ અફવા તદન ખોટી હતી, અને તેથી સઘળુ શાંત થયું હતું. પણ એ બનાવ ઉપરથી શેઠ દાદાભાઈ તરફ લોકોની ફીદાગીરી કેટલીબધી છે તે ચાપસટ જણાઈ ગયું હતું. કેમકે સઘ ળી વરણનાં સેંકડો અને હજારો લોકો દુવા અને આશીરવાદો જેમ મુંબઈમાં તેમ દેશાવ રોમાં દેવા લાગા હતા, જાહેર જશનો–ભજનો થયાં હતાં. પાછલથી એવો સાહેબની તન દરૂસ્તીમાં કેટલોક સુધારો થવાના સુભ સમાચાર ફરી વળવાથી સંઘે સારો સંતોશ ફેલાયો હતો. તા૦ ૪ થી સપટેમબરની સાલગ્રેહનો દીવસ તો આખાં હીંદમાં બીજા વખત કર તાં આ વખતે વધુ આનંદ અને જોસથી પાલવામાં આવયો હતો, અને આખાં હીંદ દેશ માં ઠારેઠાર મેળાવડા જમાવીને આ હીંદના એક માહાન નરને માટે ત્રીસ કરોડની ગણા તી ભારતભુમીએ ખુબ વધાવી લીધા હતા. આપણ ઇછીશું કે હવે એવણ સાહેબ તદન સાજા થઈને હજુરબી ઘણાં વરસ વેર પોતાની ભાઈબંધ પ્રજાની સેવામાં બનતુ કરવાને સા મરથવાન થશે. એ આશા ઇશ્વર કરૂપાથી પરીપુરણ થાવો. એ દીને બોંબે નેશનલ યુનીયનની એક જાહેર સભા રાતે માધવબાગમાં ઓ૦ મી૦ દાજી આબાજી ખરેના પ્રમુખપણા હેઠળ મલી હતી. એ વખતે જુદા જુદા ગૃહસ્થોએ શેઠ દાદાભાઈની સીફતમાં ભાષાણો કીધા બા દ એવણ ઉપર એવણની લાંબી જીંદગી ઇછનારો તારનો સંદેહશો મોકલવાનો ઠરાવ કરવા માં આવયો હતો. વળી લુહાના મહાજનવાડીમાં ઓ૦ મી૦ ગોકલદાસ કહાનદાસ પારેખ ના પ્રમુખપણા હેઠલ બોંમબે કનત્રી તોબેકો ત્રેડ એસોસીએશનની સભા એવણની વરસગાંઠ ઉજવી એવણના માનમાં જયંતી કરવા મલી હતી. વલી સેનચરી કલબ તરફથી એક મેલાવડો કરી શેઠ દાદાભાઈની સભી ખુલ્લી મેલવામાં આવી હતી. એ ઉપરાંત નવસારી, અમદાવાદ, ન ડયાદ, મદ્રાસ, પોરબંદર વગેરે ઘણાક શેહેરોમાં જાહેર સભાઓ મલી હતી, એવો તરફથી તેમજ કેટલાક દેશી રાજવંશીઓ, આગેવાન રાજદુવારી દેશી નરો તથા પારસી, યુરોપયન, હીંદુ વગેરે ઘણાક કુટંબીઓ તરફથી શેઠ દાદાભાઈ ઉપર મુબારકબાદીના સંખયાબંધ તારો મોકલવામાં આવયા હતા.

જરથોસ્તીઓના પાક પેગમબર સાહેબ અશો જરથોસ્તનો દીસો યાને ગુજર પામવા નો દીવસ રોજ ૧૧ મો માહા ૧૦ માને દીને હોવાથી એ બનાવની ગંભીર અને પવીત્ર યાદમાં અનજુમનના આતશબેહેરામમાં જરથોસ્તી છોકરા–છોકરીઓનો એક મેળાવડો સહવાર ના કરવામાં આવયો હતો. ત્યાં આ પ્રસંગને લગતી વાયજે કરવામાં આવી હતી. તેમજ

આ આતશબેહેરામમાં સાંજેબી જશનની ક્રીયા કરવામાં આવી હતી. એ પછી શેઠ ખ૦ રૂ૦
ક.માની દરખાસ્તથી સભામાં એવો ઠરાવ કરવામાં આવયો હતો કે અશો જરથોસ્તની પ
વીત્ર યાદ તાજી રાખવા આ દીવસ જરથોસ્તીઓએ લાયક રીતે પાલવો અને એક જાહેર
તહેવાર તરીકે ગણવો. એની એક નકલ પારસી પંચાયતના ત્રસ્ટીઓ ઉપર તથા લાભ સા
ચવનારી મંડળી ઉપર મોકલાવી હતી કે એ ઠરાવ અમલમાં મુકવા તેઓએ ઘટતા પગલા
લેવા. એ પછી કેટલાક સાહેબોએ આ પ્રસંગને લગતી જુદી જુદી બાબતો ઉપર વાયજો
કીધી હતી. શેઠ વાહાડયાજીના આતશબેહેરામમાં સહવારે તેમજ સાંજે અનજુમનનાં જશન
કરવામાં આવયાં હતાં. વળી મુંબઇમાં જુદી જુદી અગીયારીઓમાં તેમજ ધરમના મકા
નોમાં જશનો વગેરેની ક્રીયા કરવામાં આવી હતી. એ ઉપરાંત ભરૂચ, નારગોલ, રાજકોટ,
પુના, નવસારી વગેરે ઘણા દેશાવરો ખાતેબી જાહેર જશનો થયાં હતાં. તેમજ સુરત ખાતે
નયાતનું જમણબી કરવામાં આવયું હતું. એ દીને લનડનમાં મુંબઇના જાણીતા વેપારી શે
ઠ દીનશાહ મેરવાન ઇરાનીએ ત્રોકેડેરો રેસટોરામાં ત્યાંના પારસીઓને એક ખાણું આપયું હતું.

કાબુલનાં નામદાર અમીરના મુંબઇના રહેવાશ દરમયાન આપના સતાવાળાઓ તરફ
થી શેઠ હોરમસજી અ૦ દુબાશ ફલોરીસટને આખા બંગલા વગેરેને ફુલપાનથી સંગારવાનું
કામ સોંપવામાં આવયું હતું. શેઠ દુબાશે અમીરની રવાનગી વખતે ફુલનો શોભીતો તુરો,
હાર અને ફુલની શીયાલ તે નામદારને ભેટ કીધાં હતાં જેથી તે નામદાર ઘણા ખુશી
થયા હતા અને શેઠ હોરમસજીના ભાઇ રૂસતમજી અ૦ દુબાશને નામદાર અમીર પોતાના
બાગબાન તરીકે ચોકસ સરતોએ કાબુલ લઇ ગયા હતા.

ઇરાનના શાહ સોદાગર અરબાબ જમશીદને નામદાર શાહે પોતાની પારલામેંટના સ
ભાસદ તરીકે ચુંટી કાઢવાથી લનડનથી સર મનચેરજી મેરવાનજી ભાવનગીરીએ તા૦ ૧૦
મી અકટોબરે એવણને મુબારકબાદી આપનારો તારનો સંદેશો મોકલાવતાં જણાવયું હતું
કે નામદાર શાહ પોતાની ઇરાની રઇયત તરફ જે મમતા દેખાડે છે તેની આ એક સાબે
તી છે અને તેમના લાભ વધારવાનું કામ તમારા હાથમાં છે. નામદાર શાહે જે ઉતમ નેગા
હદ્રશતી પોહોંચાડી આ અખતરો શરૂ કરયો છે તે ભવીશયમાં ફતેહમંદીથી પાર પડો. તેમ
જ એક બીજો તાર નામદાર શાહ ઉપર મોકલાવી એ નામદારનો ઉપકાર માનયો હતો જે
માટે નામદાર શાહાએ એવણનો આભાર માનનારો વલતો સંદેશો મોકલાવયો હતો.

ઇરાનના નવા શાહ તરફથી એલચી મુસીર ઉલ મુલક શહેનશાહ એડવરડને પોતાના
શાહ તખતનશીન થયાનો પેગામ પુગાડવા ગયા જુન માસમાં લનડન ગયા હતા. એ
તકનો લાભ લઇ ત્યાંની જરથોસ્તી અનજુમને તા૦ ૨૬ મી જુને ત્યાના ક્રીટેરીયન રેસટોરાં
માં એવણના માનમાં માનપત્ર આપવાનો એક મેળાવડો કરયો હતો. શરૂઆતમાં ત્યાંની અ
નજુમનનું માનપત્ર સર મનચેરજી મેરવાનજી ભાવનગરીએ વાંચયા પછી સર દીનશાહ મા
ણેકજી પીટીટ બીજા બારોનેટ જેવણ ઇરાનના જરથોસ્તીઓના લાભ સાચવનારી મંડળીના
પ્રમુખ છે તેવણે પણ મુંબઇની મંડળી તરફથી એક બીજું માનપત્ર વાંચી સંભાળાવયું હ
તું. એ બેઉ માનપત્રોનો જવાબ આપતાં નામદાર એલચીએ સરવેનો ઉપકાર માની ખાત્રી
આપી કે ઇરાનમાં વસ્તા જરથોસ્તીઓને હવે ભવીશમાં કાંઇબી ફરીયાદ કરવાનું કારણ મ
ળશે નહી તેમજ તેવોની માલ મીલકત અને તેઓના જાનની ખુવારી વીશે કશી ધાસ્તી
રાખવી નહીં. હાજર રહેલાઓ સાથ સર મનચેરજી ઓળખાણ કરાવતા હતા ત્યારે શેઠો
દીનશાહ મેરવાન ઇરાની અને મેરવાન ઇરાની સાથેબી ઓળખાન કરાવી હતી. હાજર ર
હેલાઓએ રીફ્રેશમેનટ લઇ મેળાવડો વીસરજન થયો હતો. વલી ઇરાનના નામદાર શાહ
મુઝરઉદદીનનાં મરણ માટે દલગીરી બતાવવાને અને નવા શાહ મહમદઅલી મીરઝાં ગાડીએ આવયા
તે માટે તેવણને મુબારકબાદી આપવાને મુંબઇમાં ઇરાની જરથોશતીઓની એક સભા મળી હતી.

આ વરસે પારસીઓએ વેપાર ધંધામાં સારો દેખાવ કીધો છે. અતરેના જાણીતા સાહસીક
વેપારીઓ શેઠો દોરાબજી અને રતનજી જમશેદજી તથા રતનજી દાદાભાઈ તાતા બીરાડરો તરફથી
ત્રણ મહાન યોજનાઓ જે મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ પોતાની હઇયાતી દરમયાન
રચેલી તે લગભગ પાર પાડવામાં આવેલી છે. તાતા શોધનશાળા બેંગલોર ખાતે બંધાય છે.
હીંદુસ્થાનમાં લોખંડ અને પોલાદ બનાવવાનું કારખાનું કહાડવા સારૂ રૂ. ૧॥ કરોડની થાપણ

સાથની ધી તાતા આયરન એંડ સ્ટીલ કંપની રજીસટાર થઇ છે. લાનોલી ખાતેથી પાણીના ધોધની મદદથી મુંબઇમાં વીજલીક પ્રવાહ પુરો પાડવાની યોજના શેવટની નક્કી થવા આવી છે, જેની થાપણ થોડુંકમાં ઉભી કરવામાં આવશે.

વળી સાંગબમ જીલ્લામાં ગોઇલકોનડા મધે આવેલી સાનજાઈ નદી આગળ મેસરસ તાતા એંડ સનસ એક રેઝરવોયર બાંધનાર છે તેની યોજના બંગાળની સરકારે બહાલ રાખી છે.

શેઠ માણેકજી કાવશજી પીટીટે બળદોને બહુ મહેનત ન પડે તેવી જાતનો માલ ભરવાનો ખટારો બનાવ્યો છે. એ ગાડું કોઇબી બાજુએ ઢળી જતું નથી તેથી બળદની ગરદન ઉપર ભાર પડતો બંધ થાય છે. વળી એને બ્રેક રાખેલી હોવાથી ઢોળાવ ઉપરથી ઉતરતાં ગાડું ઘસડાઇ આવી બળદ ઉપર ભાર નહીં વધારતાં ગાડાંના ચાક બ્રેકથી બંધ થઇ જાય છે. એની બનાવટ માટે જાનવરો ઉપર ગુજરતું ઘાટકીપણું અટકાવનારી મંડળીએ તેમજ પોલીસ કમીશનર અને ટેકનીકલ સ્કુલના પ્રીનસીપલે પોતાની ખુશાલી જાહેર કીધી હતી.

મુંબઈ મધે હારમસ્ટન સરકસના ખેલ વખતે તા૦ ૧ લી મારચે શેઠ બેજનજી પેસતનજી દારૂવાલા બે વાઘ અને એક રીંછનાં પિંજરાંમાં બેસવાની હીમત કરી તેઓએ વાઘો તથા રીંછને પાઉં કેળાં ખવાડી પોતે પણ ખાધું હતું.

રંગુનવાળા જાણીતા પારસી બેરીસ્ટર શેઠ બી૦ કાવસજીને એક બરમીશ ઓરતને કાઢી લઇ જવાનો મુકદમો ચલાવતાં ખામી કરવાના વાંકસર ધારાના હીમાયતી તરીકેની સનદ લઇ લેવાના રંગુનની વડી અદાલતે હુકમ કરેલો તેની સામે પ્રીવીકાઉનસીલમાં શેઠ કાવસજીએ અપીલ કરવાથી તેમની તરફેણમાં ચુકાદો આપતાં એવું ઠરાવયું હતું કે શેઠ કાવસજીની સનદ જે દીવસે લઇ લેવામાં આવી હતી તે દીવસથી યાને તા૦ ૨૧ મી મારચથીજ તેવણને પાછા ધારાના હીમાયતી તરીકે ગણવા.

નામદાર શેહેનશાહ અને શેહેનશાહ બાનુએ તા૦ ૧૨ મી જુનને દીને રાતે પોતાના બકીંગહામપેલેસમાં ડેનમારકના નામદાર રાજા અને રાણીના માનમાં એક સ્ટેટ બોલનો મેળાવડો કરયો હતો. તેમાં બીરાજવાનું માન બીકાનેરના મહારાજાના પ્રાઇવેટ સેક્રેટરી શેઠ આર૦ ડી૦ કુપર તથા શેઠ ધનજીભાઇ બમનજી પીટીટને મળયું હતુ. વળી નામદાર શેહેનશાહે તા૦ ૨૫ મી જુનને દીને ઈંગલંડના સેંટ જેમસીસ પેલેસમાં લેવી ભરી હતી તેમાં શેઠો ફરદુનજી ફરામજી કરાકા, એ૦ એમ૦ મસાની અને ધનજીભાઇ બમનજી પીટીટ હાજર થયા હતા અને તા૦ ૧૪ મી ફેબરવારીને દીને ભરાયલી લેવીમાં શેઠ કેકોબાદ એદલજી જમશેદજી સંજાના હતા.

અત્રેના જાણીતા વેપારી શેઠ ફરદુનજી ફરામજી કરાકા અને એવણના ધણીયાણી બાઇ ભીખાઇજી ગયા મે મહીનામાં ઇટલી દેશમાં ફરવા ગયા હતા. તે વખતે રોમ શેહેરની મુલાકાત લેતાં શેઠ ફરદુનજીને તથા એવણના ધણીયાણીને નામદાર પોપની મુલાકાત લેવાનું માન મળયું હતું. જે વેળાએ નામદાર પોપે આ પારસી જોડાંને સારી દુવા અને આશીશ દીધા હતા. તેમજ શેઠ ધનજીભાઇ બમનજી પીટીટ પોતાનાં ધણીઆણી સાથે યુરોપની મુસાફરીએ નીકળેલા રોમ શહેરમાં ગયા જુન માસમાં ફરવા ગયા હતા તે વખતે શેઠ ધનજીભાઇની તથા એવણના ધણીયાણીની નામદાર પોપ સાથ મુલાકાત કરાવવામાં આવી હતી.

નવસારીના વડા દસ્તુરજી કેકોબાદજી દારાબજી મહેરજીરાણા જેમની નહાની વયને લીધે દેવલાલી ખાતે શેઠ તલાટીએ ઉઘાડેલી બોરડીંગ સ્કુલમાં વધુ અભયાસ કરવા નવસારીની અનજુમને મોકલયા છે, તેઓ નવસારીથી ઉપડયા તયારે તેમને ઘણું માન સ્ટેશન ઉપર આપવામાં આવયું હતું તેમજ મારગમાં બીલીમોરા વગેરે સ્ટેશન ઉપરથી હાજર રહેલા લોકોએ હાર તોરા પહેરાવી માન આપયું હતું. મુંબઇ પધારતાં અત્રે વસ્તા નવસારીના ભગરસાથ ટોળાના ઘણા સાહેબો સ્ટેશન ઉપર લેવા ગયા હતા, તેઓએ દસ્તુરજીને હારતોરા પહેરાવયા હતા. દસ્તુરજી કેકોબાદજી મુંબઇ થોડા દીવસ રહયા તે દરમયાન એવણ સાહેબ પોતાના કાકા દસ્તુરજી ફરામજી તથા એરવદ એદલજી કેરસાસ્પજી આંટયા સાથે અતરેના ચારો આતશબેહેરામ સાહેબને સેજદો કરવા ગયા હતા. તે તકનો લાભ લઇ અનજુમનના આતશ

બેહેરામના મોબેદ સાહેબો તરફથી એરવડ ફરેદુન રતનજી કાંગાએ દસ્તુરજીની તારીફમાં કેટલુંક વીવેચન કરવા બાદ એવણુને હારતોરા પહેરાવવામાં આવયા હતા.

દખણુના નાયબ દસ્તુર કેકોબાદ આદરબાદ પોતાના કુટુંબ સાથે માઇસોર જતાં મારગમાં તા૦ ૧૦ મી જુલાઇને દીને બેલગામ ખાતે થોભયા હતા. એવણુને સ્ટેશન ઉપર સારો આવકાર આપી હારતોરા પહેરાવયા હતા. તા૦ ૧૧ મીએ ત્યાંની બોઇસની અગીયારીમાં જશનની કીયા કરવામાં આવી હતી. જે પછી દસ્તુરજીએ પહરેજગાર જીંદગી કેમ ગુજારવી તેપર વાયજ કીધા પછી એવણુને અનજુમન તરફથી શાલ ઓઢાડવામાં આવી હતી. અહીંયાથી એવણુ માઇસોર ખાતે શેઠો પીરોશાહ બાલણુજી, ફરામજી કાવસજી અને જાંગીર માણેકજીનાં છોકરાઓની નવજોત કરવા ગયા હતા. તયાં પણુ સ્ટેશન ઉપર એવણુના દરજજાને છાજતું માન હાજર રહેલાઓએ આપયું હતું. દસ્તુરજી માઇસોરમાં રહયા તેટલો વખત મહારાજાનાં સુંદર ગાડીઘોડા એવણુના વપરાસ સારૂ આપવામાં આવયાં હતાં. વળી ત્યાંના રહીશ શેઠ કેખશરૂ દારાશાહ તાલીયારખાને દસ્તુરજીને તેમજ એવણુનાં ધણીયાણીને શાલો પહેરાવી હતી. તા૦ ૧૭ મીએ દસ્તુરજી કેકોબાદ હુબલી ખાતે ગયા હતા તયારે તયાંના મયુનાસીપાલ હોલમાં અશો ઉપર વાયજ કીધી હતી, તયાં પણુ એવણુને અનજુમન તરફથી એક શાલ તથા પરસ એનાયત કરવામાં આવયાં હતાં. માઇસોરથી વળતી મુસાફરીએ પુણે આવતાં પણુ એવણુને બધે એવુંજ માનઅકરામ મળયું હતું.

વડોદરાના નામદાર મહારાજા સર સયાજીરાય ગાયકવાડના રાજ્ય અમલને ૨૫ વરસ પુરાં થવાથી તેમની સીલવર જુબીલીની ધામધુમ તા૦ ૫ મી મારચને દીને અને તે પછી વડોદરામાં તથા આખાં રાજ્યમાં બધેબધ ઘણા મોટા પાયા ઉપર કરવામાં આવી હતી. એ દીને નામદાર મહારાજાની સ્વારી સવારના ફરવા નીકળી હતી ત્યારે મારગમાં ખા૦ બા૦ મનચેરજી પેસ્તનજીએ માહારાજાને હારતોરા પહેરાવી માન આપયું હતું. તેમજ સાંજે નામદાર ગાયકવાડ તરફથી લક્ષમીવીલાસ મહેલમાં એક દરબાર ભરવામાં આવી હતી, એ વખતે જુબીલીની ખુશાલીમાં માનચાંદની જે નવાજેસો કેટલાક સાહેબોને કરવામાં આવી હતી તેમાં શેઠ રતનજી દાદાભાઇ તાતાને 'દાતાર મંડળ, ઉંચપદ, સુવરણુ' નો સોનાનો ચાંદ આપવામાં આવયો હતો. એ દીને વડોદરાની અગીયારીમાં પારસી અનજુમન સનમુખ વડોદરાના સ્ટેટ કંત્રાકટરો શેઠો દારાશાહ અને કેખશરૂ કુવરજી રતનજી તરફથી જુબીલીની શુક્રગુજારીનું જશન કરવામાં આવયું હતું તેમજ એઓ શેઠો તરફથી ભલી દુવાઓ સાથનું એક માનપત્ર ચાંદીના સુંદર કાસકેટમાં નામદાર મહારાજાને એનાયત કરવામાં આવયું હતું, જે નામદાર ગાયકવાડે ખુશી સાથ કબુલ રાખયું હતું. વળી ઓનરેબલ સર ફીરોઝશાહ મેરવાનજી મેહતાએ મુંબઇમાં વસતી એમની પ્રજા અને વખાણુનારાઓ તરફથી એક મુબારકબાદીનો તારનો સંદેશો નામદાર માહારાજા ઉપર મોકલાવયો હતો. એના જવાબમાં નામદાર મહારાજાએ ઉપકાર માનનારો તારનો સંદેશો મોકલાવયો હતો, તેમજ બીજા ઘણા તારના સંદેશાઓ જુદે જુદે ઠેકાણેથી પારસીઓ તરફથી મોકલવામાં આવયા હતા. એ ઉપરાંત નવસારી ખાતેબી દેશાઇ પેસ્તનજી ખરશેદજીની આગેવાની હેઠળ દેશાઇ ખાનદાન તરફથી આતશબેહેરામમાં એક જશન કરી મુબારકબાદીનો સંદેશો મોકલાવવામાં આવયો હતો. વળી નવસારીની પારસી અનજુમન તરફથી એક મોટા મેળાવડા સનમુખ જાહેર જશન શેઠ રતનજી ફરામજી દાબુની આગેવાની હેઠળ કરવામાં આવયું હતું, અને આતશબેહેરામ, અગીઆરીઓ વગેરે મથકો ઉપર રોશની કરવામાં આવી હતી. નવસારી ખાતેબી દરબાર ભરવામાં આવી હતી ત્યાં દેશાઇ પેસ્તનજી ખરશેદજી તેમજ અનજુમન તરફથી નામદાર મહારાજાની સબી આગળ હાર તોરા મુકવામાં આવયા હતા. તા૦ ૬ ઠીને દીને નવસારી ખાતે સઘળી સ્કુલોનો મેળાવડો કરી છોકરાંઓને મીઠાઇ આપવામાં આવી હતી. એ વખતે મરહુમ દેશાઇજી મનચેરજી બરજોરજીની યાદમાં શેઠ દીનશાહ મેરવાન ઇરાની તરફથી મંગાવેલા રેસાલા માટે સઉથી સરસ લખનાર મી૦ રૂસ્તમજી મનચેરજી એરચજી દેશાઇને જુબીલી સીલવર કપ સુબા સાહેબના હાથે આપવામાં આવયું હતું. શેઠ રતનજી ફરામજી દાબુએ આપેલા રૂપીઆ ૨૦૦ માંથી તા૦ ૯ મીને દીને નીશાળના છોકરાઓને સુબાસાહેબે એક મેળાવડા સનમુખ મીઠાઇ વેહેંચી આપી હતી, તથા એજ શેઠે આપેલા રૂપીઆ પચીસમાંથી ગરીબ છોકરાંઓને કપડાં આપયાં

હતાં. શેઠો માણેકજી અને ફરામજીએ પોતાના ચેલાઓ સાથે જુબીલીની ખુશાલીમાં પોતાની
કસરતશાળામાં તમાસગીરો સનમુખ જુદી જુદી જાતની ઘણી સરસ કસરતો કરી બતાવી હતી.

નામદાર માહારાજા ગાયકવાડ જેઓ ઈંગલંડનો લાંબો પ્રવાસ કરી મુંબઇ પાછા પધા
રયા તેવણુને મુબારકબાદી ઇછી માનપત્ર આપવાનો એક મેળાવડો તા૦ ૧૮ મી નવેમબર
ને દીને નવસારી કસ્બાના મુંબઇમાં વસતા પારસીઓ તરફથી કરવામાં આવયો હતો. એ
માનપત્ર સર જમશેદજી જીજીભાઇ બારોનેટે વાંચી સંભળાવયું હતું, જેમાં નામદાર ગાયક
વાડની સ્તુતી કરવામાં આવી હતી. એ પછી સર કાવસજી જહાંગીર મદરેસા જુબીલી ફં
ડના ડેપયુટેશનની મુલાકાત નામદાર ગાયકવાડે લીધી હતી. એ વખતે ડેપયુટેશનના ગ્રહસ્થો
એ નામદાર મહારાજાને લાંબો પ્રવાસ કરી પાછા સહીસલામત ફરવા માટે મુબારકબાદી ઇ
છી હતી, જેઓનો નામદાર ગાયકવાડે ઉપકાર માનવા પછી હાજર રહેલાઓ વીખેરાઇ ગયા
હતા.

નવસારીની સર કાવસજી જહાંગીર જરથોસ્તી મદરેસાની ૫૦ વરસની જુબીલીનો દીવસ
તા૦ ૬ ઠી અકટોબરે પડેલો હોવાથી એ દીને નવસારી ખાતે ઘણી ધામધુમ શેઠો સોરાબ
જી મનચેરજી દેશાઇ તથા રતનજી ફરામજી દાબુની આગેવાની હેઠળ કરવામાં આવી હતી.
એ દીને એ મદરેસાના તેમજ બાઇ નવાજબાઇ તાતાની અને શેઠ દાદાભાઇ તાતાની
સ્કુલના સઘળા વીદયારથીઓને એકઠા કરી ગીત રંગની મજાહ ચખાડી મીઠાઇઓ આપ
વામાં આવી હતી. વળી રાત્રે એ સ્કુલનાં મકાનો ઉપર તથા આતશબેહેરામ વગેરે જાહેર
મકાનો ઉપર રોશની કરવામાં આવી હતી અને જશનો તથા જાહેર ખાણાં પણ કરવામાં
આવયાં હતાં. મરહુમ સર કાવસજી જહાંગીર રેડીમનીએ તથા મરહુમ શેઠ ખરશેદજી નસર
વાનજી કામાએ નવસારીમાં કરેલા ઉપકારોની યાદમાં એ બેઉ મરહુમનાં નામો જાહેર જ
શનોમાં તેમજ ધુપ નીરંગમાં દેવાનું નકી કરેલું હોવાથી એ દીને થયલાં જશનોમાં એ બેઉ
મરહુમોના નામો દેવાયાં હતાં. આ જુબીલીની તક હાથ ધરીને હાઇ સ્કુલના કમપાઉંડમાં મર
હુમ ડાકટર દામલાના નામથી એરવદ રૂસ્તમજી બેજનજી રાનજી તરફથી ધારમીક રેસાલા
લખાવવામાં આવે છે તે તથા શેઠ દીનશાહ મેરવાન ઇરાની તરફથી બાનુઓ તથા નીશાળના
છોકરા-છોકરી પાસે ધરમ સંબંધી રેસાલા લખાવામાં આવે છે તે લખનારા મધેના સારા
લખનારાઓને ઇનામો આપવાનો એક મેળાવડો વડા દેશાઇજી પેસ્તનજી ખુરશેદજીનાં પ્રમુ
ખપણા હેઠળ કરવામાં આવયો હતો. શરૂઆતમાં શેઠ સોરાબજી મનચેરજી દેશાઇએ વાંચેલા
રીપોર્ટ ઉપરથી માલમ પડે છે કે, એરવદ રૂસ્તમજીવાળો ડા૦ દામલા મેડલ તથા દેશાઇ
ખુરશેદજી તેમુલજી પ્રાઇઝ એરવડ રૂસ્તમજી મેરવાનજી કકલયાને, અને શેઠ દીનશાહ મેર
વાન ઇરાનીવાળું પહેલું ઇનામ તરીકે સર જમશેદજીની યાદગારીનું રૂપાનું વાઝ મી૦ દીન
શાહ નવરોજી મીનોચેહેરહોમજીને અને બીજું ઇનામ દેશાઇ મનચેરજી બરજોરજીની યાદ
ગારીનું રૂપાનું વાઝ બાઇ દીનબાઇ એ૦ લાકડાંવાળાને મળયું હતું. તે સાથે જુદાં જુદાં
ઇનામો તરીકે આપવાની જુદી જુદી ચીજો મોકલનારાઓમાં શેઠ શાપુરજી સોરાબજી ગોટલા
નું ચાંગાશાં માંગાશાં પ્રાઇઝ, શેઠ રતનજી ફરામજી દાબુના જરમન સીલવરનાં વાસણો, બાઇ
રતનબાઇ એદલજી બામજીના રૂ ૫૦ તથા કલકતાવાળા બાઇ જરબાનુ ફરામજી મનચેરજી
ના રૂ ૨૦ અને જુદા જુદા આશામીઓ તરફથી મળેલી ચોપડીઓ તેમજ શેઠ દીનશાહ
ઇરાનીવાળા બઝમના જુદા જુદા પ્રાઇઝો વીગેરે હતાં. એ બધું એકઠું કરીને ઉતેજન
અરથે તમામ ઉમેદવારી કરનારાઓને ચહડઉતર નાનાં મોટાં મળી કુલે ૧૩૦ ઇનામો
જુદા જુદા આશામીઓને વહેંચી આપવામાં આવયાં હતાં. સેવટે દેશાઇ પેસ્તનજીએ સર
વેએ લીધેલી જુદી જુદી તસ્દી માટે ઉપકાર માનવા પછી મેળાવડો વીસરજન થયો હતો.

મુંબઇના લોકપ્રીય ગવરનર નામદાર લોર્ડ લેમીંગટન પોતાનાં મોહરદાર લેડી લેમીંગ
ટનની માંદગીને લીધે પોતાના ઓધાની મુદત પુરી થાય તે અગાઉ પોતાનો ઓધો છોડી
ગયા જુલાઇ માસમાં અતરેથી ઉપડી ગયલા હોવાથી અને એ નામદારે પોતાના અમલમાં
ઘણો સારો કારોબાર ચલાવવાથી જતી વખતે એ નામદારને ઘણા ખાણાંઓ અને માનપાન
આપવામાં આવયાં હતાં. એ મુજબ પુણા ખાતે તા૦ ૨૩ મી જુલાઇએ લેડી અને સર જ
હાંગીર કાવસજી જહાંગીરે પોતાના રેડીમની વીલામાં નામદાર ગવરનરના માનમાં એટહોમ

નો મેળાવડો કરયો હતો. સર જહાંગીરે નામદાર ગવરનરની સલામતી અસરકારક ભાષામાં લેવાડી હતી. જે પછી નામદાર ગવરનરે લેડી અને સર જહાંગીરનો તેવાંજ સરસ ભાષાણુમાં ઉપકાર માનયો હતો. એ વખતે સર જહાંગીરે નામદાર ગવરનર જે ધરમખાતું પસંદ કરે તેમાં એક લાખ રૂપીઆ આપવાની ખાહેસ જણાવી હતી. જે રૂપયા જુદાં જુદાં ફંડોમાં આપવામાં આવયા હતા. તા૦ ૨૪ મીને દીને પુણા ખાતે ઓનરેબલ સરદાર નવરોજી પદમજીએ પણુ એ નામદારના માનમાં એક મેળાવડો કરી ઇવનીંગ પારટી આપી હતી. જયાં સરદાર નવરોજીએ નામદાર ગવરનરના ફતેહમંદ રાજકારોબાર વીશે કેટલુંક વીવેચન કીધું હતું. તા૦ ૨૨ મીએ નામદાર ગવરનરે પુણાની દખણુ કલબની મુલાકાત લીધી હતી, તયારે ખા૦ બા૦ કેપટન દીનશાહ ડોશાભાઇ ખંબાતાએ એ નામદારને આવકાર આપી બધેબધ ફેરવયા હતા. તેમજ નામદાર ગવરનર દખણુના વડા દસ્તુરજી સરદાર હોશંગ જામાસ્પની છેલી મુલાકાત લેવાને દસ્તુરજીને બંગલે ગયા હતા. નામદાર ગવરનર મુંબઇથી બંદર ઉપર પધારયા તયારે મારગમાં વાહાડીયાજીના આતશબેહેરામ આગળ સમસુલ ઓલમા દસ્તુર દારાબજી પેસોતન સનજાણુાની મુલાકાત લઇ એવણુના આશીરવાદ સાંભળી પાન ગોલાબ લઇ વીદાય થયા હતા.

નામદાર વાઇસરોયના કવેતાના પ્રવાસ દરમયાન કાઉનટેસ મીંટોએ રીસેપશનનો મેળાવડો કરયો હતો તે વખતે ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલ સી. આઈ. ઈ. ના મોહરદાર તથા દીકરીઓ સાથે લેડી મીંટોએ કેટલોક વખત વાતચીત કરી ખા૦ બા૦ પટેલની સખાવત તથા લોક ઉપયોગી કામોના વખાણુ કરયાં હતાં.

પુણા ખાતે વેલેનટાઇન લોજમાં ફાઇનેનસ આફીસને લગતા સરકારી પારસી, હીંદુ, યુરોપીઅન અમલદારો તથા કલારકોનો વારસીક મેલાવડો તા૦ ૬ ઠી એપ્રીલને દીને થયો હતો. એ વખતે શેઠ તેમુલજી બેરામજી રાજા પેનશન ઉપર રીટાયર્ડ થવાથી એવણુને એ ઓફીસના સ્ટાફ તરફથી એક સોનાની વીંટી તથા સોનાનો ચસ્મો ભેટ આપવામાં આવયો હતો. એ પછી એવણુની વખાણુમાં કેટલાકોએ વીવેચન કરવા બાદ હાજર રહેલાઓએ રીફ્રેશમેનટ લઇ મેળાવડો વીસરજન થયો હતો.

અત્રેની બોંબે આઇસ મેનયુફેકચરીંગ કંપનીના ચીફ એનજીનીયર શેઠ કેકોબાદ રૂસ્તમજી કુતાર બીજા ઓધા ઉપર બહારગામ જતા હોવાથી તેવણુના માનમાં એ ખાતાંના સ્ટાફ અને લાગતાવળગતાઓ તરફથી એક મેળાવડો તા૦ ૨૭ મી જુલાઇએ કરવામાં આવયો હતો, અને એવણુના મળતાવડા સ્વભાવ અને સાલેસાઇ માટે સરવેએ સંતોષ જાહેર કરીને એક સોનાના બટનનો સટ અને ઘડીઆળ ભેટ આપયાં હતાં. જેનો વળતો જવાબ શેઠ કુતારે યોગય શબદોમાં આપવા બાદ રીફ્રેશમેનટ લઇ મેળાવડો બરખાસ્ત થયો હતો.

મોમબાસા ખાતેના ત્રેઝરીખાતાંના વડા કલારક શેઠ પેસ્તનજી જમશેદજી મહેતા પોતાની લાંબી અને વફાદારીભરેલી નોકરી બજાવી પેનશન ઉપર રીટાયર્ડ થઇ મુંબઇ ખાતે આવેલાં હોવાથી એવણુને વીદાયગીરીનું માન આપવાને મોમબાસાની ત્રેઝરી ઓફીસમાં એક મેળાવડો કરવામાં આવયો હતો. એ વખતે વડા ત્રેઝરરે તથા બીજા ઓફીસરોએ શેઠ પેસતનજીની પ્રમાણીક સેવાની સ્તુતી કરનારાં ભાષણો કીધા બાદ એવણુના મદદનીશો તરફથી સોનાની દાબડી શેઠ પેસ્તનજીને વડા ત્રેઝરરે ભેટ આપી હતી. શેઠ પેસ્તનજીએ પોતાને આપવામાં આવેલાં માન માટે સઘળાનો ઉપકાર માનયા પછી મેળાવડો વીસરજન થયો હતો.

શેઠ બહેરામજી નશરવાનજી સીરવઇ જેવણુ ૧૮૬૪ થી કારડીંગ કોનત્રાકટર તરીકે વડોદરા રેલવે કંપની સાથે સંબંધ ધરાવે છે, તેવણુને ગયા મે મહીનામાં કંપની તરફથી કમપનીની લાઇન ઉપર હમેશ મુફત મુસાફરી કરવા માટે એક રૂપાંની પાસ ભેટ આપવામાં આવી હતી.

અમદાવાદવાળા ખા૦ બા૦ નવરોજી પેસ્તનજી વકીલ સી૦ આઇ૦ ઇ૦ એ વડોદરા રેલવેનાં ઘણાં સ્ટેશનો અને બીજાં બાંધકામો કરેલાં છે તેની પીછાનમાં એવણુને પણુ કંપની તરફથી રેલવે લાઇન ઉપર મુફત મુસાફરી કરવાની એક રૂપાની પાસ ભેટ આપવામાં આવી હતી.

અમદાવાદવાળા શેઠ બહેરામજી ફરામજી વકીલ બરોડા રેલવેનું ૩૦ વરસ થયાં કામ કરે છે, તેમજ દીહલી દરબાર અને દુકાળ વખતે કીમતી મદદ આપી હતી તેથી એવણને રેલવે કમપની તરફથી રેલવે લાઇન ઉપર મુફત મુસાફરી કરવાની એક રૂપાની પાસ ભેટ આપવામાં આવી હતી.

વડોદરાવાળા ખા૦ બા૦ જમશેદજી અરદેસર દલાલના રીટાયર થયા પછી એમને માટે ઉભા કીધેલા દલાલ મેમોરીયલ ફંડમાં કુલે રૂપયા ૧૯૬૫ ભેગા થયા હતા તેમાંથી ઇવનીંગ પારટી વગેરેના ખરચના બાદ જતાં રૂ. ૧૫૦૦ ની લોન લઇ તેના વયાજમાંથી દર વરસે રૂપયા તેરનાં બે ઇનામ નવસારી સ૦ ગુ૦ કનયાશાળાઓ અને મલેસરની એંગલો વરનાકયુલર સ્કુલમાં તથા બાકીના રૂપીયામાંથી ચાર ઇનામો અથવા ચાંદો વડોદરાની મેલ ત્રેનીંગ સ્કુલ, ફીમેલ ત્રેનીંગ સ્કુલ, કળાભવન, તથા ગાયનશાળામાં એક એક આપવા ઠરાવયું છે અને તેની વયવસ્થા ખા૦ બા૦ વીદયાધીકારીને સોંપવાનો ઠરાવ થયો હતો.

ડા૦ માણેકશાહ જમશેદજી મેરવાનજી આંટીયા જેવણ અતરે તબીબી ધંધો કરે છે તેવણે અતરેની યુનીવરસીટીની સીનડીકેટ તરફથી ગયે વરસે માંગવામાં આવેલો સુવાવડની બાબત ઉપર રેસાલો લખી મોકલાવયો હતો તે પરીક્ષકોને પસંદ પડવાથી ડા૦ માણેકશાહને શેઠ ડોસાભાઇ હોરમસજી કામા પ્રાઇઝ જે રૂ ૫૦૦ ની કીમતની ચોપડીનું ઇનામ છે તે મલ્યું હતું.

કરાંચીની શેઠ એન૦ જે૦ હાઇ સ્કુલનો તરવાનો રમતગમતનો અખાડો તયાના પારસી જીમખાનાને લગતા કાતરક સ્વીમીંગ બાથમાં તા૦ ૨૮ મી અકટોબરને દીને એક મેળાવડા સનમુખ કરવામાં આવયો હતો. એ રમતોના ઇનામો આપવા માટે પારસી ગ્રહસ્થોમાં ઉઘરાણું કરવામાં આવયું હતું અને શેઠ સોરાબજી ખાને એક રૂપાનું કપ જે છોકરો એક માઇલ રેશમાં પહેલો આવે તેને માટે બક્ષેશ આપયું હતું. એ સરતમાં મી૦ નરીમાન મનચેરજી મેહેતા એક માઇલ ૪૩ મીનીટ અને ૧૨ સેંકડમાં તરી જઇ પેહેલો આવવાથી કપ જીતી ગયો હતો. એ વતરોગે પરચુટન રમત કરવામાં આવી હતી. મીસીસ ફરામરોજ પંથકીએ ઇનામો વેહેંચી આપવા પછી મેળાવડો વીસરજન થયો હતો.

સીંધ હેદરાબાદ ખાતે તા૦ ૧૫ મી જુલાઇને દીને સીંધના કમીશનરે એક દરબાર ભરીને હેદરાબાદની કચેરીની બીલડીંગમાં લાગેલી મોટી આગમાં મદદ કરવા માટે શેઠો ફરામજી મેરવાનજી ઇરાનીને અને એદલજી મેરવાનજી ગોળવાલાને આફરીનનામાં કમીશનરે ભેટ આપયાં હતાં.

સીબી ખાતે તા૦ ૧૬ મી ફેબરવારીએ શાહી જીરગા દરબાર ભરવામાં આવી હતી, તે વખતે શેઠ કેકોબાદ પાલનજી કેકોબાદને રૂપાનું એક ઘડીઆળ ગવરનર જનરલના તયાંના એજંટે ભેટ આપયું હતું. શેઠ કેકોબાદની સેવાની આ સુધાં નામદાર સરકારે ત્રીજી વખત પીછાન કીધી હતી.

રાજપીપળા સટેટના તબીબ ડા૦ દારાશાહ દીનશાહ ખંબાતાની કીમતી સેવાઓની પીછાનમાં મહારાજા છત્ર સીંહજીએ સારો સરપાવ આપયો હતો તથા દરબારી ગેઝેટમાં કદરસનાસીની નોંધ લીધી હતી.

જામનગર રાજયના દીવાન શેઠ મેરવાનજી પેસતનજીએ મહારાજા સાહેબ તખતનશીન થયા તયારે જે જબરી મહેનત કીધી હતી તેની પીછાનમાં મહારાજાએ શેઠ મેરવાનજીને રોકડા રૂપીઆ એક હજાર અને કીમતી પોસાક તા૦ ૧૨ મી જુલાઇને દીને યાને હાલારી હીંદુઓના નવા વરસની કચેરીમાં ભેટ આપયો હતો.

એરવદ હોરમજી રૂસ્તમજી મીનોચેરહોમજી ધરમપુર વાંસદા તરફ મુસાફરી કરવા નીકળયા હતા તયાં મારગમાં વાંસદાના રાજાનાં આમંત્રણથી તેઓને દરબારમાં બહુ માનથી પધરાવવામાં આવયા હતા, જયાં એરવદ સાહેબે અવસ્તા અને સંસકરૂતના આશીરવાદો રાજાને દઇ રૂપાનાણું ઓવારણું કીધાથી રાજાએ ખુશ થઇ સુંદર કીમતી શાલ વગેરેનો સરપાવ એરવદ હોરમજીને આપયો હતો.

અતરેના કાપડના વેપારી શેઠો મહેતા બ્રધરસને વીદાય થતા નામદાર ગવરનર લોર્ડ લેમીંગટને ગયા જુલાઇ માસમાં પોતાના ખાસ ટેલરસ અને આઉટફીટરસ નેમી માન આપયું હતું.

પારસી પ્રેસીડનસી મેચો જે ગયા આગસ્ટ માસમાં પહેલા હીંદુઓ સાથ અને બીજી વખત યુરોપ્યન સાથ રમવામાં આવી હતી. એ બેઉ મેચોમાં પારસીઓએ ઘણી સરસ જીત મેળવી હતી. એમાં બેટીંગમાં સારો દેખાવ કરવા માટે શેઠ રૂસ્તમ મહેરહોમજીને એક સુંદર બેટ અત્રેના સરકારી સોલીસીટર મી૦ ઇ૦ એફ૦ નીકલસન તરફથી ભેટ આપવામાં આવયું હતું. વળી શેઠ માણેકશાહ બલસારાએ એ મેચોમાં એક સુનંદા બોલર તરીકે બજાવેલી સેવાની પીછાનમાં મરીન લીબરલ કલબ તરફથી તા૦ ૩૧ મી આગસ્ટે એક મેળાવડો કરી શેઠ માણેકશાહને ચાંદીનું વાચ ભેટ આપવામાં આવયું હતુ, વળી સઘળા પારસી ખેલાડીઓને અત્રેની એલફીનસ્ટન કલબ તરફથી સમાલકોઝ કોરટના માજી વડા જડજ શેઠ રૂશતમજી મેરવાનજી પટેલના પ્રમુખ પણા હેઠળ એક મોટુ ખાણુ તા૦ ૪ થી સપટેમબરને દીને આપવામાં આવયું હતું.

લીબરલ ક્રીકેટ કલબના એક સભાસદ મી૦ માણેકશાહ ફરદુનજી મુલાંએ બેરોનેટ ક્રીકેટ કલબ તરફથી એસપલેનેડ ક્રીકેટ કલબ સામે ૧૦૫ રન કરી પોતાનો સારો ફાળો આપવાથી લીબરલ ક્રીકેટ કલબના સભાસદોએ મી૦ માણેકશાહને ક્રીકેટ તરફનાં ઉતેજન દાખલ રૂ૨૫ ની કીમતની સોનાની વીટી તા૦ ૨૬ મી જાનેવારીને દીને ભેટ આપી હતી.

એલફીનસટન ક્રીકેટ કલબ વીરૂધ બેરોનેટ ક્રીકેટ કલબ વચે તા૦ ૩૦ મી સપટેમબરે રમાયલી મેચમાં એલફીનસ્ટન કલબ તરફથી મી૦ જે૦ એચ૦ એલચીદાણાએ પોતા તરફથી ૧૦૧ રનનો સારો ફાળો આપયો હતો. જેથી હાજર રહેલાઓએ તેજ વખતે પોત પોતામાં એક રકમ એકઠી કરી મી૦ એલચીદાણાને રૂ૫૦ નું ઇનામ આપયું હતું.

વડોદરા હાઈ સ્કુલ ટીમ અને ગેબેરા જીમખાના વચે તા૦ ૮ મી અને ૯ મી સપટેમબર ૧૯૦૭ ને દીને રમાયલી મેચમાં હાઈ સ્કુલ તરફથી મી૦ બરજોરજી મોરીનસે સુંદર રમત બતાવવાથી એવણને છોટા ઉદેપુરના માહારાજા સાહેબે રૂ. ૧૮ ની કીમતનું બેટ ભેટ આપ્યું હતું.

કરાંચી ખાતેના પારસી ઇનસટીટયુટના પ્રેસીડંટ શેઠ નસરવાનજી આર૦ મેહતાને સીંધના કમીશનરે એઓની ક્રીકેટ કાળજીની પીછાન કરી એક કપ ભેટ આપયું હતું.

દખણના વડા દસ્તુર સમસ—ઉલ—ઓલમા સરદાર ખાનબહાદુર દસ્તુરજી હોશંગજી જામાસ્પજીને નામદાર સરકારે ગયે વરસે સી૦ આઇ૦ ઇ૦ નો નામીચો ખેતાબ બક્ષયો હતો, તેની ખુશાલીમાં ગયે વરસે મુંબઇ વગેરે ઠેકાણે થયલા મેળાવડા ઉપરાંત તા૦ ૧૭ મી સપટેમબરને દીને પુણા ખાતે ખંડવાની મેશનનાં મકાનમાં એક દબદબાભરેલો મેળાવડો કરવામાં આવયો હતો. એ વખતે મેળાવડામાં સઘળી કોમના પુષકલ લોકો હાજર થયા હતા. નામદાર સર જમશેદજીએ દસ્તુરજીની કારકીરદીનું વીવેચન કરતાં જણાવયું હતું કે, કેળવણીને લગતી બાબતોમાં દસ્તુરજી જે મોટી ઉલટ લે છે તે માટે એમને સમસ—ઉલ—ઉલમાનો ખેતાબ બક્ષવામાં આવયો હતો અને હાલમાં નામદાર સરકારે એવણને સી૦ આઇ૦ ઇ૦ નો એલકાબ આપી નવાજયા તેથી સરવે કોમમાં ખુશાલી પંથરાઇ છે. દસ્તુરજીએ પોતાને આપવામાં આવેલાં માન માટે ઉપકાર માનવા પછી મેળાવડો વીસરજન થયો હતો. એવોજ એક બીજો મેળાવડો પુણા ખાતે દસ્તુર હોલમાં પુણાની બઝમે રૂઝે બહેરામ તરફથી નામદાર સર જમશેદજી જીજીભાઇનાં પ્રમુખપણાં હેઠળ ખોરદાદ શાલને દીવસે કરવામાં આવયો હતો. શરૂઆતમાં નામદાર સર જમશેદજીએ દસ્તુરજી સાહેબની લાયકાત તથા ખુબીઓ અને આપણી મહજબના ઉંડા જ્ઞાન વીશે લંબાણથી વીવેચન કીધા બાદ બઝમના સેક્રેટરી શેઠ બરજોરજી પીરોશાહે માનપત્ર વાંચી સંભળાવયું હતું. એ પછી પ્રમુખે માનપત્ર સુંદર ચાંદીના દાબડામાં મેલી દસ્તુરજીને એનાયત કરી એક શાલ ઓઢાડી હતી. દસ્તુરજીએ ઘટતા શબદોમાં સરવેનો ઉપકાર માનવા પછી દસ્તુરજી સાહેબના પંથકો દખણ હેદરાબાદ, શોલાપુર, નીમચ, ઈંદોર, બેલગામ, સતારા, મહાબલેશ્વર, ખંડવા, જાલના, અવરંગાબાદ, ઇગતપુરા વગેરે ઠેકાણેથી આવેલાં માનપત્રો તથા કાસકેટો દસ્તુરજી હોશંગજીને એનાયત કરવામાં આવ્યાં હતાં. એ પછી બઝમના સભાસદ શેઠ ફીરોઝ કાવસજી તંબુવાળાએ પોતે ચીતારેલી દસ્તુરજીની તસ્વીર ભેટ આપી હતી, તે સરનશીને ખુલ્લી મેલવા બાદ હાજર રહેલાઓએ રીફ્રેશમેંટ લઇ મેળાવડો વીસરજન થયો હતો. વળી દસ્તુર હોશંગજી ઉપર દખણ હેદરાબાદ તથા સીકંદરાબાદના જરથોસ્તીઓ તરફથી એક માનપત્ર સુંદર ચાંદીના દાબડા સાથ ગયા અકટોબર માસમાં મોકલાવી આપવામાં આવયું હતું. જેનો જવાબ દસ્તુરજીએ નવાબ કુ

રેદુનજંગ બહાદુર મારફતે મોકલાવી આપતાં પોતાના યજમાનોને ભલી દુવાઓ ચાહી ઉ
પકાર માનયો હતો. એ ઉપરાંત દસ્તુર હોશંગજીને મઉની જરથોસ્તી અનજુમન તરફથી
આવેલું માનપત્ર નવા અનજુમનના આતશબેહેરામની સાલગરેહને દીને એકઠા મળેલા મેળા
વડા સનમુખ જેમાં દસ્તુરજી સાહેબ પણ બીરાજેલા હતા તેમને શેઠ રૂસ્તમજી ડોસાભાઇ
શેઠનાએ ચાંદીના દાબડામાં મેલી એનાયત કીધું હતું. એ વખતે શેઠ રૂસ્તમજીએ દસ્તુર
જીની તારીફમાં કેટલુંક વીવેચન કરતાં જણાવયું હતું કે૰ દસ્તુરજીને અત્યારસુધીમાં ત્રેવીસ
માનપત્રો મળયાં હતાં તેમાં મઉનું ઉમેરાવાથી ચોવીસ થયાં છે. અથોરનાન ટોળો જે આ
ગળ વધેલો છે તે મોટે ભાગે એમને આભારી છે. એ પછી દસ્તુરજીએ પોતાને આપવામાં
આવેલાં માન માટે કેટલુક વીવેચન કરી સરવેનો ઉપકાર માનયો હતો.

એલફીનસ્ટન હાઇ સ્કુલના કામચલાઉ પ્રીનસીપલ શેઠ એદલજી દોરાબજી તલાટી પે
નશન ઉપર રીટાયર થયા તેવણુના સંબંધમાં નામદાર સરકાર તરફથી બહાર પાડવા
માં આવેલા ઠરાવમાં જણાવવામાં આવયું હતું કે, એવણુની ૩૫ વરસની લાંબી અને વ
ફાદાર સેવાઓની નામદાર સરકાર નોંધ લે છે. હાઇ સ્કુલોના હેડ માસતર તરીકેની પોતા
ની આખી કારકીરદી દરમયાન મી૰ તલાટીએ એ સ્કુલોની ઉંચી સ્થીતી અને પ્રીયતા જા
ળવી રાખવા ઉપરાંત પોતાના સ્ટાફ અને વીદયારથીઓમાં એક ઘણો સરસ દાખલો પોતા
ની ખરાં અંતકરણુની મહેનતથી બેસાડયો હતો અને જે પણુ ખાતાંઓ તેવણુના હાથ ની
ચે મુકવામાં આવયાં હતાં તેઓને જાહેર સેવા સાથ સંબંધમાં લાવવાને હમેશાં કોશેશ ક
રી હતી. વળી શેઠ એદલજીને એલફીનસ્ટન હાઇ સ્કુલના વીદયારથીઓએ તા૰ ૨૬ મી
સપટેમબરને દીને એ સ્કુલના હોલમાં એકઠા થઇને એક માનપત્ર એનાયત કીધું હતું. એ
વખતે મી૰ જમનાદસ દુવારકાંદાસ ધરમસીએ શેઠ તલાટીની તારીફમાં જણાવયું હતું કે,
એવણુ જુદી જુદી સરકારી શાળાઓમાં હેડ માસ્તર અને પ્રીનસીપાલ તરીકે ઘણી બાહોશી
થી પોતાનો ઓધો પરમાણીકપણે ચલાવી કાંઇપણ બદલાની આસા વગર કામ કરતા હતા
તેથી નામદાર સરકારે એવણુની સેવાઓની પીછાનમાં કયસરે હીંદના સોનાના ચાંદની ન
વાજેશ કીધી હતી. એ પછી એવણુને એક માનપત્ર એનાયત કરી હારતોરા પહેરાવવામાં
આવયા હતા. જેનો શેઠ તલાટીએ પ્રસંગોપાત જવાબ આપયા પછી સરવે વીખેરાઇ ગયા હતી.

શેઠ એદલજી દોરાબજી તલાટીએ દેવલાલી ખાતે પારસી વીદયારથીઓને માટે એક બોરડી
ગ સ્કુલ સ્થાપી હતી તે ખુલ્લી મેલવાની ક્રીયા એક મેળાવડા સનમુખ રોજ ૨૧ મો માહ
૯ માને દીને કરવામાં આવી હતી. શરૂઆતમાં જશનની ક્રીયા કરવા પછી નવસારીવાલા દ
સ્તુરજી કેકોબાદ દારાબજી મહેરજીરાણા જેવણુ એજ સ્કુલમાંજ કેળવણી લેવા રહેલા છે તે
વણે શેઠ તલાટીએ આ શુભ કામ ઉપાડી લઇ જરથોસ્તી વીદયારથીઓને કેળવણી આપવા
ઉપરાંત સારી રીતભાત અને ભલી ચાલચલણુ શીખવવાનું માથે લીધું છે તેમાં એવણુ ફતે
હ પામે એમ દુવા ગુજારી હતી. એ પછી શેઠ તલાટીએ આ કામમાં ઉતેજન આપનારા
ઓનો અને નાણાની મદદ કરનારા ગ્રહસ્થોનો ઉપકાર માનતાં પોતાને સોંપવામાં આવેલા
વીદયારથીઓ માટે બનતું કરશે એમ જણાવયું હતું. એ સ્કુલ માટે ડા૰ પેસ્તનજી નારીઅલવા
લાએ વગર લવાજમે મેડીકલ એટેનડંટ તરીકે કામ કરવા કબુલ્યું છે, અને એના વપરાસ
માટે શેઠ સોરાબજી ખરશેદજી ઢોંડીના ચાર બંગલાઓ ભાડે રાખેલા છે, જેમાં વીદયારથી
ઓ માટે દરેક રીતની સગવડની ગોઠવણુ કીધેલી છે.

ઉટાકામંદની અનજુમનના એક ત્રસતી તથા અકાબર શેઠ નશરવાનજી ફરામજી કયા
ની પોતાના કુટુંબ સાથ સ્વીતઝરલેંડ જતા હોવાથી એવણુના માનમાં ઉટાકામંદ ખાતે જા
લ ફીરોઝ હોલમાં તા૰ ૨૪ મી ફેબરવારીએ એક મેળાવડો કરી તેવણુને એક માનપત્ર
તથા એક રૂપાનું ફલાવરવાઝ શેઠ કા. રૂ. કામાએ અનજુમન તરફથી ભેટ આપયું હતું.
શેઠ કયાનીએ ઘટતા શબદોમાં આભાર માનતાં જણાવયું કે મેં મારી એક જરથોસ્તી તરીકે
ફરજ સીવાય વધુ કાંઇ કીધું નથી. તે પછી રીફરેશમેંટ લઇ સઘળાઓ વીદાય થયા હતા.

સર જમશેદજી જીજીભાઇ આસ્પીટલના ઓનરરી ફીઝીશયન ડા૰ નશરવાનજી ફકીરજી
સરવેયર, એમ. એ., એમ. ડી., બી. એસ. સી. (મુંબઇ), એમ. આર. સી. પી. (લંડન)
અને ડી. પી. એચ. ( કેમબ્રીજ ) ની નામદાર મુંબઇ સરકારે ગ્રાંટ મેડીકલ કોલેજ

ના જંતુવીદયાના પ્રોફેસર તરીકે નેમણુક કરવાથી તેવણુને તા૦ ૭ મી મારચે એ કોલેજના વીદયારથીઓ તરફથી એક માનપત્ર એનાયત કરવામાં આવયું હતું. એ વેળા પીટીટ લેબોરેટરીમાં એ કોલેજના પ્રોફેસર મેજર ચાઇલડનાં પ્રમુખપણાં હેઠળ એક મોટો મેળાવડો ભેગો મળ્યો હતો. મી૦ એચ. સી. ખરશેદજીએ માનપત્ર વાંચયું હતું તેમાં ડા૦ સરવેયરને મુબારકબાદી ઇછી જણાવવામાં આવયું હતું કે, બેકટીરીયોલોજીને લગતી તમારી ઉંચી કુશળતાના સબબે તમોને બેકટીરીયોલોજીના પ્રોફેસર તરીકે નેમવાનું મોટું માન નામદાર સરકારે આપયું છે કે જેવા પ્રકારનું માન હજીસુધી કોઇ દેશીને મલયું નથી. એ માનપત્ર ચાંદીના કાસકેટમાં મેલી પ્રમુખે ડા૦ સરવેયરને એનાયત કરતાં તેવણુની લાયકાત તેમજ નમરતાના ઘટતાં વખાણ કરતાં જણાવયું કે મેં ઘણો લાંબો વખત સુધી ડા૦ સરવેયર સાથ કામ કીધું છે અને એવણ પોતાની ફરજ ઉપર સરવથી પહેલા ધયાન આપતા રહયા છે. એ પછી ડા૦ સરવેયરે વળતો જવાબ આપતાં સઘળાઓનો આભાર માની જણાવયું કે તમારી ભલી દુવાઓથી મારૂં ભવીશયનું કામકાજ ઘણેક દરજજે સહેલ થઇ પડશે અને તે ફતેહમંદી સાથ બજાવવાને હું શકતીવાન થઇશ એવી આશા રાખું છું. સેવટે કોલેજના પ્રીનસીપલ લેફટનંટ કરનલ ડીમકે ડા૦ સરવેયરની બાહોશી તથા લાયકાતની તારીફમાં કેટલુંક વીવેચન કરયું હતું.

લોડજ રાઇઝીંગ સતાર ઓફ વેસતરન ઈંડીઆના રાઇટ વરશીપફુલ બ્રધર ખરશેદજી રૂસ્તમજી કામાને ગઇ તા૦ ૨૪ મી આગસટ ૧૯૦૪ ના દીને પડેલી ૫૦ વરસની એમની મેસોનીક જુબીલીની યાદમાં માનપત્ર એનાયત કરવાનો તથા વરશીપફુલ બ્રધર જીવણજી જમશેદજી મોદી તરફથી રચવામાં આવેલા મેસોનીક જુબીલી વોલયુમ ભેટ કરવાનો મેળાવડો તા૦ ૧૨ મી મારચને દીને ફ્રીમેશન હોલમાં કરવામાં આવયો હતો. આ વેળા નામદાર ગવરનર લોરડ લેમીંગટન પણ હાજર થયા હતા. શુરૂઆતમાં રાઇઝીંગ સ્તાર લોડજના માસ્તર ડા૦ ખરશેદજી ડોસાભાઇ શેઠનાએ શેઠ કામાની મેસોનીક કારકીરદીની ટુંક વીગત આપતાં જણાવયું કે આ લોડજ સ્થાપયા પછી દસ વરસ રહીને પુજય બીરાદર ખરશેદજી કામાને ફ્રીમેશન પંથમાં દાખલ કરવામાં આવયા. ૧૮૬૦ માં તેવણુને જુનીયર વોરડન અને ૧૮૬૧ માં સીનીયર વોરડન તરીકે નેમવામાં આવયા અને ૧૮૬૨ નાં સાલમાં તેવણુને માસ્તર તરીકે ગાદીનશીન કરવામાં આવયા. પોતાના ઓધાની ફરજો જે સરસ રીતે તેવણે બજાવી તે ઉપરથી તેવણુને તે પછીના વરસના માસ્તર તરીકે પણ ચુંટી કાઢવામાં આવયા. ઇસ્તરન ચેરમાંથી રીટાયર થવાના દીવસે તેવણે પ્રોફેસર વેસ્તરગારડ તરફથી રચવામાં આવેલું પવીત્ર ઝંદ અવસ્તાનું મોટું ફોલ્યો વોલ્યુમ આ લોજને ભેટ કીધું જે છેલાં ત્રેપન વરસ થયાં આપણે વાપરયે છે. ગ્રાંડ લોડજ સાથનો બીરાદર કામાનો સંબંધ ૧૮૬૩ ના જુન માસથી ચાલુ છે, કે જે વેળા એ તેવણુને પ્રોવીનશીયલ ગ્રાંડ લોડજના પ્રોવીનશીયલ ગ્રાંડ સ્તુઅરડ તરીકે નેમવામાં આવયા હતા. ૧૮૬૪ માં તેવણુને ગ્રાંડ સેકરેટરી તરીકે નેમવામાં આવયા હતા. તેવણુના એ ઓધાની નીશાની તેવણુને એનાયત કરતાં તે વેળાના પ્રોવીનશીયલ ગ્રાંડ માસ્તર રાઇટ વરશીપફુલ બ્રધર બારટને તેવણુની ઘણી વખાણ કીધી હતી. ગ્રાંડ લોડજને લગતી કમીટીના તેવણ એક આગેવાન સભાસદ છે. આ પછીની કારકીરદીનું લંબાણથી વરણન આપી જણાવયું કે મી૦ કામા મેસોનીક પંથના સરવેથી જુના હીંદી સભાસદ છે, અને તેઓએ સરવેથી ઉંચામાં ઉંચા માન ભોગવયાં છે, આ પછી તેમને એનાયત કરવાનું માનપત્ર ડા૦ શેઠનાએ વાંચી સંભલાવયા બાદ એરવડ જીવનજી જમશેદજી મોદીએ મેસોનીક જુબીલી વોલયુમના સંબંધમાં ટુંક હકીકત રજુ કીધી હતી. જે પછી નામદાર ગવરનર આગલ શેઠ કામાને રાઇટ વરશીપફુલ બ્રધર દારાશાહ રતનજી ચીચગરે હાજર કરતાં જણાવયું કે હું એ પુસ્તકમાં એક રેસાલો લખનાર હતો પણ તેમાં સામેલ નહી થઇ શકયાથી જુદો રેસાલો લખયો છે તેબી આપવો. નામદાર ગવરનરે શેઠ કામા સાથે સેકેહેંડ કરી તેમને માનપત્ર અને મેસોનીક જુબીલી વોલયુમ અને શેઠ ચીજગરનો રેશાલો એનાયત કરતાં ઘટતા શબદોમાં મુબારકબાદી ઇછી હતી. પોતાને આપવામાં આવેલાં માનપત્ર માટે શેઠ કામાએ મેશન બ્રધરસનો અને નામદાર ગવરનરનો ઉપકાર માનયો હતો, અને ફ્રીમેશન સંબંધી પોતે બજાવેલી ફરજો સબંધી કેટલોક ખુલાસો કરી ફ્રીમેશન પંથની આબાદી ઇછી હતી. છેવટે નામદાર ગવરનરનો ઉપકાર માની મેળાવડો બરખાસ્ત થયો હતો.

સર ફીરોઝશાહ મેરવાનજી મેહતા સુરત ખાતે ગયા મારચ માસમાં ભરાયલી પ્રાંતીક કોનફરનસમાં ભાગ લેવા સુરત ગયા હતા તે તકનો લાભ લઇને તા૦ ૩૧મી માર્ચને દીને જઇન જ્ઞાનવરધક તરફના એક ડેપયુટેશને સર ફીરોઝશાહના બંગલામાં તેવણુની મુલાકાત લઇ માનપત્ર આપયું હતું. સેક્રેટરીએ માનપત્ર વાંચી સંભળાવી તે સુખડના કાસકેટમાં મુકી સર ફીરોઝશાહને એનાયત કરવામાં આવયું હતું. આ માટે દમણુ, બીલીમોરા વગેરે ઠેકાણેથી જઇન છોકરાઓ ખાસ આવયા હતા. તેઓએ ઘણી છતાથી સર ફીરોઝશાહની તારીફમાં ભાશણ કરી ખાસ જોડેલાં ગીતો ગાયાં હતાં. સર ફીરોઝશાહે જવાનયાઓના છટાદાર ભાશણો સાંભળી પોતાનાં કામોની આવા જવાનયાઓ પણ કદર બુજે છે, તે માટે સંતોશ બતાવયો હતો. બાદ ડેપયુટેશન વીદાય થયું હતું.

બાઇ સાહેબ આવાંબાઇ ફરામજી પીટીટ, શેઠ બમનજી દીનશાહ પીટીટ તથા એવણુનાં ધણીયાણી બાઇ સાહેબ ગુલબાઇ અને કુટુંબ વેલાતથી સહીસલામત હસીખુશી સહીત પાછા ફરયાં તેથી ઉડવાડાના ઇરાનશાહ આતશબેહેરામમાં ગયા તીર મહીનામાં પગે પડવા ગયાં હતાં. તે વખતે ઉડવાડાના સ્ટેશન ઉપર ગામવાસી ઘણાં લોકોએ હાજર થઇને એવોને ઘણું માન આપયું હતું. એ પછી એવો સાહેબો આતશબેહેરામમાં પગે પડવા ગયા હતા તયારે ગામનાં લોકોમાં રૂપાં નાણાંનું સારૂં વેહચાણ કરયું હતું. ઉડવાડેથી બધા સાહેબો જાંહબોરડી ખાતે ગયાં હતાં તયારે તયાંનાં જરથોસ્તીઓએ સ્ટેશન ઉપર એકઠા થઇને સારો આવકાર આપયો હતો. તેમજ તયાંની જરથોસ્તી અનજુમન તરફથી ચાંદીની એક સુંદર કાસકેટમાં એક માનપત્ર એનાયત કરવામાં આવયુ હતું. એ વખતે બાઇ સાહેબ આવાંબાઇએ ગોળવડ અને બોરડી વચે એક પુલ બાંધી આપવાને જણાવયું હતું. એઓ બધાંઓ વલસાડ ફરવા ગયાં હતાં તયારે ગામવાસીઓએ એકઠા થઇ હાર તોરા પેહરાવી ઘણું સારૂં આદરમાન આપયું હતું.

બાઇ સાહેબ આવાંબાઇ ફરામજી પીટીટ ઘણી ભયભીત માંદગીને બીછાને પડયાં હતાં તેમાંથી એવણુ જલદી સાજાં થાય તે માટે એક શુકરગુજારીનું જશન ગયા આગસ્ત માસમાં સોલાપોર તથા હુબલી ખાતેના જરથોસ્તી રહીશોએ કાધું હતું. બીજાંબી જશનો થયાં હતાં.

શેઠ પીરોશાહ પેસતનજી કાપડયા તે ભરૂચની ખા૦ બા૦ દલાલ હાઇ સ્કુલના આસીસ્ટંટ માસ્તર ગયા જુલાઇ માસથી પેનશન ઉપર રીટાયર થવાથી એવણુની એ સ્કુલ સાથની ૩૨ વરસની લાંબી નોકરીની કદર બુજી એવણુના માનમાં એવણુના હાથ હેઠળ ભણેલા અને ભણુતા વીદયારથીઓ તરફથી એક ફંડ ઉભુ કરી ઇવનીંગ પારટીનો એક મેળાવડો તયાંની પીટીટ કનયાશાળાના મકાનમાં તા૦ ૩૦ મી જુનને દીને કરવામાં આવયો હતો. શરૂઆતમાં એ સ્કુલના માસ્તર મી૦ જેચંદ કુબેરદાસે પોતાની સ્કુલના માસતરો તથા ચેલાઓ તરફથી આવકાર આપનારૂ ભાષણુ કરતાં શેઠ પીરોશાહે માસ્તર તરીકે બજાવેલી લાંબી નોકરીની સ્તુતી કીધી હતી, એ પછી એવણુને આપવામાં આવેલું માનપત્ર મી૦ જાંગીર ખરશેદજી દારૂવાલાએ વાંચી સંભલાવયા બાદ ખા૦ બા૦ આદરજી મનચેરજી દલાલે તથા બીજા કેટલાક સાહેબોએ એવણુની એ સ્કુલ સાથના લાંબા વખતની કારકીરદીની તારીફમાં કેટલુક વીવેચન કરવા પછી હાજર રહેલાઓએ રીફ્રેશમેંટ લઇ મેળાવડો વીશરજન થયો હતો.

નવસારી હાઇ સ્કુલના મદદનીશ શીક્ષક શેઠ બમનજી હોરમજી દેશાઇ, બી૦ એ૦, એલ એલ૦ બી૦ બીજી નોકરીએ જતા હોવાથી એવણુને વીદાયગીરીનું માન આપવાનો મેળાવડો ચેલાઓ તરફથી હેડ માસ્તર શેઠ ધનજીશાહ પટેલના પ્રમુખપણા હેઠળ તા૦ ૧૨ મી જાનેવારીને દીને કરવામાં આવયો હતો. માનપત્ર એક વીદયારથીએ વાંચવા બાદ શેઠ પટેલે અને બીજાઓએ શેઠ બમનજીની તારીફમાં કેટલુંક વીવેચન કીધું હતું. શેઠ બમનજીએ વલતો જવાબ આપવા પછી મેળાવડો વીસરજન થયો હતો.

શેઠ નશરવાનજી રૂસતમજી પોસ્ટવાળા તે બરોડા રેલવેના મેલ સરવીસના હેડ રેકરડ કલારક પેનશન ઉપર રીટાયર થયા, તેમના માનમાં એક મેળાવડો સુરત ખાતે ગયા જુન માસમાં સુપ્રીનટેનડંટ શેઠ આર૦ ડી૦ કાલાપેશીના પ્રમુખપણા હેઠળ કરવામાં આવયો હતો. એ વખતે શેઠ નસરવાનજીને એનાયત કરવામાં આવેલાં માનપત્ર સાથ સોનાની વીટી તથા ફલાવરવાઝ ભેટ આપયાં હતાં. તેમજ શેઠ પોસ્ટવાળાની તારીફમાં એ પ્રસંગને લગતું કેટલુંક વીવેચન કરવા પછી પાન ગોલાબ લઇ મેળાવડો વીસરજન થયો હતો.

નાગપોર ડીવીઝનના પોસ્ટલ સુપ્રીનટેનડંટ શેઠ દોરાબજી મનચેરજી લાલકાકા પોતાની
લાંબી નોકરીથી રીટાયર થઇ પોતાને મુકામે સોલાપુર જતા હોવાથી નાગપોર તેમજ કામતી
ના જરથોસ્તી મીત્રો તરફથી તા૦ ૨ જી જુલાઇને દીને એવણુને એક માનપત્ર તથા ખાણું
તયાંની શેઠો બીલીમોરીયા બ્રધરસની ધરમશાળામાં ખા૦ બા૦ બેજનજી દાદાભાઇ મેહતાના
પ્રમુખપણાં હેઠળ આપવામાં આવયું હતું, ખા૦ બા૦ બેજનજીએ શેઠ લાલકાકાની તારીફ
માં કેટલુક વીવેચન કરી માનપત્ર ચાંદીના કાસકેટ સાથ એનાયત કરી એક સોનાનું ઘડીયા
ળ તથા છેડો ભેટ આપયાં હતાં. જે માટે શેઠ લાલકાકાએ ઘટતા શબદોમાં સરવેનો આભા
ર માનયો હતો. એ પછી રાતે સરવે જણુઓએ ખાણું લીધા બાદ શેઠ બાલીવાલાની ના
ટક કંપનીના છોકરાઓએ ગીતો ગાઇ સંભળાવયા પછી મેળાવડો વીશરજન થયો હતો.

બદનેરાની બીરાર મીલના કારડીંગ અને સ્પીનીંગ માસ્તર શેઠ સોરાબજી પેસ્તનજી
રાણા એ મીલની નોકરી છોડી મુંબઇની મીલમાં ચદતા ઓધા ઉપર જવાથી એવણુને વીદા
યગીરીનું માન આપવા તા૦ ૩૦ મી નવેમબરે મીલના માસ્તરો તથા કામદારોનો એક ભે
ગો મેળાવડો થયો હતો. એ વખતે મી૦ રાણુાની સ્તુતીમાં કેટલુંક વીવેચન કરવામાં આવ
યું હતું અને તેવણુનાં ખાતાંના માણુસો તરફથી એક ગ્રામોફોન યાદગારી તરીકે તેવણુને
ભેટ આપયો હતો. મી૦ રાણુાએ પોતાને મળેલાં માન માટે ઘટતા શબદોમાં આભાર માન
યા બાદ મેળાવડો વીખેરાયો હતો.

શેઠ બમનજી નશરવાનજી મહેતાએ કુરલા મીલમાં વીવીંગ માસ્તર તરીકે આઠ વરસ
વેર નોકરી બજાવી એ મીલ સાથનો પોતાનો સંબંધ છોડી પોતાના પીતા સાથે કાપડના
ધંધામાં જોડાવા ગયલા હોવાથી એ મીલના કાપડખાતાંના કામદારોએ તા૦ ૩૧ મી મેને
દીને શેઠ નવરોજી એદલજી સ્કરૂવાળાનાં પ્રમુખપણાં હેઠળ માનપત્ર તથા યાદદાસ્ત તરીકે
એક ચીજ ભેટ આપવાનો મેળાવડો કરયો હતો, જે વખતે શેઠ બમનજીની સેવાની સ્તુતી
કરનારૂં કેટલુંક વીવેચન કરવામાં આવયું હતું, જેનો શેઠ બમનજીએ ઘટતા શબદોમાં ઉપ
કાર માનયા પછી મેળાવડો વીસરજન થયો હતો.

અમદાવાદની ગુજરાત કોટન સ્પીનીંગ અને મેનયુફેકચરીંગ કંપનીના મેનેજર શેઠ
રતનજી એમ૦ પટેલ એ મીલ સાથનો સંબંધ છોડી જતા હોવાથી એ મીલના માણુસોએ
તા૦ ૩૦ મી મેને દીને તેમના માનમાં મેળાવડો કરી કોતરકામવાળું રૂપાનું કપ તથા ર
કાબી માનપત્ર સાથે ભેટ આપયાં હતાં. પોતાને મળેલાં માન માટે શેઠ રતનજીએ સઘળા
નો આભાર માની પોતા તરફથી મીલમજુરોને રૂ.૫ બક્ષીશ આપયા હતા: જે પછી રીફ્રે
શમેંટ લઇ મેળાવડો બરખાસ્ત થયો હતો.

ધી અમદાવાદ કેલીકો પ્રીટીંગ એંડ મેનયુફેકચરીંગ કંપનીના એનજીનયર શેઠ ફરા
મજી દોરાબજી કાપડયા ઉપલી મીલમાંથી ગયા જુલાઇ માસમાં રીટાયર થવાથી એઓના
ખાતાંના સ્ટાફ તરફથી મીલના મેનેજર મી૦ જી૦ કીયેરટન તથા તેમનાં બાનુના હાથથી
શેઠ ફરામજીને માનપત્ર તથા સોનાનું ઘડીઆળ અમદાવાદ ખાતે એનાયત કરવામાં આવ
યું હતું તથા સરવેનો ફોટો પાડવામાં આવયો હતો.

શેઠ દીનશાહ ધનજીભાઇ દાવર બેરીસ્ટરની મુંબઇની હાઇ કોરટના પહેલવહેલા એક
પારસી જડજ તરીકે નામદાર સરકારે નેમણુંક કરવાથી એ બનાવની ખુશહાલીમાં શેઠ દાવર
ને મુબારકબાદી આપવાને એલફીનસ્ટન કલબ તરફથી તા૦ ૨૭ મી અકટોબરને દીને રાત્રે
એ કલબના મકાનમાં શેઠ હોરમજી દાદાભાઇ જડજનાં પ્રમુખપણાં હેઠળ એક ખાણાનો મે
ળાવડો કરવામાં આવયો હતો. એ વખતે પ્રમુખ શેઠ હોરમજીએ શેઠ દાવરની સલામતી
લેવાડતાં જણાવયું કે શેઠ દાવર પોતાની ઉંચી બાહોશી અને જાતી લાયકાતથી ધીમે ધીમે
આગળ વધી હાઇ કોરટના જડજના માનવંત ઓધા ઉપર આવયા છે. નામદાર સરકારે શેઠ
દાવરની નેમણુક કરવાથી આખી પારસી કોમને માન મળયું છે, અને એવણુ ઘણા મીલન
સાર હોવાથી મીત્રમંડળમાં તેમજ ધારામંડળમાં ઘણા માનીતા થઇ પડયા છે. શેઠ દાવરે
ઉપકાર માનતાં જણાવયું કે મને મળેલા ઓધા માટે પારસી કોમ પોતાને માન મળેલું
સમજે છે, એમ સાંભળી હું ઘણો ખુશી થયો છું. સરકારે મને જે માન આપયું છે, તેને લા
યક નીવડવાને મારાથી બનતું કરીશ. એ પછી મેળાવડો મોડેથી વીસરજન થયો હતો. એ ઉપરાંત

અત્રેના પારસી, હીંદુ, યુરોપીઅન સોલીસીટરોએ તા૦ ૫ મી નવેમબરે રાત્રે તાજમહાલ હોટેલમાં જસ્ટીસ દાવરના માનમાં એક ખાણાનો મેળાવડો કરયો હતો, અને તા૦ ૨૯ મી જુને દેશી બારીસ્ટરોએ રીપન કલબમાં ટી પારટી આપી હતી. વળી લંડનની પારસી અનજુમન અને એડીનબરોના પારસી યુનયન તરફથી ગયા અકટોબર માસમાં મુબારકબાદીના તારના સંદેશા મોકલાવવામાં આવયા હતા; તેમજ ગયા નવેમબરમાં મુંબઇ ઇલાકાની નેશનલ મેહોમેદન એસોસીએશનના સરનશીને પણ મુબારકબાદીનો સંદેશો મોકલાવયો હતો.

મુંબઇની સ્મોલ કોઝ કોરટના વડા જડજ શેઠ રૂસ્તમજી મેરવાનજી પટેલ પોતાના હોધા ઉપરથી રીટાયરડ થવાથી એવણને વીદાયગીરીનું માન આપવાને તા૦ ૨૬ મી મારચને દીને સ્મોલ કોઝ કોરટના ધારામંડળના સભાસદોનો એક મેળાવડો ભેગો મળયો હતો. શરૂઆતમાં વકીલમંડળ તરફથી શેઠ ફરામજી કેખશરૂ પાટકે જણાવયું કે પ્રજાનાં પુરતાં માન અને વીશ્વાસ વચે તમોએ આ હોધો મોટી કીરતી સાથ ભોગવયો છે, તેમજ તમો નામદારે ધારામંડળ તરફ જે માયાળુ ઉમદા ખવાસ અને અતીશય સભયતાભરી વરતણુક બતાવી છે, તે સહેલાઇથી ભુલાય એમ નથી. બાર તેમજ બેનચ ઉપરનો તમો નામદારનો લાંબો અનુભવ, વેપારી બાબદોને લગતું ઉંડું જ્ઞાન અને દરેક મુકદમાઓ ઝડપથી અને ખુલી રીતે સમજી જઇ તેનો ઝડપથી ફેસલો કરવાની કુનેહ તમો નામદારના મુખય ગુણો હતા, અને તમો આ કોરટમાં પહેલા બીરાજયા તે વેળા તમારે માટે જે ઉંચી આશા અને ઉમેદો બાંધવામાં આવી હતી તેને પુરેપુરા તમે લાયક નીવડયા છો, એમ જણાવતાં ખુશહાલી ઉપજે છે. એ પછી મી૦ એકવર્થ સોલીસીટરે યુરોપીઅન તેમજ દેશી સોલીસીટરો તરફથી આ કોરટમાં આવતા નવા વકીલો સાથે સભયતાથી વરતી તેઓનું બોલવું તમો ધીરજ અને દીલસોજીથી સમજતા હતા. તમો નામદારને તમારી ભવીષયની કારકીરદીમાં દરેક ફતેહ ઇચછી અમે એવી દુવા ગુજારયે છીએ કે, હવે પછીની કારકીરદીમાં પણ તમો એવો સંપુરણ જશ મેળવો. એનો વળતો જવાબ આપતાં શેઠ રૂસ્તમજીએ જણાવયું કે તમોએ જે મોટું માન મને આજે આપયું છે તેથી અને તમો સઘળાઓએ બતાવેલી માયાળુ વરણુકની હું સંપુરણ કદર પીછાનું છું. ૩૩ વરસ પછી આ કોરટ સાથનો મારો સંબંધ હું છુટો કરૂં છું કે, જેમાંનાં ૨૦ વરસ મેં તમો સાથે બારમાં પસાર કરયાં હતાં. આ કોરટના માનવંત વડા જડજો મી૦ હારટ, મી૦ સ્પેનસર અને મી૦ ચીટી જેઓએ આ કોરટનો દરજજો જે ઉંચી રીતે જાળવી રાખયો હતો, તેજ મુજબ મેં પણ ઉંચો દરજજો જાળવી રાખવામાં ફતેહ મેળવી છે. સેવટે નામદાર જડજ શેઠ રૂસ્તમજીના સ્ટાફ તરફથી રેજીસ્ત્રાર મી૦ સ્પેનસરે જણાવયું કે, તમો નામદારે આ કોરટ સાથના લાંબા સંબંધ દરમયાન સરવેને એકસરખો સંતોષ આપયો છે. તમોને નામદાર સરકારે ત્રીબયુનલ ઓફ અપીલ કોરટના પ્રમુખના મોટા હોધા ઉપર નેમયા છે તે માટે મુબારકબાદી આપી દુવા ગુજારયે છીએ કે, તમોને ભવીષયમાં દરેક ફતેહ મળે. પોતાને આપવામાં આવેલાં માન માટે તે નામદારે સ્ટાફનો ઉપકાર માનતાં તેઓએ આપેલી મદદની પોતે પુરતી કદર પીછાને છે એમ તેવણે જણાવયું હતું. બાદ તે નામદારને વકીલમંડળ, સ્ટાફ તથા બીજાઓએ હારતુરા પહેરાવયા હતા, જે પછી હાજર રહેલાઓ વીદાય થયા હતા. વળી શેઠ રૂસતમજીના માનમાં વકીલમંડળ તરફથી અત્રેના મેસોનીક હોલમાં તા૦ ૧૨ મી એપ્રેલે એક મેળાવડો કરી શેઠ ફરામજી કેખશરૂ પાટક વકીલનાં પ્રમુખપણાં હેઠળ એવણને એક ખાણું આપવામાં આવયું હતું.

કવેટાના કેમીરીસરીયટવાલા ખા૦બા૦ દીનશા ડોશાભાઇ ગોલવાલાના માનમાં એ ખાતાના કલારકો અને લાગતાવળગતાઓએ તા૦ ૧૪ મીને દીને એક ગારડન પારટીનો મેળાવડો કરયો હતો. તેમજ તયાંની પારસી અનજુમને એજ દીને રાતે એક ખાણું આપયું હતું. એ વખતે એવણની તારીફમાં કેટલુંક વીવેચન કરવા પછી અંજુમન તરફથી એક ચાંદીનો ટીસેટ ભેટ આપવામાં આવયો હતો.

શેઠ દીનશાહ મેરવાન ઇરાની યુરોપ સેહેલગાહે જતા હોવાથી એવણના માનમાં અત્રેની આપાબ.ગ કલબ તરફથી તા૦ ૧૭ મી મારચને દીને નાયબ દસ્તુરજી મીનોચેહર જામાજીસ્પનાં સરનશીનપણાં હેઠળ ખાણાનો એક મેળાવડો કરવામાં આવયો હતો. ખાણાં ઉપર

અરસપરસ એકબીજાની સલામતી લેવાડતાં શેઠ દીનશાહની તારીફમાં કેટલાક સાહેબોએ વી
વેચન કરવા બાદ દસ્તુરજી મીનોચેહરજીએ ભલી દુવાઓ સાથ કલબ તરફથી એક શાલ
એવણને ભેટ આપી હારતોરા પહેરાવયા હતા, જે પછી મેળાવડો બરખાસ્ત થયો હતો.
વળી પુણા ખાતે તા૰ ૧૬ મીને દીને ત્યાંના પારસી જીમખાના તરફથી શેઠ દીનશાહને ખા૰
બા૰ મેહેર હોશંગ દસ્તુરનાં પ્રમુખપણાં હેઠળ એક ખાણું આપવામાં આવયું હતું. પ્રમુ
ખે શેઠ દીનશાહની સલામતી લેતાં જણાવયું કે, એવણ ઉદયોગ, ભારે મેહેનત અને ખોદા
તરફના સાબેત એકીનથી ચડતી સ્થીતીએ ચહડયા છે, તેમજ ગરીબોને મદદ કરવા અને જ
રથોસ્તી દીનના ફરમાનોનો ફેલાવો કરવામાં હમેશાં તતપર રહે છે. શેઠ દીનશાહે પોતાને
આપવામાં આવેલાં માન માટે ઉપકાર માનતાં ત્યાંના ગરીબ જરથોસ્તી છોકરાઓની કેળવ
ણીમાં નાણાંની રકમ આપવાની ખાહેસ જણાવી હતી, જે પછી મેળાવડો મોડી રાતે વીસર
જન થયો હતો. એ ઉપરાંત તા૰ ૧૯ મી મારચને દીને શેઠ દીનશાહના મુંબઇના દોસ્ત
આસનાવો અને વખાણનારાઓ તરફથી એવણને સફળસફર ઇછનારૂં માનપત્ર એનાયત ક
રવાનો મેળાવડો આલબલેસ બાગમાં દસ્તુરજી કેખશરૂ જામાસ્પજી જામાસ્પઆશાનાનાં પ્રમુ
ખપણાં હેઠળ કરવામાં આવયો હતો. શરૂઆતમાં દસ્તુરજી કેખશરૂએ શેઠ દીનશાહની તારી
ફમાં કેટલુક વીવેચન કરવા પછી નાયબ દસ્તુર મીનોચેહરજીએ માનપત્ર વાંચયું જેમાં જણા
વયું હતું કે, તમારી જીંદગીની કારકીરદી ઉધરતા જવાનીઆઓને કીમતી ધડો શીખવે છે.
એક જરથોસ્તી પઇસા અને કાંઇબી સાધનો વગર ભલી મનશની અને ખંતથી પોતાના જા
તભાઇઓનું કેટલું ભલું કરે અને તેઓની કેવી સેવા બજાવે તે તમારાં કામોથી તમોએ
શીધ કીધું છે. તમોએ બઝમે જશનની મંડળી સ્થાપીને તથા કેળવણીના અને ધરમના કા
મમાં તેમજ નીતીના પુસતકો ફેલાવવામાં તથા એવાંજ જાહેર કામોમાં દીલસોજી દેખાડીને
મદદ કીધી છે. એ સરવે કામો તમોને માનભરેલાં છે જેથી જરથોસ્તી કોમ તમારી આભા
રી છે. એ માનપત્ર દસ્તુરજી કેખશરૂએ ચાંદીના કાસકેટમાં મેલી શેઠ દીનશાહને ભેટ આપ
યું હતું. જેનો શેઠ દીનશાહે ઘટતા શબદોમાં ઉપકાર માનયા પછી શેઠ રૂસ્તમજી બરજોરજી
પૈમાસ્તરે તથા શેઠ મનચેરજી હોશંગજી જાગોસે અને ડા૰ ફરામજી શાપુરજી બરડીએ શેઠ
દીનશાહે કોમની બજાવેલી કીમતી સેવા માટે ઘટતી સ્તુતી કરી હતી. એ પછી રાતે હાજ
ર રહેલાઓ ખાણું લઇ વીખેરાઇ ગયા હતા.

કરાંચીવાળા પ્રોફેસર ફરામ એમ૰ દાદીના એમ૰ એ૰, બેરીસ્ટરને કાશમીરની જમું
કોલેજના પ્રીનસીપલ નેમવામાં આવયાથી તયાંની ડી૰ જે૰ કોલેજના બી૰ એ૰ વરગના
વીદયારથીઓ તરફથી કરાંચી ખાતે તા૰ ૩ જી જુલાઇને દીને પ્રોફેસર દાદીનાના માનમાં
ઇવનીંગ પારટીનો મેળાવડો કરવામાં આવયો હતો, જે વખતે હાજર રહેલાઓનો ભેગો
ફોટો પાડવામાં આવયો હતો. એ દીને સાંજે પ્રોફેસર દાદીના કાશમીર જવા કરાંચીથી ઉ
પડયા તયારે એવણને સ્ટેશન ઉપર મુસાફરી સફળ ઇછવાને એવણના મીત્રો તથા વીદયાર
થીઓની મોટી સંખયા હાજર થઇ હતી. જેઓએ પ્રોફેસર દાદીનાને હારતોરા પહેરાવી
માન આપયું હતું.

વીકટોરીયા સ્વીમીંગ બાથના માલેકો શેઠો દાદી અને ફરામરોજ સી૰ ગોલવાળાએ
નામદાર પ્રીનસની પધરામણીને ટાંકણે તા૰ ૧૨ મી નવેમબર ૧૯૦૫ ને દીને દશ કલાક
સુધી ચાલુ તરવાના કરેલા રેકોરડની પીછાનમાં એઓને ચાંદો એનાયત કરવાનો એક વગવાળો
મેળાવડો એ બાથના આગલા તથા હાલના સભાસદો તરફથી બીજે વરસે એટલે તા૰ ૧૪
મી નવેમબર ૧૯૦૬ ને દીને સાંજે આલબલેસબાગમાં નામદાર જડજ શેઠ દીનશાહ ધન
જીભાઇ દાવરનાં પ્રમુખપણાં હેઠળ કરવામાં આવયો હતો. શરૂઆતમાં શેઠ જીજીભાઇ એદલ
જી મોદીએ મેળાવડો કરવાની મતલબ કહી સભલાવતાં જણાવયું કે બાદશાહી જોડાંની હીં
દની મુલાકાતની યાદમાં મેસરસ ગોલવાલા બીરાદરોએ કાંઇબી ખોરાક લીધા વગર લાગત
દશ કલાકના લાંબા વખત વેર તરવાનો અખતરો કરી બતાવયો હતો. જેઓએ આ અખતરો
જોયો હશે તેઓએ આ બંને ભાઇઓની આવી સહનશકતી માટે અજાયબ થઇ તારીફ કીધી
હતી. એ બનાવની યાદમાં પોતાના ઉસતાદોને કોઇ રીતની નવાજેશ કરવાનો બાથના સભા
સદોએ ઠરાવ કીધો હતો અને આપણે આશા રાખીશું કે એ ગોલવાલા બીરાડરોનો બાથ
ઘણાં વરસો સુધી ઉપયોગી કામ બજાવતું રહે. એ પછી પ્રમુખ નામદાર જડજ દીનશાહ

ધનજીભાઇ દાવરે ભાષણ કરતાં જણાવયુ કે મને જયારે પ્રમુખપદ સ્વીકારવા માટે કહેવામાં આવયું તયારે મેં તરવાના હુનરની પીછાન ખાતર તે માંગણી સ્વીકારી હતી. સઘળી કસરતોમાં તરવાનો હુનર ઘણો શ્રેષ્ટ અને નાદર છે. શેઠો ગોલવાલા બીરાદરોએ આ બાથની શરૂઆત કોલાબા ખાતે કરી બેકબે ખાતેના એઓના આ સાહાસ માટે રૂ૫૦ હજારની નાદર રકમનો ખરચ કીધેલો છે. એ બાથની હસ્તી દરમયાન ૬૦૦૦ ચેલાઓ તાલીમ લેવા પામયા છે. ગયે વરસે એઓએ કરેલા અખતરા વખતે પાણીમાં ૮૦ હજાર વખત હાથો મારયા હતા, અને જેઓને શારીરીક સહનશકતીનો ખયાલ અને અનુભવ નહી હોય તેઓ તો આ હેરત ઉપજાવનારા ખેલથી અચંબો પામયા હતા. મેસરસ ગોલવાલા બીરાદરો આ હુનર ઉપરનો પુખત કાબુ ધરાવે છે તેથી તેઓ એકવાર વેલાતની અંગ્રેજી ખાડી ઓળંગી જવાની હામ ભીડવા માગે છે અને તે અખતરો કોશેશ રૂપે કરી જોનાર છે. આવા સંજોગો વચે આજે જે ભેટો હું શેઠો ગોલવાલા બીરાદરોને કરીશ તે પોતાના ચેલાઓ પ્રતયે બતાવેલી લાગણીની વકી રાખેલી ગવાહી મીસાલ દેખાશે. એ પછી પ્રમુખે શેઠો દાદી તથા ફરામરોજને સોનાના હીરાજડીત ચાંદો તાલીઓના અવાજ વચે એનાયત કીધા હતા. જે બાદ શેઠ દાદી ગોલવાલાએ પોતાને આપવામાં આવેલાં માન માટે સરવેનો ઉપકાર માનતાં જણાવયું કે આજનો દીવસ અમારી જીંદગીમાના સરવેથી મગરૂરી ભરેલા દીવસ તરીકે ગણશું અને અમારા ચેલાઓની કદરશનાશી તથા ચાહની નીશાનીઓથી જે આ કીમતી ભેટ અમોને આપવામાં આવી છે તે અમો જાવેદાન સુધી જાલવી રાખશું. અમારા કરેલા પ્રયોગની પીછાન માટે તમો તરફથી મળેલાં માયાળું ઉતેજનથી અમોને ઘણો બદલો મળયો છે. આ તરવાના ઉમદા હુનરના ચાહ તથા અમારી કોમ તરફની ફરજને ખાતર અમો મહેનત કરીયે છીએ. અમો સંતોષ સાથ જણાવીએ છીએ કે આ બાથના ઘણાક મેમબરોએ તરવાના હુનર ઉપર એટલોબધો કાબુ અને કુશળતા મેળવી છે કે યુરોપના તરવાના મંડળોમાં પણ તેઓ કાંઇક સારો દેખાવ કરી શકશે. સેવટે શેઠો ગોલવાલા ભાઇઓએ શેઠ દાવરને હારતોરા પહેરાવયા બાદ મેળાવડાનું કામ પુરૂ થવા પછી હાજર રહેલાઓ રાતે એક સુફરે ખાણું લેવા બાદ મેળાવડો મોડી રાતે વીસરજન થયો હતો.

નડીઆદ તાલુકાના મેજીસ્ટ્રેટ શેઠ ડોસાભાઇ ધનજીભાઇ બીલીમોરીઆની બોરસદના રેસીડંટ મેજીસ્ટ્રેટ તરીકે બદલી થવાથી એઓના માનમાં તા૦ ૩૧ મી જાનેવારીને દીને ટેનીસ કલબ તરફથી એક ટી–પારટીનો મેળાવડો કરવામાં આવયો હતો. તેમજ તા૦ ૧ લી ફેબરવારીને દીને શેઠ સોરાબજી ન૦ વકીલે પોતાના મકાનમાં મેળાવડો કરી ખાણું આપયું હતું. તા૦ ૪ થીને દીને વીદાય થતી વખતે એવણને સ્ટેશન ઉપર દોસ્તઆશનાઓએ હાજર થઇ હારતોરા પહેરાવયા હતા.

ચરચગેટ સ્ટેશનના માજી લોકપ્રીય સ્ટેશન માસ્તર શેઠ ખરશેદજી આદરજીને ઉતારૂ વરગ તરફથી ઉભા કીધેલાં ફંડમાંથી પરસ એનાયત કરવા એક મેળાવડો શેઠ ત્રીભોવનદાસ મંગળદાસ નથુભાઇના બંગલામાં તા૦ ૨ જી ડીસેમબરને દીને ખા૦ બા૦ મનચેરજી કાવસજી મરજબાનનાં પ્રમુખપણાં હેઠળ કરવામાં આવયો હતો. એ વખતે એ ફંડના સેક્રેટરી શેઠ રૂસ્તમજી એન૦ વાછાગાંધીએ રીપોર્ટ વાંચતાં જણાવયું હતું કે, શેઠ ખરશેદજીએ ૪૦ વરસ સુધી રેલવેની નોકરી બજાવી હતી, એમાંના છેલા ૩૪ વરસ વેર એટલે એવણ રીટાયર થયા ત્યાંસુધી ચરચગેટના સ્ટેશન માસ્તર તરીકે રહયા હતા. એવણની ઉતારૂઓ તરફની સભયતા અને કાળજીની કદર માટે ઉભા કરવામાં આવેલાં ફંડમાં કુલે રૂ ૪૯૪૨ ભરાયા ઉપરાંત કેટલાક ફલાવરવાઝોબી ભેટ મળયા હતા. વળી રેલવે કંપનીએબી છ મહીનાના પગારના ગ્રેચયુઇટી આપી છે. એ પછી પ્રમુખે પરસ અને ફલાવરવાઝ ભેટ આપતાં શેઠ ખરશેદજીની તારીફમાં કેટલુંક વીવેચન કરતાં જણાવયું કે, મુસાફરી કરતા સરવે વરણના લોકોએ પોતાની તરફની તમારી પીછાનમાં કદર બુઝી છે જે જોઇ મને ઘણી ખુશાલી ઉપજે છે. બાદ બરોડા રેલેવેના જનરલ ત્રાફીક મેનેજર મી૦ ક્રોમેલીને એવણની સેવા માટે તારીફ કરી મુબારકબાદી આપી હતી. સેવટે શેઠ ખરશેદજીએ પોતાને આપવામાં આવેલી ભેટો માટે સઘળાનો ઉપકાર માનવા પછી હાજર રહેલાઓએ રીફ્રેશમેનટ લઇ મેળાવડો વીસરજન થયો હતો. વળી તા૦ ૨૭ મી જાનેવારીને દીને આપાબાગમાં બરોડા રેલવેના જુદા જુદા સ્ટેશનોના સ્ટાફ તરફથી શેઠ ખરશેદજીને એક ખાણું આપવામા આવયું હતું.

અતરેના જાણીતા વેપારી શેઠ ધનજીભાઇ બમનજી યુરોપની મુસાફરીએ ગયા મારચ માસમાં ગયા હતા તયારે લંડનમાં એવણુને કેટલાક દોસ્તોએ હાઉસ ઓફ કોમનસના ડાઇનીંગ હોલમાં ડીનરપર નોતરી માન આપયું હતું, જે વખતે પારલામેનટના ઘણાક મેમબરો હાજર થયા હતા. ખાણું પુરૂં થવા પછી એવણુને ગેલેરીપર જગા આપવામાં આવી હતી, જ્યાંથી એવણે આમમાં ચાલતી તકરાર બે કલાક સુધી સાંભળી હતી. તા૦ ૨૦ મી મારચે ઇનસ્ટીટયુટ ઓફ આરકીટેકટના દર વરસે થતા મોટા ડીનરપર એવણુને ખાસ તેડવામાં આવયા હતા. વળી શેઠ ધનજીભાઇએ પોતાની સાલગ્રેહને દીને એક મોટા સ્કેલપર તયાંના જાણીતા આશામીઓને ખાણું આપયું હતું. તે મેળાવડામાંની સઘળી બાનુઓને અકેકી સોનાની બાંગડી ભેટ આપી હતી. તેમજ એ શેઠે તયાંના જરથોસ્તી ફંડમાં સારી જેવી નાણાંની રકમ ભરી તેના લાઇફ મેમબરબી થયા હતા. નામદાર શેહેનશાહના જમાઇ ડયુક ઓફ આરગાઇલે શેઠ ધનજીભાઇની મુલાકાત તા૦ ૧૨ મી જુલાઇએ કેનસીંગટન પેલેસમાં લઇ એવણુ સાથ કલાક એક સુધી વાતચીત કીધી હતી.

સુરતના જાણીતા કસરતબાજ શેઠ કાવશાહ એમ. દારૂવાળા વેપારને અરથે ટીબેટ જતા હોવાથી એમના માનમાં શેઠો શોભાગચંદ નગીનચંદ ઝવેરી તથા ફકીરચંદની કંપની તરફથી તા૦ ૨૨ મી એપ્રીલે ટી-પારટીનો એક મેળાવડો કરવામાં આવયો હતો. એ વખતે કેટલાક ઝવેરીઓએ શેઠ કાવશાહની તારીફમાં કેટલુંક વીવેચન કરી એવણુને સફળ સફર ઇચછી હતી. તેનો શેઠ કાવશાહે પ્રસંગોપાત જવાબ આપવા પછી હાજર રહેલાઓ રીફ્રેશમેનટ લઇ વીદાય થયા હતા.

શેઠ જાંગીર જમશેદજી વીમાદલાલ તથા મીસ મોટીબાઇ એદલજી બાટલીવાળા ગયા મે માસમાં કરાંચી વગેરે ઠેકાણે ભાષણો કરવા ગયાં હતાં તયારે કરાંચીના જાણીતા રહીશ શેઠ નશરવાનજી રૂસ્તમજી મહેતાએ તયાંની ઝોરાસ્ત્રીયન કલબમાં તા૦ ૨ જી મેને દીને એક મેળાવડો કરી શેઠ વીમાદલાલને એક જાહેર ખાણું આપયું હતું. એ વખતે શેઠ વીમાદલાલની સલામતી લેવાડતાં શેઠ ફરામરોજ એ૦ પંથકીએ જણાવયું કે થીઓસોફીસ્ટ ભાઇઓમાં જે દીલસોજી અને મીઠો સ્વભાવ જોઇએ તે ઉમદા ગુણ શેઠ વીમાદલાલ ધરાવે છે. શેઠ વીમાદલાલે પ્રસંગોપાત જવાબ આપયા પછી હાજર રહેલાઓએ ગાયન વગેરેની મજાહ ચાખી મેળાવડો મોડેથી વીખેરાઇ ગયો હતો. વળી તા૦ ૫ મીને દીને શેઠ ફરામરોજ એદલજી પંથકીએ પોતાના બંગલામાં શેઠ વીમાદલાલના માનમાં એક ટી-પારટીનો મેળાવડો કરયો હતો. એજ દીને રાતના શેઠ એદલજી દીનશાહની ચાલીપરનાં બાનુઓ અને ગ્રહસ્થોઓએ એક મોટો મેળાવડો શેઠ વીમાદલાલ અને મીસ મોટીબાઇ બાટલીવાળાના માનમાં કરયો હતો. જ્યાં હાજર રહેલી નાંની બાળકીઓએ આવકારનાં ગીતો ગાયા પછી શેઠ શેહેરીયાર કોનત્રાકટરે એઓ બંનેની તારીફમાં કેટલુંક વીવેચન કરવા બાદ હાજર રહેલાઓ રીફ્રેસમેનટ લઇ વીખેરાઇ ગયા હતા. તેમજ તા૦ ૧૩ મીને દીને તયાંની પારસી ઇનસ્ટીટયુટમાં પારસી કોમનો એક જાહેર મેળાવડો એઓ બંનેના માનમાં કરવામાં આવયો હતો. આ વખતે અમેરીકા ખાતે અભયાસ કરતા એરવદ ધાલાનાં ફંડમાં રૂ. ૪૭૫ ભરાયા હતા.

શેઠ મેહરજીભાઇ બેરામજી દોટીવાળાની અજમેરથી અત્રેની બરોડા રેલવેની ઓફીસમાં બદલી થવાથી એવણુના માનમાં તા૦ ૨૮ મી જુલાઇએ તયાંની રીક્રીએશન કલબે પોતાના મકાનમાં ખાણાનો એક મેળાવડો કરયો હતો. તેમજ એવણુ તયાંની આરયસમાજ સ્કુલ કમીટીના વાઇસ પ્રેસીડનટ હોવાથી એવણુને એ સ્કુલના મેમબરો તરફથી એક પારટી આપવામાં આવી હતી. એ ઉપરાંત તયાંની જરથોસ્તી અનજુમને તા૦ ૨ જી આગસ્ટે ટી-પારટીનો એક મેળાવડો કરયો હતો, જયાં એવણુના કામોની તથા મદદની સ્તુતી કરનારા ભાષણો કરવામાં આવયાં હતાં.

રાયચોરના તાલુકદાર નવાબ ફરામરજ જંગ બહાદુરની બદલી સુબા સાહેબ તરીકે થવાથી ત્યાં વસ્તા પારસી શેઠો તરફથી તાલુકદાર સાહેબને ગયા આગસ્ટ માસમાં એક મોટો મેળાવડો કરી ડીનર તથા નાચ પારટી આપી હતી. ખાણું પુરૂં થયા પછી એક ભાષણ મી૦ દસ્તુરે આપયું હતું જેમાં પારસી કોમ સરકારી સેવા કેમ ઇમાનદારીથી બજાવે છે ને તેનું ફળ તથા માન મરતબો સરકારથી પારસી કોમને કેમ અને કેવી રીતે મળે છે તે

દેખાડી આપયું હતું. એનો જવાબ વાળતાં નવાબ ફરામરજ જંગ બહાદુરે પોતાને આપ વામાં આવેલાં માન માટે તેમનો આભાર માનયો હતો. એ પછી નાચ પારટી ગાનું થ યા બાદ પારસી સાહેબોએ નવાબ સાહેબને હાર તુરો ને એક કીમતી શાલ તથા બીજી કી મતી ચીજોની ભેટ કીધી હતી. જે પછી મેળાવડો બરખાસ્ત થયો હતો.

શેઠ દાદાભાઇ કા૦ વોચમેકર એમ૦ એ૦ ઓરીયનટલ ત્રાનસલેટરની ઓફીસમાં મોટા પગારે જવાથી અને શેઠ બેરામજી કાવસજી વોચમેકર જબલપોર કોલેજમાં હીસ્ટરી અને ઈંગ્રેજી સાહીત્યના પ્રોફેસર તરીકે જવાથી એઓના માનમાં પુણા જીમખાના તરફથી તા૦ ૧૫ મી જુનની રાતે એક ખાણું ખા૦ બા૦ મેહર હોશંગ દસ્તુરના પ્રમુખપણાં હેઠળ આપવામાં આવયું હતું. પ્રમુખે એ બેઉ ભાઇઓની સલામતી લેવાડતાં એઓની ફતેહ ઇચછી હતી. એ પછી હાજર રહેલાઓએ ગાયન વગેરેની મજાહ ચાખી મોડેથી વીસરજન થયા હતા.

શેઠ બી૦ જે૦ વહાડયા તે લંડનની પારસી સોશીયલ યુનીયનની કમીટીના એક સ ભાસદને વીદાયગીરીનું એક ખાણું યુનીયન તરફથી તા૦ ૩૧ મી ડીસેમબરને દીને શેઠ બી૦ જે૦ દલાલના સરનશીનપણાં હેઠળ આપવામાં આવયું હતું. ખાણાં ઉપર શેઠ વહા ડયાની સલામતી લેવાડતાં એવણે એ યુનીયન હસ્તીમાં આવયું ત્યારથીજ ઉલટભરયો ભાગ લઇ જે કીમતી સેવા બજાવી હતી તેની સ્તુતી કરવામાં આવી હતી. શેઠ વહાડયાએ પોતાને આપવામાં આવેલા માન માટે ઉપકાર માનવા પછી મેળાવડો વીસરજન થયો હતો.

શેઠ નશરવાનજી બરજોરજી પાવરી જી૦ આઇ૦ પી૦ રેલવેની નોકરી છોડી બદનેરા થી જાથુકના મુંબઇ ધંધાઅરથે આવેલા હોવાથી એવણના માનમાં તા૦ ૧ લી જાનેવારી ને દીને બદનેરા ખાતે શેઠ એદલજી દાદાભાઇ મરચનટના પ્રમુખપણાં હેઠળ એક ખાણું આપવામાં આવયું હતું. ખાણા ઉપર શેઠ નશરવાનજીની તારીફ કરી પ્રમુખે જણાવયું કે કામ પડવે સરવેને મદદ કરવામાં તેમજ સરવેના દુ:ખસુખમાં ભાગ લેવામાં એવણ આપ ણા ગામમાં ઘણા ઉપયોગી થઇ પડતા હતા. એનો શેઠ નશરવાનજીએ પ્રસંગોપાત જ વાબ આપવા પછી ગાનતાનની મજાહ ભોગવી મેળાવડો અસુરેથી બરખાસ્ત થયો હતો.

ભરૂચ જીલાના કલેકટરના ચીટનીસ શેઠ એરચશાહ જેહાંગીરજી તાલેયારખાનની સચી ન સ્ટેટના દીવાન તરીકેની નેમણુક થવાથી એવણના માનમાં ભરૂચ કલબના મેમબરો તરફ થી એજ કલબના મકાનમાં તા૦ ૯ મી જાનેવારીને દીને એક ખાણું આપવામાં આવયું હતું. જે વખતે શેઠ તાલેયારખાનને આ મળેલા ઓધા માટે ખુશાલી જાહેર કરી એવણને એથી પણ વધુ ચઢયાતા ઓધા મળે એવું ઇચછી અરસપરસ સલામતી લઇ મોડી રાત્રે મેળાવડો વીસરજન થયો હતો.

રાજકુમાર કોલેજવાળા શેઠ ખરશેદજી ડોસાભાઇ માસ્તર જામનગર ખાતે મોટા ઓધા ઉપર જવાથી તા૦ ૪ થી જુલાઇને દીને એવણના માનમાં એક ટીપારટીનો મેળા વડો કરવામાં આવયો હતો. એ વખતે કોલેજના પ્રીનસીપલ મી૦ મેકને શેઠ ખરશેદજીની નોકરીની લાયક શબદોમાં વખાણ કરી મુબારકબાદી આપતાં જણાવયું કે એવણની મદદથી મારૂ કામ ઘણી સરસ રીતે ચલાવી શકયો હતો અને એવણની બાવીસ વરસની નોકરી આગલા તેમજ હાલના રાજકુમારોને તથા ઓફીસરોને ઘણી ઉપયોગી તથા લોકપ્રીય થઇ પડી હતી. એ પછી કેટલાક રાજકુંવરોએ એવણની તારીફમાં કેટલુંક વીવેચન કરવા પછી શેઠ ખરશેદજીએ સરવેનો ઉપકાર માનવા બાદ મેળાવડો વીસરજન થયો હતો. એજ દીને રાતે કોલેજના માસ્તરો તરફથી જુદું ખાણું શેઠ ખરશેદજીને આપવામાં આવયું હતું. તેમજ તા૦ ૫ મીને દીને બપોરના કોલેજના મેહોમેદન રાજકુમારોએ ટીપારટીનો મેળા વડો કરી એવણને માન આપયું હતું.

શેઠ ખરશેદજી મેરવાનજી બાલીવાળા પોતાની નાટકી ટોળી લઇને હમેશ મુજબ ગા મેગામ નાટકો કરવા જાય છે તેમ ગયા મારચ માસમાં અમદાવાદ ખાતે કેટલાક નાટકો ભજી બતાવયા હતા. તેથી તા૦ ૪ થી મારચને દીને ખા૦ બા૦ નવરોજી પેસતનજી વકીલ સી. આઇ. ઇ. એ ત્યાંની પારસી કલબમાં એ કંપનીના સઘળા ખેલાડીઓને એક મેજબા ની આપી હતી. એ વખતે ખા૦ બા૦ નવરોજીએ ટુંક વીવેચન કરી શેઠ ખરશેદજીને પો

તા તરફથી રૂપાનો વાઝ ભેટ આપયો હતો. વળી શેઠ બાલીવાલાની ટોળીએ નાગપોર ખાતે કેટલાક ખેલો કરી ત્યાંના રહીશોનું સારૂ ધયાન ખેચયું હતું તેમજ શેઠ ખરશેદજીએ બે ત્રણ ખેલો કરી તેની અરધી આવક ત્યાંના ધરમદા ફંડોમાં ભેટ આપી હતી—તા૦ ૩૧ મી આગસ્ટે સોલાપોર ખાતે એ કપનીએ ગામરેની ગોરીનો ખેલ કીધો ત્યારે એકસાઇસ કલેકટર શેઠ રૂસતમ પેસતનજી જાહાંગીરના ધણીઆણીએ ત્યાંના પારસીઓ તરફની એક પરસ શેઠ ખરશેદજીને એનાયત કીધી હતી. એ ઉપરાંત શેઠ ખરશેદજીએ પુણા ખાતે નવી બંધાવેલી બાલીવાલા થીયેટરમાં તા૦ ૭ મી સપટેમબરે તેમાં અલાદીનનો ખેલ કીધો હતો, એ વખતે નામદાર ગવરનર મી૦ મ્યુર મેકેનઝીએ દોરીથી ડરોપશીન ઉંચકી થાએટર ખોલ્લી મેલાયલી જાહેર કરી પ્રસંગને અનુસરતું ભાષાન કીધા બાદ ખેલ શરૂ કરવામાં આવ્યો હતો.

શેઠ એચ૦ ડી૦ માસતર પોતાના ધંધાને સર વેસટરન ઓસ્ત્રેલીયામાં આવેલા લીઓનારા શેહેરમાં ગયા હતા, એવણુને મુંબઇમાં પાછા ફરતી વખતે વીદયાગીરીનું માન આપવાનો એક મેળાવડો ત્યાંના મેથોડીસટ ચરચમાં તા૦ ૨ જી નવેમબરને દીને કરવામાં આવયો હતો. જ્યાં રેવરંડ જેમસે શેઠ માસ્તરે ચરચ માટે બજાવેલી કીમતી સેવાની સ્તુતી કરવા પછી રાતે સરવે સાથે ખાણું લીધું હતું. એ વખતે શેઠ માસતરે પોતાને આપવામાં આવેલા માન માટે ઉપકાર માનવા પછી મેળાવડો વીસરજન થયો હતો.

શેઠ પીરોશાહ પેસતનજી મેહતા જેવણુ અમદાવાદની મી૦ મનસુખભાઇની મીલમાં તેર વરસ સુધી વીવીંગ માસ્તર તરીકે હતા તેવણુને મી૦ મનસુખલાલની મુંબઇની રે મીલમાં ચઢતે પગારે બદલી થવાથી ગયા જુલાઇ મહીનામાં અમદાવાદ ખાતે એવણુના દોસ્ત આશનાઓ તેમજ પારસી કોમ તરફથી એવણુના માનમાં જુદા જુદા ખાણાના મેળાવડા કરવામાં આવયા હતા. એવણુને અપાયલી જાહેર જીયાફત વખતે ખા૦ બા૦ રૂસ્તમજી જહાંગીર અને શેઠ પીરોશાહ મેહતાએ તથા બીજા ગ્રહસ્થોએ મીલ તેમજ લોડજ સભામમાં એવણે ચલાવેલી સરવે સાથની લાયકીની તથા આપેલી કીમતી સેવાની સ્તુતી કરનારાં ભાશણો કીધાં હતાં.

શોલાપોરની શેઠ નરસીંગ ગીરજી મહારાજની મીલના વીવીંગ માસ્તર શેઠ એદલજી બેહેરામજી દોરડી અમદાવાદની મીલમાં ચઢતા ઓધા ઉપર જતા હોવાથી શોલાપોર મીલના કામદારો તરફથી એક મેળાવડો કરવામાં આવયો હતો. પ્રમુખપદે મીલના એજંટ રા૦બા૦ વારડ સાહેબ બીરાજયા હતા. તેવણે શેઠ એદલજીની સેવાઓની સતુતી કરનારૂં વીવેચન કરયા પછી મીલ તરફથી રૂ૧૫૦ ની રકમ એવણુને ભેટ આપી હતી. એ ઉપરાંત શેઠ દોરડીના મીત્રો તરફથી તેવણુને એક પારટી પણ આપવામાં આવી હતી.

રાજકોટવાલા પોસ્ટલ ઇનસ્પેકટર શેઠ કેકી કાવસજી લાલકાકાની બદલી ભરૂચ ખાતે ગયા આગસ્ટ માસમાં થવાથી એવણુનાં માનમાં શેઠ હોરમજી જે૦ આંટયાએ એક પારટી આપી હતી. તેમજ મીસીસ સોરાબજી જમશેદજી લાલકાકાએ પણ ટી પારટીનો મેળાવડો કરયો હતો. જે વખતે શેઠ લાલકાકા માટે કેટલુંક વીવેચન કરવામાં આવયું હતું.

વડોદરાના ડેપયુટી સ્ટેશન માસ્તર શેઠ હોરમજી ડોશાભાઇ પેમાસ્તરની બદલી ગ્રાંટરોડનાં સ્ટેશનના ડેપયુટી સ્ટેશન માસ્તર તરીકે થવાથી એવણુને વીદાયગીરીનું માન આપવાને રેલવેના સ્ટાફ તરફથી એક મેળાવડો વડોદરાના ગાર્ડ રૂમમાં તા૦ ૨૨ મી આગસ્ટે કરવામાં આવયો હતો. આ વખતે શેઠ હોરમજીની નોકરીની તારીફમાં કેટલુંક વીવેચન કરવા પછી એવણુને સોનાનાં બટનનો એક સટ ભેટ આપવામાં આવયો હતો. સેવટે હાજર રહેલાઓએ ખાણું લીધા પછી મેળાવડો વીસરજન થયો હતો.

ડાકટર જાલ સોરાબજી વકીલ લંડનની એફ. આર. સી. એસ. ની પરીક્ષા આપવાને અને શેઠ જહાંગીર બમનબેહેરામ પોતાની તનદરોસતીના સુધારા અરથે યુરોપની મુસાફરીએ ગયા તેમને સફળ સફર ઇચ્છવાને તા૦ ૧૬ મી ફેબરવારીને દીને ગ્રાંટરોડની શેઠ દુબાશની વાડીમાં તેમના મીત્રો અને વખાણુનારાઓનો મેળાવડો થયો હતો અને રાતના ખાણું આપવામાં આવયું હતું.

જાણીતા ક્રીકેટર ડાકટર હોમી કાંગા, એમ૦ ડી૦ની પરીક્ષા પસાર કરવા માટે વેલાત જતા હોવાથી પારસી જીમખાનાએ તેઓને તા૦ ૨૩ મી ફેબરવારીને દીને રાત્રે ખાણું આપયું હતું. જે વેળાએ લગભગ સઘળા સભાસદો તેઓને સફળ સફર ઇચછવા હાજર રહયા હતા.

શેઠ માણેકજી બમનજી મોટાફરામ ચઢતી તબીબી અભયાસ માટે વેલાત જતા હોવાથી એવણને સફળ સફર તથા અભયાસમાં ફતેહ ઇછવા અતરેની પરશીયન કલબ તરફથી તાજમહાલ હોટલમાં તા૦ ૨૭ મી ફેબરવારીને દીને ખાણું આપવામાં આવયું હતું.

એલફીનસ્ટન કોલેજના પ્રોફેસર જહાંગીરશાહ કોયાજી પોલીટીકલ ઇકોનોમી સાયનટીફીક રીસરચ વીગેરેના ચઢતા અભયાસ માટે ઇંગલંડ ગયલા હોવાથી તેવણના માનમાં કોલેજના પ્રીનસીપલ મી૦ શારપે તાજમહાલ હોટેલમાં એક ખાણાનો મેલાવડો કરી સફળ સફર ઇચ્છી હતી. વળી એલફીનસટોનીઅન મીત્રોએ પણ તેવણને તા૦ ૧૪ મી સપટેમબર ૧૯૦૭ ને દીને મોનજીનીસ રેસટોરામાં વીદાયગીરીતું ખાણું આપયું હતું.

મુંબઇના જરથોસ્તીઓના મરણ વખતના અરસપરસના લાભના ફંડનો સને ૧૨૭૫ ના સાલના ૧૭ માં વરસના રીપોરટપરથી માલમ પડે છે કે એ સાલમાં ફંડની હાલત સુધરતી ચાલુ રહી છે અને મરનારના નોમીનીઓને પુરેપુરી રકમ આપવા બાદ ફંડમાં રૂપીઆ ૨૪૦૦૦ નો વધારો થયો છે. જે દીવસથી નવું ધોરણ દાખલ કરવામાં આવયું તયાર પછી એ ફંડમાં રૂપીઆ ૧૨૮૪૮૩ જેટલી રકમ બાકી રહી હતી અને તેમાં છેલ્લા અઢી માસમાં બીજા રૂ. ૫૦૮૯ નો વધારો થતાં એ રકમ વધીને રૂ. ૧૩૩૫૭૨ જેટલી થઇ હતી. નવું ધોરણ દાખલ કરવા પછી ૪૩૮ મરણ નીપજ્યાં હતાં. જેમના નોમીનીઓને રૂ. ૩૩૨૧૦૦ જેટલી રકમ આપી હતી. રીપોરટવાળા સાલમાં સભાસદોમાં ૫૦ મરણ નીપજ્યાં હતાં અને ૫૩ નવા સભાસદો ફંડમાં દાખલ થયા હતા, જે આગલા સાલની ૨૧ ની સંખયા જોતાં ૫૩ ની સંખયા ઘણી સંતોશકારક હતી.

ગુજરાતના જરથોસ્તીઓનાં મરણ વખતનાં અરસપરસનાં લાભનાં ફંડના પંદરમાં સાલના રીપોરટ ઉપરથી માલમ પડે છે કે એ સાલમાં કુલે ૬૩ મરણ અને ફકત ૭ ડીફોલટર થયા હતા. તુરતની મદદ માટે ૨૨ નોમીનીઓને રૂ૨૯૫૦ ની રકમ આપવામાં આવી હતી. આખર થતાં સાલમાં કુલે ૧૬૧૪ સભાસદો હતા. ફંડની કુલે થાપણ રૂ૧૫૭૪૯૪ ની હતી.

બોમબે બરોડા તથા રજપુતાણા માળવા રેલવે ઝોરાસ્ત્રીયન એસોસીએશનના સને ૧૯૦૬ ના ૧૮ માં સાલના રીપોરટ ઉપરથી માલમ પડે છે કે એ સાલમાં ફકત ૩ મરણ થયાં હતાં અને કુલે મેમબરોની સંખયા ૨૭૭ ની હતી. એ વરસમાં રૂ. ૧૩૦૦૦ ના ડીબેનચરો લઇ મુંબઇ બેંકમાં અનામત મુકવામાં આવયાં હતાં. એ એસોસીએશનના ત્રસ્ટીઓએ એ રેલવેના એજંટ મેજર એ૦ દી૦ જી૦ શેલીને અરજી કરી મેમબરોનું લવાજમ દર માસે પગારપત્રક મારફતે કાપી લેવાની માગણી કરી હતી. તે એ અમલદારે ખુશીથી કબુલ કીધી હતી. એ ફંડમાં ૧૯૦૫ માં ૬ ડીફોલટરો થયેલાંઓએ નવા ઠેરાવ મુજબ પોતાનું બધું લવાજમ પાછું ભરી પાછા સભાસદો થયા હતા. ૧૯૦૬ માં ગુજરેલા મેમબરોએ પોતે કુલે ભરેલાં નાણાં કરતાં તેઓને મલેલી બેનીફીટની રકમ લગભગ બેવડીથી વધુ હતી. મંડળીની સરૂઆતથી આ વરસની આખેરી સુધીમાં ગુજરી ગયલા ૧૨૪ મેમબરોની બેનીફીટના રૂ૧૧૪૭૦ પગાર કરવામાં આવયા હતા. ૧૯૦૫ નું વરસ પુરૂં થતાં મંડળીની નકી થાપણ રૂ૪૫૪૨૧ ની હતી, જયારે આ વરસ પુરૂ થતાં રૂ૫૦૪૨૪ થવા ગઇ હતી. જે દેખાડે છે કે મંડળીનું કામ ઘણું મનમાનતી રીતે ચાલે છે.

જી૦ આઇ૦ પી૦ રેલવેના જરથોસ્તીઓના ડેથ બેનીફીટ ફંડના ૧૯ માં વરસના રીપોરટ ઉપરથી માલમ પડે છે કે એ સાલમાં ૮ નવા સભાસદોનો વધારો થયો હતો અને પાંચ સભાસદોનાં મરણ થયાં હતાં. ફંડની શરૂઆતથી તે આજ સુધી ૫૦ મરણ પામેલા સભાસદોમાં નોમીનીઓને રૂ૨૨૫૦૦ આપવામાં આવયા હતા. એ વરસમાં બધા મલી કુલ ૨૪૬ સભાસદો હતા અને એની કુલે થાપણ વરસની આખરીએ રૂ૨૯૨૯૬ ની હતી.

શેઠ એદલજી દીનશાહ, સી. આઇ. ઇ. એ સ્થાપેલાં કરાંચીના જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડનો, મરહુમ બાઇ બચુબાઇ નીરાશ્રીત તથા ધમબાર ફંડનો અને મરહુમ બાઇ સુનાબાઇ ચેરીટેબલ ફંડના તા૦ ૧ લી મે ૧૯૦૬ થી તે તા૦ ૩૦ મી એપ્રીલ ૧૯૦૭ સુધીના એક વરસના હીસાબ ઉપરથી માલમ પડે છે કે, કરાંચીના જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડની થાપણનાં વયાજમાંથી હમેશ મુજબ એક મોબે

૬, નસેસાલરો અને ખાધીઆ રાખવા ઉપરાંત દીવો, લાકડાં, સુખડ વગેરેનો સરવે ખરચ કરવામાં આવયો હતો. એ સાલમાં કુલે રૂ. ૩૧૪ ભેટ મળયા હતા. તેમજ ૨૪ નાના અને ૩૨ મોટાં મળી ૫૬ રવાનોને અવલમંજલ પહોંચાડવામાં આવયાં હતાં. છેલા ૧૯ વરસમાં ૪૩૭ નાના અને ૩૩૭ મોટા રવાનો મલી ૭૭૪ રવાનોને અવલમંજલ પહોંચાડવામાં આ વયાં હતાં. મરહુમ બાઈ બચુબાઈ નીરાશ્રીત ફંડમાંથી આ સાલ રૂ. ૩૩૯ ગરીબોમાં આપ વામાં આવયા હતા. આ ફંડમાં શેઠ એદલજી દીનશાહ સી. આઈ. ઈ.એ રૂ. ૬૦ ભેટ આ પયા હતા કે ગરીબ જરથોસ્તીના છોકરાંની સ્કુલ ફી આપવી. બાઈ બચુબાઈ ધમબાર ફં ડમાંથી હમેશ મુજબ ચોથો ધંમબાર કરવામાં આવયો હતો અને મરહુમ બાઈની બાજને દીને બાનુઓનું ખાણું કરવામાં આવયું હતું. બાઈ સુનાબાઈ ચેરીટેબલ ફંડમાંથી કુલ જ રથોસ્તી ગ્રહસ્થોના પાંચ ધમબાર કરવામાં આવયા હતા, અને મરહુમ બાઈની બાજને દી ને જરથોસ્તી બાનુઓને ખાણુ આપવાને બદલે ગરીબ લોકોમાં રોકડ નાણું તથા મલમલ વહેંચવામાં આવી હતી. ઉપલાં ચાર ફંડોની વરસની આખરીએ કુલે પુંજી રૂ. ૧૨૦૧૮૭ ની હતી.

ઈનડોરની જરથોસ્તી અનજુમનના અકાબર મરહુમ શેઠ હોરમજી માણેકજી ભમગરા જેવણુ રોજ ૩૦ મો માહા ૮ મો સને ૧૨૭૬ ને દીને હક થયા હતા. તેવણુની યાદગારી કાયમ રાખવા માટે ઈનડોરની અનજુમન તરફથી મરહુમ શેઠની એક લાઈફ સાઈઝ સબી ખુ લી મેલવાની ક્રીયા મરહુમ શેઠે બંધાવેલી દરેહમેહેરના મકાનમાં રોજ ૩૦ મો માહા ૯ મા ને દીને મઉના વડા દસ્તુરજી ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાએ કીધી હતી, એ વખતે દરેહમેહેરનું મકાન બાનુ તથા ગ્રહસ્થોથી ચીકાર ભરાઈ ગયું હતું. દસ્તુરજીએ જ શનની ક્રીયા કરવા બાદ ભાશણ કરતાં મરહુમનાં સારાં કામોની સ્તુતી કરી સબી ઉપરનો પરદો ખસેડી સબી ખુલ્લી મેલેલી જાહેર કીધી હતી. હાજર રહેલાઓએ ચાશણી કરી વી ખેરાઈ ગયા હતા.

કરાંચીના જાણીતા કમીસરીએટ એજંટ મરહુમ ખાનસાહેબ હોરમસજી ખરશેદજી મામા ની એક સબી તયાંની કેપની અગીયારીમાં રોજ ૧૨ મો માહા ૧૦ મા ને દીને ખુલી મુક વમાં આવી હતી. જે વખતે મરહુમના બેટાઓ તરફથી અગીયારીમાં જશન કરવામાં આ વયું હતું. વળી મરહુમની બીજી સબી તયાંની જરથોસ્તી કલબમાં મરહુમની યાદગારી જા ળવી રાખવા માટે રોજ ૯ મો માહા ૧૨ માને દીને જશનની ક્રીયા કરી એ કલબના પ્રમુ ખ શેઠ નશરવાનજી રૂસ્તમજી મેહતાએ મરહુમ શેઠ મામાની તારીફમાં કેટલુંક વીવેચન કરી ખુલી મુકી હતી. એ પછી શેઠ કાવસજી એદલજી અંકલેસરીયાએ અનુસરતું ભાશણ કીધા બાદ મેળાવડો વીખેરાઈ ગયો હતો.

બદનેરાના જાણીતા રહીશ શેઠ નવરોજી પે૦ કનત્રાકટર નાયગામવાળાએ ત્યાંના ધર મના ફંડોમાં લગભગ આઠ હજાર રૂપયાની સખાવત કરેલી હોવાથી એ ધરમખાતાં સાથે એમની યાદગારી જાળવી રાખવા માટે શેઠ નવરોજીની મોટા કદની એક સબી બદનેરાની અગીયારીમાં ઉમરાવતીના જડજ શેઠ અરદેશર ચીનાઈએ એક મેળાવડા સનમુખ એ અગી આરીની સાલગ્રેહને દીને યાને રોજ ૬ ઠો માહ ૪ થાને દીને ખુલી મેલવાની ક્રીયા કરી હતી. એ વખતે જુદા જુદા ગ્રહસ્થોએ એવણે કરેલી સખાવતની તારીફમાં કેટલુંક વીવે ચન કરવા બાદ શેઠ નવરોજીને અનજુમન તરફથી એક શાલ ઓઢાડવામાં આવી હતી. એ પછી રાતે ખાણું લઈ સરવે છુટા પડયા હતા.

અતરેની એલફીનસટન ક્રીકેટ કલબના મરહુમ સભાસદ શેઠ શાપુરજી બી૦ સપેનસર ની આખા કદની ઓઇલ પેનટીંગ તસવીર ખોલી મેલવાની ક્રીયા તા૦ ૧૧ મી મારચને દીને એલફીનસટન ક્રીકેટ કલબની ઈમારતમાં એક મેળાવડા સનમુખ સરનશીન ડા૦ બરજો રજી એચ૦ દાંતરાએ કરી હતી. ડા૦ બરજોરજીએ સબી ખુલી મેલતાં મરહુમ શેઠ સપેન સરને એક ક્રીકેટર, ટેનીસપલેયર અને બીલીયરડ રમનાર તરીકે આગેવાન સપોરટસમેન લે ખી એઓના મળતાવડા ગુણોની સ્તુતી કરી, એવા એક ભલા સભાસદની યાદગારી કલબમાં જળવાઈ રહેશે એવું કેટલુંક વીવેચન કરયા બાદ મેળાવડો વીસરજન થયો હતો. મરહુમ શેઠ સ્પેનસરની યાદગારીમાં ઉપલી એલફીનસટન ક્રીકેટ કલબની આગેવાની હેઠલ એક રૂપા

નું સપેનસર શીલ્ડ રૂપયા ૮૦૦ ની કીમતનું તઇયાર કરવામાં આવયું છે અને એ અતરેની લોકલ પારસી કલબો વચે ચેમપીયનશીપની મેચો ખેલાવી એક એક વરસ માટે ચેમપીયન ઠરનારી કલબોને એનાયત કરવાનો વીચાર રાખવામાં આવયો છે.

મરહુમ શેઠ રૂસ્તમજી ડોશાભાઇ શેઠના જેવણુ શેઠ દાદાભાઇ હોરમજી દુબાસની કલબના સરનશીન હતા તેવણુની સબી એ કલબમાં રોજ ૧ લો માહા ૭ માને દીને શેઠ બેહેરામજી જીજીભાઇએ એક મેળાવડા સનમુખ ખુલી મેલી હતી. જે પ્રસંગે શેઠ રૂસ્તમજી ફરામજી વહાડીયાએ મરહુમ શેઠ રૂસ્તમજીની સાલેસાઇ અને જરથોસ્તી ધરમ ઉપરની મજબુત એકીનની તારીફ કરી કેટલુંક વીવેચન કીધું હતું.

અતરેના જાણીતા શેહરી શેઠ બમનજી દીનશાહ પીટીટે લંડનની ગરમ દેશોના રોગોના અભીયાસ માટેની શાળાનાં ફંડમાં એક લાખ રૂપીઆની નાદર બક્ષેશ આગળ કીધી હતી તેની પીછાનમાં શેઠ બમનજીની મોટી ઓઇલ પેંટીંગ તસ્વીર એ સ્કુલનાં મકાનમાં ગયા જુલાઇ માસમાં એક મોટા મેળાવડા સનમુખ ખુલી મુકવામાં આવી હતી. આ ક્રીયા સ્કુલ કમીટીના સરનશીન મી૰ નેરને કરી હતી. મી૰ નેરને શેઠ બમનજીએ કરેલી સખાવતની તારીફમાં કેટલુંક વીવેચન કરતાં જણાવયું કે એવણુ શેઠની એ બક્ષેશથી આ સ્કુલનું કામ ચાલુ કરી શકાયું હતું તેમજ એ સ્કુલે પોતાની ટુંક હઇયાતી દરમયાન અગણીત લાભો આપયા છે. ૭૦૦ તબીબોને ગરમ દેશના રોગોની તાલીમ આપીને એ સ્કુલે તેઓને દુનીયાના જુદા જુદા ભાગોમાં મોકલાવયા છે. એ પછી સર પેટરીક મેનસને જણાવયું કે શેઠ બમનજીની સખાવત ઉતમ પ્રકારની છે અને જો મદદ નહી મલતે તો કદાચ સ્કુલ બંધ કરવી પડતે. સેવટે શેઠ બમનજીના પુત્ર શેઠ ધનજીભાઇ બમનજી પીટીટ જેવો વેલાતની મુસાફરીએ સીધારેલા આ મેળાવડામાં હાજર હતા તેઓએ વલતો જવાબ આપતાં જણાવયું કે મારા પીતા હીંદુસ્તાનના કે બીજા કોઇબી દેશના લાયક કામમાં હમેશ ઉલટ લે છે અને આ સ્કુલ જે સારૂં કામ બજાવે છે તેથી એ લાખ રૂપીઆ ઘણા સારે મારગે ખરચાયલા માલમ પડે છે. એ પછી મેળાવડો વીસરજન થયો હતો.

ભરૂચની પારસી પંચાયતના ત્રસ્ટી મરહુમ શેઠ દીનશાહ ફરદુનજી જીનવાળાની ઓઇલ પેનટીંગ તસ્વીર જે ભરૂચની પારસી અનજુમનના ખરચે તઇયાર થઇ હતી તે ખુલ્લી મેલવાની ક્રીયા રોજ ૧૮ મો માહ ૧૧ માને દીને ત્યાંની હમાવાળાની અગીયારીમાં એક મેળાવડા સનમુખ કરવામાં આવી હતી. શરૂઆતમાં જશનની ક્રીયા કરયા પછી ખા૰ બા૰ આદરજી મનચેરજી દલાલે મરહુમના સારા ગુણોની તારીફ કરી મરહુમે એ દરેહમેહેર બાંધવામાં જે મોટો હીસ્સો આપયો હતો તે માટે કેટલુંક વીવેચન કરવા પછી શેઠ રતનજી જીવણજી હોમાવાળાએ તસ્વીર ખુલી મેલી હતી, તે પછી હાજર રહેલાઓએ ચાશની કરી મેળાવડો વીસરજન થયો હતો. વળી એજ દીને સાંજે ભરૂચની રાયચંદ દીપચંદ લાયબ્રેરીમાં મરહુમે એ લાયબ્રેરીના એક આનરરી સેક્રેટરી તરીકે જે કીમતી સેવા બજાવી હતી તેની પીછાનમાં એક ફંડ ઉભું કરીને મરહુમની એક તસ્વીર શેસનસ જડજ મી૰ ગોવીંદ દીનાનાથ મદગાવકરના પ્રમુખપણા હેઠળ એક મેળાવડા સનમુખ ખુલી મેલવામાં આવી હતી. તે વખતે મરહુમે લાયબ્રેરીના સેક્રેટરી તરીકે બજાવેલી સેવાની સ્તુતી કરનારૂં વીવેચન પ્રમુખ ઉપરાંત બીજા કેટલાક સાહેબોએ કરવા બાદ મેળાવડો વીખેરાઇ ગયો હતો. એ ફંડમાં લગભગ રૂ ૨૬૦૦ ભરાયા હતા.

રાંદેરની અગીઆરીના સ્થાપક મરહુમ શેઠ દારાબશાહ દોરાબજીના વારસો તરફથી મરહુમ શેઠ જાંગીરજી દારબશાહની અને અશો જરથોસ્તની આપવામાં આવેલી સબીઓ ખુલી મેલવાની ક્રીયા એ અગીયારીના દસ્તુરજી રૂસ્તમજી હોરમજીનાં પ્રમુખપણા હેઠળ રોજ ૧૬ મો માહ ૭ માને દીને કરવામાં આવી હતી. શરૂઆતમાં અનજુમન તરફથી જશનની ક્રીયા કરવામાં આવયા બાદ દસ્તુરજી રૂસ્તમજીએ તથા બીજા સાહેબોએ પ્રસંગને અનુસરતું ભાષણ કીધા બાદ હાજર રહેલાઓએ ચાશની કરી મેળાવડો વીસરજન થયો હતો.

અંકલેશ્વરના જાણીતા મરહુમ ડા૰ પીરોશાહ દીનશાહ કુપરની પેંટીંગ સબી જે જાહેર ઉગરાતથી એકઠા કીધેલા રૂ ૨૧૦ ના ખરચે તઇયાર કરવામાં આવી હતી તે તયાંની દરેહમેહેરમાં ખુલી મેલવાની ક્રીયા રોજ ૧૫ મો માહ ૧૨ માને દીને યાને મરહુમની વરસી

ની બાજને દીને એક મેળાવડા સનમુખ ખા૦ બા૦ આદરજી મનચેરજી દલાલનાં પ્રમુખ
પણા હેઠળ કરવામાં આવી હતી. ખા૦ બા૦ આદરજીએ મરહુમની તસવીર ખુલી મેલતાં
મરહુમના સદગુણો તથા એવણુની ગરીબો માટેની કાલજી વીશે કેટલુક વીવેચન કરવા બાદ
મેળાવડો વીસરજન થયો હતો.

ગોંડલના માજી દીવાન શેઠ બેજનજી મેરવાનજીએ ધોરાજી પાંજરાપોળને ઘણી કીમતી મદદ
એવણુ ત્યાંના દીવાન હતા ત્યારે આપી હતી તેથી એવણુની સેવાની પીછાણમાં ધોરાજીના માહાજન
તરફથી તૈયાર કરવામાં આવેલી ઓઇલ પેનટીંગ તસવીર ત્યાંની ધોરાજી પાંજરાપોલ ભોટરી ઓફી-
સમાં ખુલી મેલવાની ક્રીયા રોજ ૨૪ મો માહ ૧૨ માને દીને એક મેલાવડા સનમુખ ગોંડલના
કુમાર શ્રી ભોજરાજજી સાહેબે કીધી હતી. એ વખતે શેઠ બેજનજીની તારીફમાં કેટલાક સાહે-
બોએ વીવેચન કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

બાજ રોજગારનાં ત્રસ્ટને લગતો એક મુકદમો આ વરસે નોંધ લેવા જોગ નીવડયો
છે તે એમ કે આગલા હેવા કેટલાક મુકદમામાં અંગ્રેજી કાયદાની રૂહે કોમના સામાનય લા
ભનાં હેવાં ત્રસ્ટો નહી ગણુવાથી ત્રસ્ટો રદ કરીને વારસોને વેંહેંચી આપવાના ચુકાદા થ
યલા છે. પણ હવડાં મંડાયલા એક મુકદમામાં જેમાં મી૦ જમશેદજી ખરશેદજી તારાચંદ
બારીસ્ટરે મરહુમ બાઇ દીનબાઇ જે૦ તારાચંદે સને ૧૮૭૧ માં કરેલું રૂ૧૫૦૦૦ નું ત્રસ્ત
રદ કરવાને મરહુમ બાઇ દીનબાઇનાં વહુ સુનાબાઇ અને બીજા દશ જણુઓ સામે ફરીયા
દી માંડી છે. પણ તેનો ચુકાદો આગલા ચુકાદાઓની રૂહે નહી કરતાં નામદાર જડજ મી૦
દીનશાહ ધનજીભાઇ દાવરે જબાનીમાં ઉતરી બીજી રીતે ફડચો થતો હોય યાને ત્રસ્ત બાહા
લ રહેતું હોય તો તેમ કરવા જણુાવયું છે. એ બનાવ પારસી કોમને જાણુવાજોગ ગણુાયો છે.

મુંબઇ શેહેરમાં ઘેર પડવાની હોનારતનો અને તેમાં સાત કાજગરા પારસી જીવો સા
મટા જવાનો હેબતનાક બનાવ તા૦ ૩૧ મી જુલાઇને દીને બનવાથી તેને માટે પારસી કો
મમાં મોટો હોકાર પડી રહયો હતો. બાહરકોટ દાદીશેઠના આતશબેહેરામની સામે આવેલાં
એકસોથી વધુ વરસની મુદતનાં પુરાણાં બે ઘરો ઉપલે દીને સાંજે તેમાંનાં ભાડુતો તેજ વ
ખતે ખાલી કરી જાય તેટલાંમાં પડી જવાથી બે કુટુંબનાં સાત જણાં દબાઇ મુવાં હતાં.
અને તેમની સાથે બીજાં ૧૯ જણાં ડટાઇ કચડાઇ ગયલાં હાસ્પીટાલમાંથી સાજાં થઇ જીવ
તાં બાહાર પડયાં હતાં. બાપલાં જે સાત જણાં કચડાઇ મુવાં હતાં તે માત્ર બે કુટુંબનાંજ
હતાં જેમાં એક શેઠ નવરોજી કાવસજી વાડીવાળાના ત્રણ બેટાઓ નામે બમનજી ઉમર વર
સ ૧૭ ની, હોરમજી ઉમર ૯ ની, રૂસ્તમજી ઉમર વરસ ૨૭ ની; બીજાં કુટુંબની બાઇ
રતનબાઇ રૂસ્તમજી મશાની ઉમર વરસ ૪૮ ની, પીરોજશાહ રૂસ્તમજી મશાની ઉમર વર
સ ૨૭, બચુબાઇ માણેકજી મશાની ઉમર વરસ ૪૨, અને પીરોજબાઇ માણે
કજી મશાની ઉમર વરસ ૯ ની મલીને આખી રાત કાટમાં ગુગળાઇ ગયલાં અને
તે બીચારાંઓ તરાસદાયક રીતે રીબીને અંતે મરણ પામવા પછે છેક
બીજે દીવસે તેમનાં રૂવાંન બાહાર કાઢવામાં આવેલાં અને સાતે રૂવાંનોને તે ઘેરની
સાંમેના દાદીશેઠવાળાં આતશબેહેરામનાં મકાનના ઓટલાપર મુકી સાતે રૂવાંનોની ઘેહેસાર
ણાંની ક્રીયા સાથેજ કરીને જયારે સાતે રૂવાંનોની પાયદસ્ત સામટી નીકળી તયારે તે વખ
તનો દેખાવ બહુ દુખદાયક થઇ લાગો હતો, અને તેથીજ એ બનાવ પારસી કોમમાં તેમ
બીજા લોકોમાં પણ માહા આફતકારક યાદગારી રહી જાય તેવો નીવડયો હતો. એ સઘળા
મરહુમોની અશો યાદમાં એવોના પહેલા મહીનાની બાજને દીને ધોબીતળાવના જરથોસ્તી
જીમનેશીયમના ચેલાઓ તરફથી શેઠ સોડાવાટરવાળાની અગીઆરીમાં જશનની ક્રીયા કરવા
માં આવી હતી તથા શેઠ બેરામજી જીજીભાઇ ઇનસ્ટીટયુટના કેટલાક ચેલાઓ તરફથીબી
બાહારકોટ ખાતે જશન કરવામાં આવયું હતું. તેમજ અનફળ શાખના જશનવાળા મેળા
વડામાં શેઠ જાંગીર જમશેદજી વીમાદલાલની આગેવાની હેઠળ બધા મીજલશીઓએ ઉ
ભા થઇને લાગટ બે મીનીટવેર મરહુમોના રૂહને શાંતી મળે એવી દુવા એકચીતે ગુજારી હતી.

નવસારીની અનજુમનના એક આગલા અકાબર મરહુમ દેશાઇજી મનચેરજી ખુરશેદ
જીની ૯૬ માં વરસની બાજ રોજ ૨૪ મો માહા ૨ જાને દીને હોવાથી રાબેતા મુજબ મ
રહુમના નબીરાઓ તરફથી નયાતનું ખાણું કરવામાં આવયું હતું. આ નયાતના ખરચ મા

ટે તયાંની ખરશેદવાડી નામનો વજીફો ધરમ ખાતે આપેલો છે તેની ઉપજમાંથી ખરચ ક રવામાં આવે છે. એ નયાતમાં ઘી પીરસવામાં આવવાથી સાધારણ રીતે ઘીની નયાતના ના મથી ઓળખાય છે.

મરહુમ દેશાઈજી ખરશેદજી ટેમુલજીની ૧૨૮ માં વરસની બાજ રોજ ૧૨ મો માહ ૫ મા ને દીને હોવાથી મરહુમ દેશાઈજીના નબીરાઓ તરફથી જશન કરવામાં આવયું હતું. તેમજ ભગર સાથના મોબેદોએ વડા દસ્તુરજી સાહેબ દારાબજી મહીયારજીની આગેવાની હેઠળ એક દીવસ આગલથી ઉગરાતનું જમણ કીધું હતું. એ દીને દેશાઈજીના નબીરાઓ તરફથી હ મેશના રીવાજ મુજબ પરેજીનું ખાણું આપવામાં આવયું હતું. મરહુમના વખાણનારાઓ તરફથીબી મુંબઈમાં એ દીને બાજ અફરગાનની ક્રીયા કરવામાં આવી હતી. તેમજ રાતે ખાણુંબી થયું હતું.

નવસારીના મરહુમ પહેલા દસ્તુર મેહરજીરાણાની ૩૧૬ મા વરસની લાંબી મુદતની બાજ રોજ ૮ મો માહ ૧૨ માને દીને હોવાથી એ દીને મરહુમના નામથી બાજ જશન કરવાને ઉભાં કીધેલાં ફંડમાંથી હમેશ મુજબ તયાંની વડી દરેહમેહરમાં વડા દસ્તુરજી ફરા મજી કેકોબાદજીની આગેવાની હેઠળ જશન કરવામાં આવયું હતું અને રાતે અનજુમનનું ખાણું થયુ હતું. એ મુજબ અતરેબી કામાબાગમાં મરહુમની યાદમાં જશન તથા ખાણું દસ્તુરો, મોબેદો અને બેહદીનો તરફથી કરવામાં આવયું હતું.

શેઠ બેરામજી જીજીભાઈ પારસી ચેરીટેબલ ઈનસ્ટીટયુશનના માજી પ્રીનસીપલ મરહુમ શેઠ ફરામજી કાવસજી બનાજી એમ૦ એ૦ ની આઠમા વરસની બાજ રોજ ૧ લો માહા ૧૦ માને દીને હોવાથી તેની નેક યાદમાં એ દીવસે સાંજના સાડાચાર કલાકે એ ખાતાંના આગલા તથા હાલના વીદયારથીઓ તથા શીક્ષકો તરફથી બાજ તથા જશનની ક્રીયા અત્રેના અનજુમનના આતશબેહેરામમાં નાયબ દસ્તુર મીનોચેહેર જામાસ્પજી જામાસ્પઆશાનાની આગેવાની હેઠળ કરવામાં આવી હતી. જશનની ક્રીયા પુરી થવા પછી સોલીસીટર શેઠ જ હાંગીર જમશેદજી વીમાદલાલ એમ૦ એ૦, એલ૦ એલ૦ બી૦ એ ગુજરેલાંઓ તરફની આપણી ફરજ એ વીશય ઉપર એક જાહેર ભાષણ આપયું હતું.

શેઠ બેરામજી જીજીભાઈ પારસી ચેરીટેબલ ઈનસટીટયુશનના મરહુમ માનવંત સથાપક ઓનરેબલ શેઠ બેરામજી જીજીભાઈ સી. એસ. આઇ. ની ૧૭ માં વરસની બાજ ગાથા પહેલો અહુનઅદ ને દીને હોવાથી એ મરહુમ નરની યાદમાં બાજ અને જશનની ક્રીયા એ દીને સાંજના આલબલેસ બાગમાં બેરામજી જીજીભાઈ સટુડંટસ એસોસીએશનની આગેવાની હેઠલ એ ખાતાંના શીક્ષકો તથા આગલા અને હાલના વીદયારથીઓ તરફથી કરવામાં આવી હતી. ક્રીયા પુરી થવા પછી શમશુલ ઉલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ કુશતીનો કમરબંદ ઉપર જાહેર ભાશણ આપ્યું હતું.

મરહુમ શેઠ નશરવાનજી મનચેરજી કામાના ધરમખાતાંની સ્કુલના સ્થાપક શેઠ નશર વાનજી મનચેરજી કામાની ૫૧ મી બાજ રોજ ૨૦ મો માહ ૩ જાને દીને હોવાથી એ મ રહુમ શેઠની યાદગારી તેમજ પુનને માટે એ ખાતાંની નીશાળના સઘળા વીદયારથીઓને એ દીને મરહુમ શેઠ માણેકજી શેઠની વાડીમાં બપોરના જમાડવામાં આવયા હતા. વળી એજ દીવસે ચોપાટી ખાતેની ધરમશાળામાં રહેતાં આંધળાં, લુલાં તેમજ ગરીબ ઈરાંનીઓ ને પણ બપોરનું ખાણું આપી આશીરવાદ આપવામાં આવી હતી.

મરહુમ ડા૦ કેખશરૂ નશરવાનજી બાહાદુરજીની નવમા વરસની બાજ રોજ ૫ મો માહા ૧૨ માને દીને હોવાથી મરહુમની યાદમાં એક મેળાવડા સનમુખ દસ્તુરજી સાહેબ કેખશરૂ તથા નાયબ દસ્તુરજી મીનોચેહેરજી અને બીજા મોબેદોએ જશનની ક્રીયા કરવા બાદ ગરીબ માબાપનાં એક છોકરા અને એક છોકરીની નવજોત કરવામાં આવી હતી. એ પ્રસંગને અનુસરતું વીવેચન સભાના સરનશીન શેઠ શાપુરજી બેરામજી કાતરકે તથા શેઠ ધનજીભાઈ નવરોજી પટેલે કીધા બાદ રાતે ખાણું લઈ મેળાવડો બરખાસ્ત થયો હતો. ઉપલો મેળાવડો અતરેના જાણીતા ફ્લોરીસ્ત શેઠ હોરમજી અરદેશર દુબાશની આગેવાની હેઠળ હમેશ મુજબ કરવામાં આવયો હતો.

શેઠ એમ૦ એફ૦ પીઠાવાલાને "મારી માતાના" ચીત્ર માટે મુંબઇની આરટ સોસાયટીનો સોનાનો ચાંદ અને એજ ચીત્ર માટે શેઠ પીરોજશા બમનજી પીટીટનું રૂ ૧૦૦ નું ઇનામ મલ્યા હતા.

શેઠ શાવકશાહ હોરમજી કંત્રાકટરને ફોટોગ્રાફી તથા કાચ ઉપરના કોતરકામ માટે કાનાનોર તથા વીઝાગાપટમના પ્રદરશનમાંથી સોનાનો ચાંદ તથા પેહેલા વરગની સરટીફીકેટ, મધરાસની ફાઇન આરટ સોસાયટીનો સોનાનો ચાંદ, લંડનની સાયનસ સોસાયટીના એકઝીબીશનમાંથી એક રૂપાનો તથા એક બ્રોનઝનો ચાંદ મલયા હતા.

કલીકટના જાણીતા વેપારી શેઠ ધનજીભાઇ માણેકજી મુગાશેઠને પોતાનાં કારખાનામાં બનાવેલાં જમીનપર જડવાનાં ટાઇલસ, ફલાવર પોટસ, નલીયાં, લાદીઓ, કુજા માટે કાનાનોર ખાતે ભરાયલાં એકજીબીશનમાંથી રૂપાંનો ચાંદ મલયો હતો.

શેઠ આર૦ ડી૦ સીઆોડયાને પારસી મોબેદના પીકચર માટે સીમલા ખાતે ભરાયલાં ચીતરોનાં પ્રદરશનમાંથી રૂ. ૪૦ નું ઇનામ મલયું હતું.

શેઠો એચ૦ પી૦ શેઠનાની કુંપનીને મીલાન ખાતે ભરાયલાં પ્રદરશનમાંથી જેલી, કરી પાઉડર ચા, માટે ડીપલોમા ઓફ ઓનર મલયો હતો.

કલકતા ખાતે કોનગ્રેસને લગતું જે ઇનિડસ્ત્રીયલ એકઝીબીશન ગયા ડીસેમબર માસમાં ભરવામાં આવયું હતું તેમાં શેઠ એમ૦ એફ૦ પીઠાવાળાને પોરટરેટો માટે સોનાનો ચાંદ, શેઠ શયાવક્ષ હોરમજી કનત્રાકટરને કાચ ઉપરનાં કોતરકામ માટે સોનાનો ચાંદ અને ફોટોગ્રાફી માટેબી સોનાનો ચાંદ, માણેકજી પીટીટ મીલને સારો દેખાવ કરવા માટે, સીવવાના દોરા માટે, સરટીગસ, ચેક વગેરે માટે અને મોજા માટે મલી ચાર સુનાના ચાંદો, પુણાની દખણુ પેપર મીલને છાપવાના કાગલો માટે સોનાનો ચાંદ, શેઠો સોરાબશા રૂસતમજીની કંપનીને મખમલ ઉપર સોનેરી રૂપેરી કસબના ભરતકામ માટે સોનાનો ચાંદ, શેઠ કુંવરજી ડી. મીસ્ત્રીને ટેબલ હારમોનીયમ માટે સોનાનો ચાંદ, શેઠ એન. કે. જસાવાલાને અચાર અને ચટણી માટે સોનાનો ચાંદ, શેઠ પેસતનજી બમનજીને પોરત્રેટો અને સબજેકટોના સરવથી સરસ સંગ્રહ માટે તેમજ એક સુંદર ચીત્ર માટે બે સોનાના ચાંદ, તથા પેસતલ વરક માટે રૂપાંનો ચાંદ, અને શેઠ પટેલને આલપાઇન રેલવેના બાંધકામ માટે સોનાનો ચાંદ, બીલીમોરાવાળા શેઠ સોરાબજી જામાસજી વરકીંગબોક્ષવાલાને હાથીદાંત અને સુખડમાં કીધેલાં કોતરકામના નમુના માટે રૂપાંનો ચાંદ, શેઠ બમનજી એદલજી આમરાને જાત જાતનાં સરબતો માટે રૂપાંનો ચાંદ, શેઠો બેહરામ બ્રધરસને મસાલા, ચટણી વગેરે માટે રૂપાંનો ચાંદ, શીગામવાળા શેઠો આર. એમ. દારૂવાળા એંડ સનસને ચટણી, અચાર માટે રૂપાનો ચાંદ, વડોદરાવાલા શેઠો રૂશતમ બ્રધરસને બલુ બલેક ઇંકિ માટે રૂપાનો ચાંદ, શેઠ એફ. પી. ભમગરાને લાકડકામના સુંદર ફરનીચર માટે રૂપાંનો ચાંદ, ધી છોઈ સીલ્ક મીલ્સ કંપનીને રેશમ માટે રૂપાંનો ચાંદ, શેઠ એચ. પી. શેઠનાને અચાર અને ચટણી માટે રૂપાંનો ચાંદ, અને બાઈ ગુલબાઈ ડી. ઉમરીગરને અચાર માટે રૂપાંનો ચાંદ; કલકતાવાલા શેઠ જે. સોરાબજીને માખણ માટે પેહલા વરગની સરટીફીકેટ, નવસારીવાલા શેઠો આર. એચ. બાનાની કુંપનીને પરફયુમરી માટે પેહલા વરગની સરટીફીકેટ અને બાઈ ધનબાઈ દોરાબજીને હોઝીયરી અને મશીન નીટીંગ માટે બીજા વરગની સરટીફીકટ મલી હતી.

સુરત ખાતે ગયા મારચ માસમાં ચઉદમી પ્રાંતીક કોનફરનસને લગતું હુનર ઉદયોગનું પ્રદરશન ભરવામાં આવયું હતું તેમાં શેઠ હોરમજી અરદેશર દુબાશને ફુલો માટે સોનાનો ચાંદ, શેઠ પેસ્તનજી બી૦ પ્રેસને ગાડીના ડીઝાઇન તથા ફીનીસ માટે સોનાનો ચાંદ અને ગાડીના ફીટીંગઝ તથા ફરનીચર માટેબી સોનાનો ચાંદ તેમજ આયાત કરેલી ગાડીઓની બાંધણી માટે વપરાતા સામાનના નમુના માટે પહેલા વરગનો ડીપલોમાં અને મેરીટની સરટીફીકેટ, શેઠ જહાંગીરજી જામાસ્પજી અઠુગરને સોના તથા રબરમાં બેસાડેલા દાંતનાં ચોકઠાં તથા પુરેલા દાંતના નમુના માટે સોનાનો ચાંદ, શેઠો કે૦ એન૦ જશાવાલાની કંપનીને જેલી અને ચટણીના નમુના માટે સોનાનો ચાંદ, ડાકટર એદલજી માણેકજી મોદીને પોતાનાં તરેહવાર ડીસાઇનફેકટ તથા મીલોમાંની ચીજોની સરસ બનાવટને માટે ચાર સોનાના ચાંદો, શેઠ શાવકશાહ હોરમજી કંત્રાકટરને ફોટોગ્રાફી તથા કાચ ઉપરના કોતરકામ માટે એક સોનાનો તથા બે રૂપાના ચાંદો, મીસ હીરાંબાઇ ડોશાભાઇ કુપરને બાનુ સેકસનમાં સારી ચીજ રજુ કરવા માટે રૂપાંનો ચાંદ, શેઠ સોરાબજી જામાસ્પજી વરકીંગબોક્ષવાલાને હાથીદાંત અ

ને મુખડમાં કીધેલાં કોતરકામના નમુના માટે રૂપાંનો ચાંદ, શેઠ બમનજી [illegible] આમરા ને સરબતો માટે રૂપાંનો ચાંદ, શીગામવાળા શેઠો આર. એમ. દારૂવાળા એંડ સનસને ચટણી, કરી પાઉડર અને અચાર માટે રૂપાનો ચાંદ, શેઠ રૂસ્તમજી હોરમજી બનાને અતર વગેરે માટે રૂપાંનો અને કોલનવાટર માટે બીજો રૂપાંનો ચાંદ અને ઉડવાડાની ધી ગુજરાત હેંડ વીવીંગ એંડ મેનયુફેકચરીંગ કમપની નામની પારસી કંપનીને રંગ બેરંગી સેત્રંજીઓ માટે રૂપાંનો ચાંદ મલયો હતો. નવસારીના રહીસ શેઠ નશરવાનજી નવરોજી મુનશીએ સુક્ષ મદરશક યંત્રની મદદ વગર ખુલી આંખે મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી તાતાની જીંદગીનો હેવાલ એક દોઢયાંવાળા પોસ્ટ કારડ ઉપર ૧૪૪ લાઇન, ૩૩૮૧ શબદો અને ૯૪૩૫ અક્ષરો સમાવેસ કરી લખયો હતો તે માટે એવણને પેહલા વરગની સરટીફીકેટ ઓફ મેરીટ મલી હતી.

**પેટંટ**—શેઠ ખરશેદજી સોરાબજી જસાવાલાએ નદીઓના ઝરાઓમાંથી પાણીનું બળ મેળવવા અને નહેર તથા બીજાં કામો માટે જોઇએ એટલી ઉંચાઇએ પાણી ચહડાવવા સારૂ એક જાતનું તરતું યંત્ર શોધી કહાડવા માટે, સુરતના રહીશ શેઠ દીનશાહ પેસ્તનજી ખડીયાજીએ વીજળીક પ્રવાહ લઇ જનારા તાર પડવાથી જાનમાલને થતા અકસમાત અટકાવવાને લગતી શોધ માટે, શેઠ માણેકજી કાવસજી પીટીટે બે જનાવર ખેંચે એવાં બે ચાકનાં ગાડાંને જરૂરની વખતે પોતાની મેળે લાગુ થાય તેવી બ્રેક માટે પેટંટ મેળવવા અરજ કીધી હતી.

ખા૦ બા૦ ધનજીભાઇ ફકીરજી કામાદોરે તોંગા અને બીજી ગાડીઓને ખાસ એમબયુલંસના કામકાજને માટે વાપરી શકાય એવી બનાવનારા સુધારાઓ માટેનું પેટંટ તા૦ ૫ મી જુલાઇ ૧૯૦૭ થી તા૦ ૫ મી જુલાઇ ૧૯૦૮ સુધીની મુદત માટે મેળવયું હતું.

નામદાર ગાયકવાડ સરકાર તરફથી મી૦ ફરામરોજ રૂસ્તમજી બાના બી૦ એ૦ એલ૦ એલ૦ બી૦ ને સકોલરશીપ આપી ચામડાંને લગતું કામ શીખવા ઈંગલંડ મોકલવામાં આવનાર હતા.

## જાણીતા જરથોસ્તીઓના મરણો.

શેઠ રૂશતમજી ફરામજી ભાઠેના એલ. સી. ઈ., આર. આઈ. ઇ. ૩૪ વરસની વયે સકકર ખાતે રોજ ૪ થો માહા ૧ લાને દીને બેહસ્તનશીન થયા હતા. એવણ ૧૮૯૪ માં પુણાની સાયનસ કોલેજમાંથી એલ. સી. ઈ. થઇ શેઠ જમશેદજી તાતાએ સ્થાપેલી સ્કોલરશીપ મેળવી વધુ અભ્યાસ અરથે ઈંગલાંડ ગયા હતા. ત્યાં કુપરસ હીલ કોલેજમાં અભ્યાસ કરી આર. આઈ. ઈ. ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી. સને ૧૮૯૭ માં હીંદ ખાતે આવી મુંબઇ સરકારના જાહેર બાંધકામ ખાતામાં નેહેરોની શાખામાં ત્રીજા ગ્રેડના મદદનીશ એનજીનીયર તરીકે સીંધની જામરાવ કનાલની પહેલી ડીસ્ત્રીકટનો ચારજ લીધો હતો. સને ૧૯૦૦ માં એવણે મરાઠી ભાષાની પરીક્ષા પસાર કરી હતી. વળી મરહુમે તે પછી ખાનદેશ તથા નાશકનાં જાહેર ખાતાંમાં કેટલીક મુદત સુધી નોકરી બજાવી હતી. ૧૯૦૨ ના આગસ્ટ માસમાં એવણે પ્રોફેશનલ એકઝામીનેશન પસાર કરવા પછી એજ મહીનામાં બીજી ગ્રેડમાં ચઢાવવામાં આવ્યા હતા. સને ૧૯૦૪ માં લારખાનાની ધાર કનાલ એવણના હવાલામાં આપવામાં આવી હતી. મરહુમ પોતાના ધંધામાં ઘણાં કાબેલ હતા અને એવણ રૂ. ૮૦૦ ના દરમાયા ઉપરથી ગયા ડીસમબર માસમાં રૂ. ૧૨૦૦ ના દરમાયા ઉપર કારોબારી એનજીનીયરની પંકતીએ ચઢનાર હતા તેવામાં એમનું મરણ અરચુચ સક્કર ખાતે નીપજ્યું હતું.

એરવડ બીખાજી રતનજી નરીમાન ૯૦ વરસની બુઝરોગ વયે રોજ ૭ મો માહા ૧ લાને દીને બેહસ્તનશીન થયા હતા. એવો અત્રેના પારસી સુવાવડખાનાના વડા તબીબ ડાકટર ટેમુલજીના પીતા થતા હતા. એવણ નવસારીના ભગરસાથ ટોળાના કાકાપાલણની પોળના એક નબીરા હતા. આસરે ૭૦ વરસની વાત ઉપર મરહુમ એરવડ બીખાજી મુંબઇ આવ્યા હતા અને ઠક્કર માવજી મેઘજી નામના કાપડના મોટા વેપારી સાથે "માવજી બીખાજી" ને નામે

કાપડનો વેપાર કરવા માંડયો હતો. સને ૧૮૯૫ ની તા૦ ૧૦ મી ફેબરવારીથી પોતાનો ભાગ છુટો કરી છેલ્લા દશ વરસ સુધી પોતે સ્વતંત્ર ધંધો ચલાવ્યો હતો. નવસારી મધે સર કાવશજી જેહાંગીર મધરેસા ઉભી કરવામાં મરહુમે આગેવાની ભર્યો ભાગ લીધો હતો. એ મધરેસા સ્થાપયા પછી તેમાં મુંબઈ તથા બહાર ગામના જેબી વીદ્યારથીઓ કેળવણી લેવાને આવે તેમની ખોરાકી તથા બીજી રીતની મદારત કરવાને એવણુની મારફતે નવસારી ખાતે એરવડ ફરામજી નવરોજી કાતરકે માથે લીધું હતું. મરહુમ ઘણા ધરમ ચુસ્ત હતા.

ઈનિકમટેક્ષ કલેકટર શેઠ હોરમજી ખરશેદજી કુરલેવાલા ૫૧ વરસની વયે રોજ ૨૧ મો માહા ૧ લાને દીને બેહસ્તનશીન થયા હતા. મરહુમ તા૦ ૧ લી આગષ્ટ ૧૮૭૭ ને દીને સરકારી નોકરીમાં દાખલ થયા હતા અને ૧૮૮૯ સુધી આબકારી અને ઈનિકમટેક્ષ ખાતાંમાં એવોએ જુદા જુદા ઓધાઓ ભોગવ્યા હતા. મુંબઈના મદદનીશ ઇનકમટેક્ષ કલેકટર તરીકે તેમની નેમણુંક તા૦ ૧ લી એપ્રેલ ૧૮૮૯ ને દીને થઈ હતી. તે પછી એવણે અનેકવાર ઇનકમકેક્ષ કલેકટરનો કામચલાઉ ઓધો ફતેહમંદી સાથે ભોગવ્યો હતો અને તા૦ ૪ થી ફેબરવારી ૧૮૯૭ ને દીને એવણુ મુંબઈના ઈનિકમટેક્ષ કલેકટર તરીકે જાથુકના મુકરર થયા હતા. નામદાર સરકારે ઈનકમટેક્ષના કલેકટરનો રૂ. ૮૦૦ નો પગાર હમેશનો નક્કી કીધો હતો પણુ મરહુમની લાયક સેવાની પીછાનમાં છેલ્લા ત્રણુ વરસ થયાં એવણુના કામની કદર બુજી રૂ. ૧૦૦૦ નો પગાર કીધો હતો. એવણુ જશતીશ ઓફ ધી પીસ હોવા ઉપરાંત કેટલાંક વરસો સુધી કોરપોરેશનના મેમબર હતા. મરહુમ જોકે મોટા ઓધા ઉપર હતા પણુ સાદા નમાના અને લાયકીવાલા ગ્રહસ્થ હતા. મરણુની એક દીવસ અગાઉ મરહુમે માંદગીને સબબે લાંબી રજા લીધી હતી પણુ મરણુને દીવસે સવારના એવણુ એક બોટમાં એપોલો બંદર પરથી ઉરન તરફ દરીયામાં ફરવા ગયા હતા. જયાં મરહુમે સીરપ ઓફ કલોરલ હાઈડરેડ નામની દવા પીઈ બોટમાંથી દરીયામાં પડી આપઘાત કીધો હતો.

શેઠ દીનશાહ અરદેશર તાલયારખાન ૬૫ વરસની વયે રોજ ૨૬ મો માહા ૧ લાને દીને મરણુ પામ્યા હતા. મરહુમ સુરતના વતની હતા અને એ તરફના રહીશોઓના લાભ સંભાળવા પહેલ વહેલા લેખક તરીકે એવણુ બહાર પડયા હતા. ૧૮૬૧ ના નવેમબર માસમાં સુરતમાં એવણે કેટલાકો સાથે એક એમેચયુઅર નાટક મંડળી ઉભી કરી ત્રણુ વરસ સુધી કેટલાક નાટકો કરી બતાવ્યા હતા. ૧૮૬૨ ના સપટેમબરમાં એવણે સુરતમાં સેરે દેલહા નામનું માસીક ચોપાન્યુ પ્રગટ કીધું હતું. મે ૧૮૬૨ માં એવણુ સુરતની મ્યુનીસીપાલીટીના સેક્રેટરી નેમાયા હતા, જે ઓધો મરહુમે દોઢ વરસ સુધી ભોગવ્યો હતો. એ પછી એવોએ સુરત મીત્ર નામનું એક અઠવાડીક વરતમાન પત્ર પ્રગટ કીધું હતું. જેનું નામ તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૬૪ થી ફેરવી ગુજરાત મીત્ર રાખ્યું હતું. એના માલેક તથા અધીપતી પણુ શેઠ દીનશાહજીએ ૧૮૭૦ ની જુનની તા૦ ૨૪ મીએ છોડીયું હતું અને એ પત્ર ઘણી ચાલાકી સાથે ચલાવ્યું હતું. ૧૮૬૪ થી ૬૬ સુધી એવણુ સુરતની જરથોસ્તી ફારસી મદરેસાના આનરરી સેક્રેટરી હતા. મુંબઈના સુરયોદય પત્રમાં અંગ્રેજી આરટીકલો સુરતથી ૧૮૬૪ માં આખા વરસ સુધી એવણે લખી મોકલાવી હતી. ૧૮૬૬ તથા ૬૯ માં એવણે સુરતની એનડરૂઝ લાયબરેરીમાં બે જુદી જુદી બાબદો ઉપર અંગ્રેજીમાં ભાષણો આપ્યાં હતાં. ૧૮૭૦ માં મુંબઇમાં પારસી વેશીઆઓને નાત બહાર કાઢવા માટે ઉઠેલી જીકર ઉપરથી ૧૮૭૦ ની પારસીઓની સંસારી જીકરની તપાસ એવે નામનું એક અંગ્રેજી ચોપાન્યું પ્રગટ કીધું હતું. ૧૮૭૧ માં એવણે દક્ષીણુ હીંદુસ્તાનમાં કરેલી મુસાફરીના હેવાલની ચોપડી પ્રગટ કીધી હતી. એજ સાલમાં એવણે ઈલાકાના કરો બાબે ૧૮૭૧ માં ઉઠેલી ભાજગડની તપાસ નામનું ચોપાનયું તેમજ ૧૮૭૧ ના વડોદરાના રાજ મામલાની તપાસ નામનું ચોપાનયું અને ૧૮૭૪માં ત્રુ હીસટરી અને ફીલોસોફી ઓફ ધી રયત નામના ચોપાન્યાં પ્રગટ કીધાં હતાં. ૧૮૭૨ માં એવણુ કાઠયાવાડના દેશી રાજાઓની એકસંપી રાજસ્થાન સભાના સેક્રેટરી નેમાઈ તે ઓધો ત્રણુ વરસ સુધી ભોગવ્યો હતો. આગષ્ટ ૧૮૭૫ માં એવણુને નામદાર ગાયકવાડ સરકારે વડોદરાના મ્યુનીસીપલ કમીશનર તરીકે નેમ્યા હતા, જે ઓધો એવણે ૨૪ વરસ સુધી ચલાવી ૧૮૯૯ના મે માસમાં રૂ ૧૭૫ના પેનશન ઉપર છોડયો હતો. એવણુના અમલમાં વડોદરાના શહેર સુધરાઈખાતાંમાં ઘણો સુધારો તથા ફેરફારો થયા હતા. ૧૮૮૫ના ફેબરવારીમાં એવણે વડોદરા મધે

હીંદુઓમાં પુનરવીવાહ ચાલુ કરવા અને બાળલગન બંધ પાડવા વીશેની સુચનાઓની એક યાદીનું ચોપાનીઉ, ૧૮૮૯માં હીંદી શેહેનશાહત વીશેના પોતાના ઈંગ્રેજી ચુંટી કહાડેલાં લખાણોના સંગ્રહનું એક પુસ્તક, ૧૮૯૦ માં સાપના ઝેર તથા કોલેરાના ઉપાયોનું ઈંગરેજીમાં એક ચોપાનીઉ તથા ૧૮૯૧ માં વડોદરા શેહેરની ગટરના સવાલો વીશેનું બીજું ચોપાનીઉ છપાવી પ્રગટ કીધાં હતાં. ૧૮૯૩ માં નામદાર ગાયકવાડે પોતાના રાજમાં વેપાર ઉદ્યોગ વધારવા માટે શું ઉપાયો લેવા તે બાબેનો રીપોરટ કરવાને એવણના પ્રમુખપણા હેઠળ એક કમીશન નેમયું હતું. ૧૮૯૬ માં ટુરકી લોકો અને પ્રીસતીઓ વચેનો સુલેહનો સવાલ તથા ૧૮૯૮ માં હીંદુસ્તાનમાં મરકીના વહેવારૂ ઉપાયો લેવા બાબેની સુચનાઓના ઈંગ્રેજીમાં ચોપાનીઆં છપાવી પ્રગટ કીધાં હતાં. એ રીતે ૩૫ વરસના અરસામાં આ અથંગ લખનારે તરેહવાર સવાલો વીશે આરટીકલો, ચરચાપત્રો અને ચોપાનીઆંઓથી લખાણો કીધાં હતાં.

શેઠ એદલજી રતનજી મોદી ૬૩ વરસની વયે રોજ ૨૭ મો મહા ૧ લાને દીને હક થયા હતા. મરહુમ આગલા એલફીનસટોનીયનોમાના એક હતા. ૧૮૬૮ માં જ્યારે મી૦ જેમસ બરજીસ સર જમશેદજી સ્કુલના પ્રીનસીપલ હતા ત્યારે એવણે બીજા આસીસ્ટંટ ટીચર તરીકે કેટલોક વખત કામ કીધું હતું. તે પછી કેટલુંક થયું મેસરસ વીહીલર અને વીલસનની કંપનીમાં હેડ કલારક હતા. મરણને દીવસે સવારના નોકરીએ જતા રસતામાં એવણનું હરૂદય બંધ થવાથી એકાએક મરણ નીપજ્યું હતું.

ગુજરાત ડીવીજનના સુરત વીભાગના પોસ્ટલ સુપ્રીંટેનડંટ શેઠ એરચશાહ કાવશજી કરંજાવાલા ૪૫ વરસની વયે રોજ ૮ મો માહા ૨ જાને દીને સુરત ખાતે મરકીથી મરણ પામયા હતા. મરહુમ શેઠ એરચશાહ અમદાવાદના રહીશ હતા અને સારી કેળવણી સંપાદન કરવા પછી પોસ્ટખાતામાં જોડાયા હતા. એવણ પોતાની બાહોશીથી પોસ્ટલ સુપ્રીનટેનડન્ટના મોટા ઓધ્ધા ઉપર થોડાં વરસ થયાં આવ્યાથી રૂ. ૩૫૦ નો પગાર મલતો હતો. મરહુમને સુરતનાં પોસટલ ઈનસપેકટરના ઓધા ઉપરથી કાઠયાવાડના પોસટલ સુપ્રીનટેનડન્ટ તે પછી અમદાવાદના અને પાછળથી સુરત વીભાગના સુપ્રીનટેનડનટ નેમવામા આવ્યા હતા. મરહુમે ઘણાક ગરીબ છોકરાઓને પોસ્ટખાતાંમાં દાખલ કીધા હતા. એવણ ઘણા મીલનસાર હોવાથી પાયદસ્તની ક્રીયા વખતે સારી મીજલશ એકઠી મલી હતી.

શેઠ સોરાબજી હોરમજી મોદી ૪૦ વરસની વયે પુણાખાતે મરકીથી રોજ ૧૩ મો માહ ૨ જાને દીને મરણ પામયા હતા. શેઠ મોદી પુણાના કલેકટરની હાફીસમાં એક જુના અને અનુભવી મદદનીશ હતા. લગભગ સોલ વરસ થયાં પુણાની વાલંટીયર કોરમાં એક મેમબર હતા. મરહુમ સ્વભાવે રાંક અને મીલનસાર હોવાથી સરવેનો ચાહ જીતી લીધો હતો.

આ૦ રૂસતમજી ડોસાભાઈ શેઠના ૭૫ વરસની વયે રોજ ૧૪ મો માહા ૨ જાને દીને બેહેસ્તનશીન થયા હતા. મરનાર ઘણા ધરમચુસ્ત હતા અને પોતે એક ભગરીયા હોવાથી અનજુમનના આતશબેહેરામની સ્થાપનામાં બીજાઓ ભેગો આગેવાની ભરીયો ભાગ લઇ તેના ત્રસ્ટી તેમજ નાયબ સરનશીન નેમાયા હતા. અથોરનાન ટોળાના માનમરતબા માટે એવણ ખંતી રહેતા હતા તેથી એવણને પુણાના દસ્તુર હોશંગજીને આપવામાં આવેલા માનપત્રના મેલાવડા વખતે સરનશીનનું માન આપવામાં આવ્યું હતું. વળી મરનારે બીજા ઘણાક ધરમનાં કામોમાં આગેવાની ભરીયો ભાગ લીધો હતો. ગરીબોના છોકરાંઓને કેળવણી આપાવામાં ખાનગી મદદ કરવા ઉપરાંત ગરીબોને ઘણી છુપી નાણાંની મદદોબી આપી હતી. મરહુમ શેઠ રૂશતમજીએ વરસો સુધી આગલા મેકફરલેન સોલીસીટરોની ઓફીસમાં મેનેજીંગ કલારક તરીકે કામ કીધું હતું, એવણ ધારા મંડલમાં ઘણાં જાણીતા હોવાથી અને કાયદા સંબંધી સારૂ ગ્નાન મેલવેલું હોવાથી મેમણ, આરબ વગેરેની સારી ઘરાકી ધરાવતા હતાં. વલી ઘણાક ઈસલામી કુલોનો એટલો બધો ભરોસો મેલવ્યો હતો કે તેવોની મીલકત તથા ધરમખાતાનાં મરહુમને ત્રસ્ટીબી નેમવામાં આવ્યા હતા. એ ઉપરાત મરહુમને ઘણાક મુકદમાઓની લવાદી પણ સોંપવામાં આવી હતી. એવણ 'રૂસતમજી મેકફરલેન' ને નામે સરવે કોમમાં ઓલખાતા હતા, અને વલી એવણ સાલેસ ને નમાના હોવાથી સઘલી કોમમાં માંનીતા અને જાણીતા થયા હતા.

શેઠ શોરાબજી દોરાબજી પાદશાહ તે મુંબઈ ઇલાકાના સરજયન જનરલની આફીસના હેડ કલારક ૫૯ વરસની ઉમરે રોજ ૧૧ મો માહા ૩ જાને દીને હક થયા હતા. મરહુમ પોતાની

આખી ઉમર સરજ્યન જનરલનાં ખાતાંમાં કહાડી છેલ્લે વડા કલારકની પદવીએ પુગા હતા અને થોડાંક વરસ થયાંજ પેનશન લઈ રીટાયર થયા હતા.

નવસારીવાલા શેઠ નવરોજી ફરામજી તંબોલી ૪૫ વરસનીવયે રોજ ૩૦ મો માહા ૩ જાને દીને મુંબઇમાં લકવાની બીમારીથી મરણ પામ્યા હતા. શેઠો આર. એસ. ઉનવાલાની કંપનીના મેનેજર તરીકે ચીનમાં મરહુમે ઘણાં વરસો સુધી કામ કરવા બાદ નવસારીમાં પોતાને હીસાબે વેપાર ચલાવવા માંડયો હતો. તેમજ શેઠો તાતા કંપનીના તથા જુદા જુદા ધણીઓના જીનો વગેરેના નવસારીના એવણ એજન્ટ હતા. નવસારીમાં પારસીઓમાં પહેલ વહેલી મરકી દાખલ થઈ ત્યારે પાસીઓ માટે આસપીટલ ઉઘાડવામાં મરનારે મુખ્ય ભાગ લીધો હતો અને એના આનરરી સેકરેટરીબી હતા.

શેઠ નવરોજી અરદેશર વકીલ ૬૬ વરસની વયે મુંબઇમાં રોજ ૬ ઠો માહા ૪ થાને દીને મરણ પામ્યા હતા. મરહુમ ભરૂચના જાણીતા રહીશ હતા અને મરણની થોડા દીવસ અગાઉ એવણને પથરી થઈ હતી તે કઢાવવા મુંબઈ આવ્યા હતા. મરહુમે પહેલ વહેલા ભરૂચની પોલીસમાં જોડાઈ ફોજદારનો ઓધો મેલવ્યો હતો. એ પછી મીકેનીકલ ઈજનેરની લાઈનમાં પડી જુદે જુદે ઠેકાણે જીનો બાંધ્યાં હતાં. મરહુમે ૧૮૭૯ માં પલીડરની પરીક્ષા પસાર કરી ભરૂચમાં વકીલનો ધંધો કીધો હતો. મરનાર અંગરેજીમાં ઘણા બાહોશ હોવાથી ત્યાંની સેસનમાં ચાલતા ઘણા ફોજદારી મુકદમાઓમાં એવણને રોકવામાં આવતા હતા. મરહુમ ગરીબોને ઘણી સારી મદદ કરતા હતા તેમજ ગરીબોના કેશો વગર દામે લડતા હતા. મરહુમ ત્યાની મ્યુનીસીપાલીટીના દશ વરસ થયાં એક મેમબર હતા. એવણ ઘણા લાયકીવાળા હોવાથી પોતાના ધંધાની રૂએ વકીલો ઉપરાંત અમલદાર વરગમાં સારૂં માન મેળવ્યું હતું. મરહુમના મરણની ખબર સાંભળી ત્યાંના સેસન જડજ મી૦ પામરે પોતાની દલગીરી જાહેર કરી પોતાની કોરટ બંધ કીધી હતી. તથા મુનસફ કોરટ પણ બંધ રાખવામાં આવી હતી.

શેઠ માણેકજી હોરમજી કાંગા તે પુણાની સરકારી અંગરેજી સ્કુલના હેડ માસતર પુણા ખાતે ૫૮ વરસની વયે રોજ ૧૧ મો માહા ૪ થાને દીને હક થયા હતા. મરહુમે મુંબઈ, સુરત, અમદાવાદ, ભરૂચ, પુણા વગેરે ઘણે ઠેકાણે ૩૬ વરસ સુધી સરકારની નીમકહલાલીથી નોકરી બજાવી હતી. તેમાં છેલ્લા દશ વરસ થયાં એવણ પુણાની સ્કુલમાં હેડ માસ્તર તરીકે હતા. મરહુમ બે વરસ સુધી મુંબઈની એલફીનસ્ટન મીડલ સ્કુલના એકટીંગ હેડ માસ્તરબી થયા હતા.

સુરતનાં જાણીતા અને પારસી કોમના વડા સરદાર દાવર એદલજી ખરશેદજી મોદી સુરત ખાતે ૯૧ વરસની બુઝરોગ વયે રોજ ૧૮ મો માહા ૪ થાને દીને બેહસ્તનશીન થયા હતા. મરહુમના વડા ભાઈ મોદી રૂસતમજીના તા૦ ૩ જી એપ્રીલ ૧૮૯૪ ને દીને થયલાં ઉઠમણામાં દાવર એદલજીને સુરતના પારસીઓના વડા અકાબર ઠેડવી શાલ ઓઢાડી હતી. એવણ ઘણા બાહોસ તથા ફારસી ભાષામાં સારી રીતે માહીતગાર હતા અને આખી જીંદગી જાહેર કામોમાં કાઢેલી હોવાથી ઘણાજ કઢેલ અને અનુભવી ગ્રહસ્થ હતા. સને ૧૮૫૦ માં એનડરૂસ લાઇબરેરી ઉઘાડવાની ગોઠવણ કરવામાં આવી હતી તેમાં મરહુમે બીજાઓ સાથે આગેવાની ભરીઓ ભાગ લીધો હતો. સને ૧૮૫૫ માં રસીયા સાથની લડાઇમાં મારીયા ગયલાઓની વીધવાઓને આશરો આપવા નામદાર મહારાણીના મુરબીપણા હેઠળ ઉભાં થયલાં પેત્રીઓટીક ફંડ માટે સુરત ખાતે એક કમીટી નેમાઈ હતી તેમાં મરહુમબી એક હતા—એમાં એવણે મુખ્ય ભાગ લીધો હતો. ૧૮૫૯ માં સુરતમાં જરથોસ્તી છોકરાઓને ફારસી, પહેલવી વગેરેનું શીક્ષણ આપવાને ફારસી મદરેસા ઉઘાડવામાં આવી તેના મરહુમ શરૂઆતથીજ પ્રમુખ હતા. સુરતમાં મ્યુનીસીપાલીટીની સ્થાપના થઈ ત્યારથી તે સને ૧૮૫૪ સુધી મરનાર તેના મેમબર હતા. તેમજ ૧૮૭૧ માં એવણને સુરતની પારસી મેત્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ નેમવામાં આવ્યા હતા. એજ શાલમાં ઈરાન મધે પડેલા ભયંકર દુકાળ વખતે મરહુમ દાવર મોદીએ સુરતના પારસીઓમાં એક ફંડ ઉભું કરી રૂ. ૨૪૦૦ નો અનાજ ત્યાના ગરીબોમાં વહેંચવા મુંબઇ સરકાર મારફતે ઈરાનના એલચીખાતા ઉપર મોક લાવ્યો હતો. એ મુજબ વારેવાર જાહેર કામોની આગેવાની લેતાં હતા. સને ૧૮૯૫ ના સપટેમબર માસમાં નામદાર સરકારે એવણને પેહલા વરગના સરદાર નેમી માન આપ્યું હતું. સુરત ખાતે મુલાકાતે

આવી જતા નામદાર ગવરનરો અને વાઇસરાયો પોતાની મુલાકાતનું માન સરદાર દાવર એદલજીને આપતા હતા તેમજ વળતી મુલાકાતો લેતા હતા. એ ઉપરાંત નવા કલેકટરોબી મરહુમની મુલાકાત લેતા રહયા હતા. મરહુમના મરણ વખતે સ્કુલો અને પારસી દુકાનદારોએ તથા બીજાઓએ પોતાની દુકાનો બંધ રાખી હતી. મરહુમની પાયદસ્ત તેમજ ઉઠામણાની ક્રીયા વેલા જુદા જુદા ગામોમાંથી જરથોસ્તીઓ મોટી સંખ્યામાં હાજર થયા હતા. ઉઠામણાની ક્રીયામાં દસ્તુરજી કાવસજી નશરવાનજીએ દાવર એદલજીની અનજુમન પ્રત્યેની સેવાની સ્તુતીમાં કેટલુંક વીવેચન કરવા બાદ એવણનું નામ ધરમ ક્રીયામાં લેવા જણાવ્યું હતું. એ પછી એવણના વડા બેટા શેઠ કેખશરૂની દાવરના ઓધા ઉપર અનજુમન તરફથી નેમણુંક કરવામાં આવી હતી અને અનજુમન તરફથી શીયાલ આપવામાં આવી હતી. એ ઉપરાંત દસ્તુરો, બીજા જાણીતા પારસી ગ્રહસ્થો તેમજ હીંદુ અને મુસલમાન કોમ તરફથી બધી મલી ૨૭ શીયાલો અને નાણાંની કેટલીક પરસોબી ભેટ આપવામાં આવી હતી. છેવટે દાવર કેખશરૂએ પોતાને આપવામાં આવેલા માન માટે સરવેનો ઉપકાર માનવા પછી મીજલસ બરખાસ્ત થઈ હતી. મરહુમ દાવર એદલજીના ઉઠામણાની ક્રીયા જુદે જુદે દેશાવરોખાતેબી કરવામાં આવી હતી. મરહુમના મરણની દલગીરી દેખાડનારા દીલાસા પત્રો સર જમશેદજી જીજીભાઇ, સર જેહાંગીર કાવસજી જેહાંગીર વગેરે ઘણા જાનીતા ગ્રહસ્થોએ તથા નામદાર ગવરનરની એકઝીકયુટીવ કાઉનસીલના જયુડીસીયલ કાઉનસીલર ઓનરેબલ મી૦ ફુલટને, ગવરનરના સુરત ખાતેના પોલીટીકલ એજન્ટ મી૦ વેસ્ટ્રોપ કલેકટર વગેરે અમદારોએ લખ્યાં હતાં. મરહુમ દાવર એદલજીના મરણથી જે દલગીરી ભરી ખોટ શેહેરને ગઈ હતી તે માટે સઘલી કોમના લોકોની દીલસોજી જાહેર કરવા માટે સુરતના મ્યુનીસીપલ હોલમાં એક જાહેર સભા તા. ૧૦ મી જાનેવારીને દીને ત્યાંના કલેકટર મી૦ વેસ્ટ્રોપના પ્રમુખપણા હેઠલ મલી હતી. એ વેલા જુદી જુદી કોમોના આગેવાનો તરફથી મરહુમ દાવરની સ્તુતી કરનારાં ભાષાણો કરવામાં આવ્યાં હતાં. એવણના મરણ માટે દલગીરીનો તેમજ તેવણના કુંટબ ઉપર દીલાસા પત્ર મોકલવાનો ઠરાવ કરી સભા બરખાસ્ત થઈ હતી. વલી મરહુમના બાબમાં જાણવાજોગ એ છે જે મરહુમ દાવર એદલજી ૧૯૦૬ નાં ડીસેમબરમાં મરણ પામયા હતા અને એવણના પીતા સને ૧૭૬૯ માં જનમયા હતા એટલે બાપ દીકરા મલી બંને જણે ૧૩૮ વરસ કહાડયાં હતાં. એ નામાકીત દાવર બાપ દીકરાઓ હીંદુસ્તાનમાં થઈ ગયલા ૨૬ વાઇસરાયો—વોરન હેસટીંગસથી હાલના લોરડ મીંટોના અમલદરયાન હઇયાત હતા. પહેલા દાવર જ્યારે પાંચ વરસના હતા ત્યારે પ્રખ્યાત લોરડ કલાઇવ મરણ પામયો હતો.

શેઠ કેખશરૂ મેહરબાન ઇરાની ૭૭ વરસની વયે રોજ ૨૦ મો માહા ૪ ઠાને દીને મરણ પામયા હતા. એવણ ઇરાનના યઝદ શેહરના રહેવાશી હતા. અને ત્યાં પોતાના બાવા સાથે વેપાર ચલાવતા હતા. ૧૮૫૬ માં મરહુમ પહેલ વહેલા મુંબઈ મધે એવણના બાવાના રૂપયા પાંચ હજાર કોઈ વેપારી ખાઇ જવાથી તે વસુલ કરવા આવ્યા હતા. તે પછી અતરે પોતાના નામની વેપારી પેહેડી કાઢી હતી. મરહુમ શેઠ કેખશરૂ ઇરાનના ગરીબ જરથોસ્તીઓનું ભલું કરવામાં આગેવાની ભરીયો ભાગ લેતા હતા. સને ૧૮૭૧ માં ઇરાનમાં પડેલા સખત દુકાલ વેલાએ એવણે યઝદનાં ગરીબોમાં નાંણાં વેહેંચવામાં મોટી મદદ કીધી હતી. ઇરાન દેશમાં રહેનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી અતરેની કારોબાર મંડલીના એવણને એક અધીકારી નેમવામાં આવયા હતા. ઇરાન મધે પોતાના નામનું એક મકતબખાનું સ્થાપવા એવણે ઉપલી મંડલીને રૂ.૫૦૦૦ તેમજ રૂ. ૧૦૦૦૦ નું મોટું ઘેર ભેટ આપયું હતું. જેમાં ૧૮૮૮ ના મારચથી કેખશરૂ મેહરબાન મકતબ ખાનાનામે એક સ્કુલ ઉગાડવામાં આવી હતી તે હજી સુધી ચાલુ છે. યઝદ મધે એવણે પોતાના મરહુમ ભાઈ શેઠ ખોશરવની પુંજીમાંથી સાત વરસ થયા એક દોખમું બંધાવી આપયું હતું.

કલકતાના જાણીતા વેપારી શેઠ ધનજીભાઈ બેરામજી મેહતા રોજ ૨૭ મો માહ ૪ ઠાને દીને કલકતા ખાતે ૮૧ વરસની વયે મરણ પામયા હતા. મરહુમ ૪૫ વરસની વાત ઉપર પહેલ વહેલા કલકતા ખાતે વેપાર અરથે ગયા હતા. અને ત્યા ૧૮૬૨ માં શેઠો બેરામજી હોરમજી કામાની કંપનીનો વહીવટ ચલાવયો હતો. પણ પાછલથી એ પેઢી ભાગી પડવાથી મરહુમે પોતે ૧૮૬૮ માં ચીન સાથે વેપાર શરૂ કરી પોતાની કુનેહથી વેપારી ધંધામાં ઘણા આગલ વધી સારી નામના મેલવી હતી. કલકતાથી ૧૨ માઇલ દુર સીરામપોર ખાતે ધી એમપ્રેસ

ઓફ ઇનડીયા કોટન મીલ મરહુમે ૧૮૭૭નાં સાલમાં ઉભી કીધી હતી. અને તેમાં ઘણાક જરથોસ્તી જવાનોને નોકરીએ લગાડી રોજીનું સાધન મેલવતા કીધા હતા. મરહુમ ઘણા ધરમ ચુસત હોવાથી કલકતા ખાતે એક શેહેનશાહી અગીયારી સ્થાપી તે પોતાને ખરચે નીભાવતા હતા. એવણુ પોતે ઘણા રહેમી, સખી દીલના તથા ખુશ મીજાજી હોવાથી કલકતાના સરવે જરથોસ્તીઓમાં માનીતા થઈ પડયા હતા. ૧૮૯૪ માં એવણુને કલતાની જરથોસ્તી અનજુમનના ફંડના ત્રસ્ટી નેમવામાં આવયા હતા. પણ એ ઓધો કેટલોક વખત ચલાવી છોડી દીધો હતો.

શેઠ જમશેદજી હોરમજી નવરોજી લોરડ ૨૭ વરસની જુવાન વયે રોજ ૨૯ મો માહ ૪ થાને દીને મરણ પામયા હતા. મરહુમ મધયમ કેલવણી લઈ શરૂઆતમાં જામે જમશેદના સ્ટાફમાં રીપોટર તરીકે જોડાયા હતા. એઓ રીપોટર તરીકે જામે જમશેદની ઘણી સારી સેવા બજાવતા હતા જેથી પોતાના ઉપરીઓના ઘણા માનીતા થઈ પડયા હતા.

કરાંચીના જાણીતા રહીશ ખાન સાહેબ હોરમસજી ખરશેદજી મામા ૮૨ વરસની વયે કરાંચી ખાતે રોજ ૯ મો માહ ૫ માને દીને બેહેસતનશીન થયા હતા. મરનાર સરકારી કમીસરીયેટ ખાતાંમાં કેટલાંક વરસ નોકરી બજાવયા પછી પેનશન ઉપર રીટાયર થયા હતા. મરનાર એક અછા સપોરટસમેન અને ઘણા ખુશમીજાજી હતા. તેવણુ ક્રીકેટની રમતમાં ઘણી ઉલટ લેતા હતા અને પોતાના બુઢાપામાં પણ બીલીયરડની રમત અચછી રીતે રમી શકતા હતા. સરકારી નોકરી વખતની તેવણુની સેવાઓની પીછાનમાં નામદાર સરકારે તેવણુને ખાન સાહેબનો ખેતાબ એનાયત કરયો હતો. મરનારની પાયદસત ક્રીયામાં કરાંચીના પારસીઓ મોટી સંખયામાં હાજર થયા હતા.

શેઠ ફરામજી દોરાબજી ભરૂચા, સોલીસીટર તે મેસરસ પેન અને કુંપનીની સોલીસીટરોની પેહેડીના ભાગયા, ૪૫ વરસની વયે રોજ ૧૦ મો માહા ૫ માને દીને મરણ પામયા હતા. ૧૮૮૪ માં મરહુમે બી. એ. ની પરીક્ષા પસાર કરી મેસરસ પેન અને ગીલબરટ વકીલોની આપીસમાં આરટીકલ કલારક રહયા હતા. તેજ વખતથી આગા વીગરેનાં ઘરાકોની મોટી સંખયા ભેગી કરી હતી. સોલીસીટરની પરીક્ષા સને ૧૮૯૧ માં પસાર કરી તેઓએ પોતા સાથ શેઠ ફરામરોજ બેહલજી દીનશાહને દાખલ કરી મેસરસ ફરામજી દીનશાહને નામે વકીલનો ધંધો ચલાવાવા માંડયો હતો. થોડોક વખત પછી આ પહેડી મેસરસ પેન ગીલબરટની પેહડી સાથ જોડાઈ ગઈ હતી અને મેસરસ પેન અને કંપનીને નામે હજુર ધંધો કરે છે. આગાઓ સાથ ઓહલા સમાગમમાં આવતાં મરનાર અહસયને ઘોડાઓનો શોખ ઉતપન થયો હતો, જે શોખને અનુસરી તેઓ સરતોમાં ઘોડાઓ દોડાવતા હતા. તેઓ બે ત્રણ વાર તબીયતના સુધારા અરથે વેલાતની મુસાફરી કરી આવયા હતા. ગયે સાલની પોતાની શરૂઆતની વેલાતની મુસાફરીથી તેઓ માંદા પડી પાછા ફરયા હતા, જેમાંથી થોડાક સાજા થવા પછી તેઓની તે માંદગી જીવલેણ નીવડી હતી.

કરાંચીના જાણીતા રહીશ શેઠ ખરશેદજી જમશેદજી રોજ ૧૨ મો માહા ૫ માને દીને કરાંચી ખાતે હરદયનો ધબકારો બંધ પડી જવાથી એકાએક મરણ પામયા હતા. મરનાર ફારસી અને અરબીક સારૂ જાણતા હતા. મેસરસ મેકીવર મેકેનજીની કંપની તથા મેસરસ ફીનલે મયુરની કંપનીમાં મરનારે ઘણાં વરસો સુધી નોકરી કીધી હતી. થોડાંક વરસ ઉપર પોતાના પીતાનાં નીપજેલાં મરણ પછી મરનાર રીટાયર થયા હતા. મરનારની પાયદસત કહાડવામાં આવી તે વખતે પારસીઓની એક મોટી મીજલસ ભેગી મળી હતી. તેમજ કેટલાક યુરોપીયનો તથા બીજી કોમોના અહસયો પણ એ વેળા હાજર થયા હતા.

નવસારીના વડા દસ્તુરજી સાહેબ દારાબજી મહીયારજી મેહરજીરાણા નવસારી ખાતે ૫૦ વરસની વયે રોજ ૧૫ મો માહા ૫ માને દીને બેહસ્તનશીન થયા હતા. મરહુમ દસ્તુરજી નવસારીના દસ્તુર મેહરજીરાણાથી ૧૪ મી પેહેડીએ ઉતરી આવેલા હતા કે જે ગાદી ૩૨૮ વરસની પુરાતન છે. સને ૧૮૭૩ ની તા૦ ૧૦ મી નવેમબરે એવણના બાવાના થયલાં ઉઠમણા વખતે મરહુમ દસતુર દારાબજીને ૧૭ વરસની વયે નવસારીના વડા દસતુર ઠેરાવવામાં આવયા હતા. એ વખતે એવણુને ૨૯ શીયાલો જુદા જુદા દસ્તુરો, મોબેદો વગેરે તરફથી ઓઢાડવામાં આવી હતી. તા૦ ૧૧ મી નવેમબરે ત્યાંની વડી દરેહેમેહરમાં અનજુમને એવો ઠરાવ કરીઓ હતો કે મરહુમ નાની ઉમરના છે તેથી એવણે પોતાના કાકા દસ્તુરજી રૂસતમજી

કેકોબાદજીની સલાહથી દરેક કામો કરવાં તે પછી પાંચ છ મહીનામાં બીલીમોરાનું નવું દોખમું ઈજાયું તેની ક્રીયામાં એવણે ભાગ લીધો હતો. જ્યારે ત્યાંની અનજુમને એવણુને શીયાલ ઓઢાડી હતી. તા૦ ૨૯ મી મે ૧૮૭૫ ને દીને શેઠ હોરમજી બરજોરજી કપટાને નવસારીના દોખમાપર જવાના રસ્તા ઉપર એક પાકો પુલ બાંધેયો હતો તે ખોલ્લો મેલવાની ક્રીયા એવણે કીધી હતી. ૧૮૭૭ ને દીને નામદાર માહારાણીએ કયસરે હીંદનો ખેતાબ લીધો તેની મુબારકબાદીના નવસારી ખાતે થયલા મેલાવડાના એવણુ પ્રમુખ હતા. એજ વરસમાં એવણુના ઉપરીપણા હેઠલ નવસારીમાં શેઠ તાતાવાલા દખમાની તાણુની કીરીયા તેમજ તા૦ ૮ મી મારચ ૧૮૭૮ ને દીને એ દખમું ઈજાયુ તેની ક્રીયા કરવામાં આવી હતી. એ દખમું ઈજાવાની ૪ દીવસ આગમજ મુંબઈના નામદાર ગવરનર સર રીચરડ ટેમપલ નવસારી ગયો હતો. એ નામદારને મરહુમે નવસારીની અનજુમન તરફથી આવકાર આપયો હતો. તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૮૧ ને દીને વડોદરાના હાલના મહારાજા સીયાજીરાવને તખતનશીન કીધા, તેની ખુશાલીમાં નવસારીના સુબાએ ભરેલી દરબારમાં એવણે પારસીઓ તરફનું મહારાજાને આપવાનું મુબારકબાદીનું માનપત્ર વાંચી સંભળાવયું હતું. ૧૮૮૩ માં મહારાજાને તયાં પાટવી કુંવરનો જનમ થયો, તેની ખુશાલીમાં નવસારીના પારસીઓ તરફથી એવણે તા૦ ૪ થી આગસટ ૧૮૮૩ ને દીને મુબારકબાદીનો તારનો સંદેશો મોકલાવયો હતો. ૧૮૮૯ મા મુંબઇના વહાડયાજીવાળા આતશબેહેરામને લગતા મોબેદો માટે એ આતશબેહેરામના ત્રસટીઓએ નવસારી મધે એક દરેહમેહેર બંધાવી હતી. એ દરેહમેહેર બંધાયાથી પોતાના હકોને નુકશાન થયલું જણાવી નવસારીની ભગરસાથ અંજુમને એવણુની આગેવાની હેઠળ નુકસાનીના બદલામાં રૂ ૨૫૦૦ નો આંક બરી તે મેળવવા તથા એ દરેહમેહેર નવસારીથી ઉંચકી લઈ જવાનો દાવો તયાંના મુનસફની કોરટમાં નોંધાવયો હતો, તે દાવામાં એવણુ તથા એવણુની અંજુમન ફતેહ પામયા હતાં, અને એ દરેહમેહેર નવસારીથી ઉચકી લઈ જવાનો ચુકાદો ૧૮૯૩ મ મળયો હતો, જેથી તે દરેહમેહેરના આતશ સુરત ખાતે લઈ જવામાં આવ્યા હતા. ૧૮૯૫ ના સપટેમબર માસમાં એવણુ સખત માંદગીએ પડયા તે વેળાએ એમને તનદરોસ્તી ચાહવા માટે તથા સાજા થયા તે વેળાએ શુકરગુજારીનાં જશનો નવસારી તથા મુંબઈ મધે કરવામાં આવ્યાં હતાં. એવણુ પહેલ વહેલા તા૦ ૮ મી નવેમબર ૧૯૦૨ ને દીને મુંબઈ આવ્યા ત્યારે સારો આવકાર આપવામાં આવ્યો હતો. મુંબઇમાં વસતા ભગરસાથ મોબેદો તરફથી અંજુમનના આતશબેહેરામમાં એવણુને એક મોટા મેળાવડાની હજુરમાં માનપત્ર આપવામાં આવ્યું હતું, અને કદમી તેમજ મીનોચેહેરજી હોમજીના સાથવાલા મોબેદોએ પણ માનપત્રો આપયાં હતાં. તા૦ ૧ લી જાનેવારી ૧૯૦૩ ને દીને નામદાર શેહેનશાહ એડવરડ ૭ માની તાજપોશીની દીલહી ખાતે બરાયલી દરબારની ખુશાલીમાં નામદાર વાઇસરાય તરફથી એવણુને એક 'સરટીફીકેટ ઓફ મેરીટ' બક્ષવામાં આવી હતી. ઈ૦ સ૦ ૧૯૦૩ ની દીવાળીની દરબારમાં તા૦ ૨૧ મી અકટોબર ૧૯૦૩ ને દીને નામદાર ગાયકવાડ સરકારે એવણુને છત્રી મસાલની આસામી એનાયત કીધી હતી, અને તેની સનંદ મકરશકરાંતીની તા૦ ૯ મી મારચ ૧૯૦૪ ને દીને બરાયલી દરબારમાં નામદાર ગાયકવાડ મહારાજાએ દસતુરજીને રૂબરૂમાં બોલાવી આપી હતી. એ વેળાએ નવસારી, વડોદરા અને મુંબઈના પારસીઓએ સભાઓ ભરી દસતુરજીને મુબારકબાદીઓ આપી હતી. છેલ્લું ગયા સાલની તા૦ ૭ મી એપ્રેલે એઓનો એકપુરો બેટો કેકોબાદજી નાવર થયો તે દીને પણ નવસારી તથા દેશાવરના પારસીઓએ એવણુને મુબારકબાદી તથા શીયાલો ઓધાડી હતી. એ રીતે મરહુમ દસતુરજીએ પોતાની શકતી પ્રમાણે નવસારીના પારસીઓ ઉપર વડપણુ ચલાવ્યું હતું. મરહુમની પાંયદસ્તની ક્રીયા વખતે પુષકળ લોક હાજર થયું હતું. તેમજ સરકારી અમલદારો, હીંદુ, મુસલમાંનો વગેરેનીબી સારી સંખયા હાજર થઈ હતી. વલી પારસી, હીંદુ દુકાનદારોએ પોતાની દુકાનો અને મહેરજીરાણા તથા હામીદયા લાઇબ્રેરીઓ પણુ બંધ કવામાં આવી હતી. મરહુમનાં નવસારીમાં થયલાં ઉઠમણાની ક્રીયા વખતેબી સારી જેવી મીજલસ મલી હતી. એ વખતે જુદે જુદે ગામોની અનજુમન તરફથીબી ઘણા લોકો આવેલાં હતાં. ઉઠમણાની ક્રીયા પુરી થયા પછી મરહુમના બેટા દસતુર કેકોબાદજીને વડા દેશાઇજી પેસતનજી ખુરશેદજીએ રીવાજ મુજબ પોતાના હાથે પીછોડી ઓઢાડી વડા દસ્તુર થયલા જાહેર કીધા હતા. અને બીજી શીયાલ અનજુ-

મન તરફથી ઓઢાડવામાં આવી હતી. એને માટે ઉભાં કીધેલાં ફંડમાં નવસારીના જરથોસ્તીઓ તરફથી રૂ. ૧૧૧૩ ભરાયાં હતા. તે ઉપરાંત નવા દસ્તુરજીને જુદા જુદા દેશાવરોની અનજુમન તથા શેઠીઆઓ તરફથી મલીને લગભગ ૬૨ શીયાલો ઓઢાડવામાં આવી હતી. મરહુમ દસ્તુરજીનાં ઉઠમણાની ક્રીયાઓ મુંબઈ, વડોદરા, સુરત, સીકનદરાબાદ વગેરે ઠેકાણેથી કરવામાં આવી હતી અને મરહુમનું નામ અશો રૂવાનની નામની ટીપમાં લેવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. મરહુમના મરણ માટે નવા દસ્તુરજી ઉપર ગામેગામથી સંખ્યા બંધ દીલાશાના તારો અને કાગળો આવ્યા હતા તેમાં નામદાર માહારાજા ગાયકવાડ, સર જમશેદજી જીજીભાઈ, પુણાવાલા દસ્તુરજી વગેરેનાં હતાં.

નવસારીવાળા શેઠ જમશેદજી પીરોજશાહ દેશાઈ નવસારી ખાતે ૬૧ વરસની વયે રોજ ૧૫ મે માહ ૫ માને દીને મરણ પામયા હતા. મરહુમ અપંગ હતા પણ ઘણીક મીલકતોનો વહીવટ સારી રીતે ચલાવતા હતા. મરહુમે અગાઉ સ્કુલ માસ્તર તરીકે ચાકરી કીધી હતી. મરહુમના એક પુરા બેટા શેઠ રૂસતમજીઓ આની શેઠો તાતા એંગલો વરનેકલર સ્કુલના હેડ માસ્તર છે.

નવશારીવાલા શેઠ ડોશાભાઇ બરજોરજી દેશાઈ ૫૭ વરસની વયે રોજ ૧૯ મે માહા ૫ માને દીને નવસારી ખાતે મરણ પામ્યા હતા. મરહુમ જુની ગાયકવાડમાં મ્યુનીશીપાલ કામદાર હતા. અને ગોપાલરાવ માલદાર અને રાણી મહાલસાબાઇનો વહીવટ ચલાવતા હતા. મરહુમ મલતાવડા સવભાવના અને માયાળુ હતા.

શેઠ પીરોજશાહ હોરમસજી દેશાઈ ૮૩ વરસની વયે રોજ ૯ મે માહા ૬ ઠાને દીને નવસારી ખાતે મરણ પામયા હતા. એ ખાનદાનમાં એમના બુઝરોગથી એવો વહીવટ ચાલતો આવેલો છે કે મોટે ફલીએના પારસીવાડમાં મોટું મરણ થયું હોય તો એ દેશાઈ કુટુંબનો એક પણ માણુસ તે મરનારની ત્રણ દીવસની કીરયા વખતે તેને આંગણે જવો જોઇએ, જેમ કરવા માટે એક લાયક દેશાઈને તેમના કુટુંબીઓ નેમી મુકે છે. આ મરહુમ દેશાઈજી પીરોજશાહ પણ એવીજ રીતે નેમાઈને પોતાના મરણની થોડા મહીના આગમજ સુધી લોકોને "આંગણે-ઓટલે" જઈને બુઝરગ દેશાઈ તરીકે સારૂ માનપાન મેલવતા હતા. મરહુમ ઘણા નમાણા, ભલા ખવાશના હોવાથી દરેકનો ચહા મેળવ્યો હતો. એવણ ઉસ્તાદી ગાંયનોના ખરા પરીક્ષક અને ખાં હતા.

શેઠ ફરદુનજી બેહેરામજી સીરવઈ દાંતના ડાકટર ૭૧ વરસની વયે રોજ ૧૮ મે માહા ૬ ઠાને દીને બેહસ્તનશીન થયા હતા. મરહુમ ૧૮૫૫ માં અત્રેની એલફીનસટન કોલેજમાંથી વેસટ સકોલરની તથા ૧૮૫૬ માં નોરમલ સકોલરની બીજી પદવી મેળવી ગ્રાંટ મેડીકલ કોલેજમાં જોડાયા હતા અને ત્યાંથી દર સાલ સકોલરશીપો મેળવી હતી. ૧૮૬૧ માં એઓએ તબીબ પણાની સેવટની પરીક્ષા પસાર કરી સર જમશેદજી જીજીભાઈ ગોલડ મેડલ મેળવ્યો હતો. એ બાદ સરકારી તબીબી નોકરીમાં રહી એક વરસમાં તે છોડી દઇ તે પછી તબીબ તરીકેનો ધંધો ચલાવવા માંડયો હતો. દંત વીધામાં એઓ ઘણા કુશળ હોવાથી તે લગભગ ૩૦ વરસ થયાં સારા પાયાપર ચલાવતા હતા. છેલ્લાં ત્રણ ચાર વરસ થયાં એઓની તબીયત બીમાર ચાલવાથી પોતાનું કામ એક દીકરાને સોંપી એકાંત જીંદગી ગુજારતા હતા.

શેઠ અરદેશર નસરવાનજી પલીડર થોડા વખતની લીવરની બીમારી ભોગવી ૪૦ વરસની વયે રોજ ૩ જો માહા ૭ માને દીને મરણ પામયા હતા. શેઠ અરદેશરે સેંટ ઝેવીઅર કોલેજમાંથી ૧૮૮૫ નાં સાલમાં બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી. ૧૮૮૯ નાં સાલમાં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી એવણે વકીલાતનો ધંધો શરૂ કરયો હતો. ફરેનડલી યુનીયન ૧૮૮૨ ના સાલમાં સ્થાપયું તેના મરનાર એક મેમબર હતા તથા એક ચુસત ફ્રીમેસન હતા. મરનારે પોતાના ખુશ સભાવથી મોટું મીત્ર મંડળ ઉભું કીધું હતું. મરહુમના મરણ માટે તા૦ ૧૯ મી માર્ચને દીને સમોલ કોઝ કોરટના બીજા જડજ મી૦ એ. કે. ડોનાલ્ડે નયાશન ઉપર બેઠક લીધા પછી હાજર રહેલા ધારાના હીમાયતીઓ તરફથી શેઠ સોરાબજી ફરામજી બીલીમોરીયા વકીલે જણાવયું કે અમારા માહેલા એક મી૦ અરદેશર નશરાવનજી પલીડરનાં મરણની ખબર આપતાં મોટી દલગીરી ઉપજે છે. મરનારે સર્વેનો સારો ચાહા મેળવેલો હતો. એના જવાબમાં નામદાર જડજે જણાવયું કે, મરનાર મી૦ અરદેશર પોતાનાં કુલોના મુકદમા ચાલાકીથી અને વાજબી રીતે ચલાવતા હતા. તેમનાં મરણની ખબર સાંભળી હું ખરેખર દલગીર છું. પાંચમાં જડજ મી૦ હેવેરીએ

પોતાની કોરટમાં હાજર થયલા ધારાના હીમાયતીઓ આગલ જણાવયું કે મી૦ અરદેશરનાં મર ણથી જે ખોટ તમને ખમવી પડી છે તે માટે હું મારી દલગીરી જાહેર કરૂં છું. તેમનાં મરણથી મને પોતાને પણ ખોટ ગઈ છે. આ કોરટમાં મારી ટુંક મુદત દરમયાન મરનારે જેવી ચાલાકીથી પોતાનાં કુલોના મુકદમા ચલાવયા હતા તેથી હું ઘણોજ સંતોષ પામયો હતો. કોરટ તરફથી દલગી રીની જે લાગણી જાહેર કરવામાં આવી હતી તેમાં ધારામંડળ સામેલ થાય છે એવું મી૦ બીલીમો રયાએ જણાવયું હતું.

જાણીતા પારસી શીક્ષાગુરૂ શેઠ માણેકશાહ બેરામજી માસતર ૭૫ વરસની વયે રોજ ૬ ઠો માહા ૭ માને દીને હક થયા હતા. શરૂઆતમાં એવણે અત્રેની એલફીનસ્ટન ઈનસટીટયુશનમાં પ્રોફેસર દાદાભાઈ નવરોજી જેવા ઉસ્તાદના હાથ હેઠળ કેળવણી લઈ ૧૮૫૧ માં એ ઈનસટીટયુટ માંથી વેસટ સકોલરની પદવી મેલવી ૧૮૫૨ માં સરકારી કેળવણી ખાતાંની તે વેળાની મુંબાદેવી બ્રાનચ સ્કુલમાં શીક્ષક તરીકે જોડાયા હતા. હયાથી એવણની બદલી એલફીનસ્ટન હાઇ સ્કુલમાં એસીસટંટ શીક્ષક તરીકે અને એ પછી તેવણની બદલી ૧૮૬૭ માં ફોરટ બ્રાનચ સ્કુલમાં હેડ મા સતર તરીકે થઈ હતી. એવી રીતે લગભગ ૩૫ વરસ સુધી સરકારી કેળવણી ખાતાંમાં નોકરી બ જાવવા પછી એવણ ૧૮૮૮ થી પેનશન ઉપર રીટાયર થયા હતા. કેળવણી ખાતાંના વડાઓએ તેવણ માટે વારંવાર સારા અભીપ્રાય દરશાવયા હતા. તેવણ સરકારી કેળવણી ખાતામાં નોકરી હતા તે દરમયાન ઘણા જાણીતા આસામીઓ મરહુમ શેઠ માણેકશાહના હાથ હેઠળ તાલીમ લઇ ગયા હતા. તેવણ સરકારી નોકરીમાંથી ફારેગ થયા તે વેળા તેમને તેમના આગલા વીદયારથીઓ તરફથી એક મોટી રકમની પરસ ભેટ આપવામાં આવી હતી. રીટાયર થવા પછી એવણને ગોકલદાસ તેજપાલ એંગલો વરનાકયુલર સ્કુલના હેડ માસ્તર નેમવામાં આવયા હતા જે ઓધો તેવણે પોતાનાં મરણની છેલી ઘડી સુધી ભોગવયો હતો. એ શાળાને તેની હાલની ચઢતી હાલત ઉપર લાવવાને મરનારે પોતાથી બનતું કરયું હતું. આવી રીતે મરહુમે એક શીક્ષાગુરૂ તરીકે લગભગ ૬૦ વરસ જેટલી લાંબી કારકીરદી પસાર કરી હતી.

શેઠ કાવસજી દાદાભાઇ મુલ્લાં ૪૯ વરસની વયે રોજ ૯ મો માહા ૭ માને દીને હક થયા હતા. મરહુમ શરૂઆતમાં મી૦ મેકફરલેન સોલીસીટરની ઓફીસમાં જોડાયા હતા. જે પછી તેવણ મીલ લાઇનમાં પોતાની જાતી ચાલાકી તથા બાહોશીથી આગળ વધી કેટલીક મીલોના મેનેજર થયા હતા. પોતાની લથડતી તબીયતને લીધે એ કામમાંથી ફારેગ થઈ તેવણ સાંજ વરત માન પત્રમાં મદદનીશ તરીકે જોડાયા હતા અને પોતાનાં મરણ સુધી એ પત્રની સારી સેવા બજાવી હતી. મરનાર ઘણા મળતાવડા સ્વભાવના હોવાથી પોતાની આસપાસ એક મોટું મીત્ર મંડળ ભેગું કરયું હતું.

અત્રેના કાપડના વેપારી શેઠ બમનજી શાપુરજી ચોથીઆ ૬૫ વરસની વયે રોજ ૧૨ મો માહા ૭ માને દીને હક થયા હતા. મરહુમ વલસાડના વતની હતા અને તેવણે શરૂઆ-તમાં પોતાના પીતાની સાથેજ વલસાડમાં ધંધો કરયો હતો. એ પછી તેવણ મુંબઈ આવ્યા અને કેટલાંક કંત્રાકટનાં કામોમાં સારૂં નાણું પેદા કરયું હતું. એ પછી તેવણે કાપડની દુકાન ઉઘાડી અને પોતાની કુનેહથી મોટા પાયા ઉપર કાપડનો વેપાર ચલાવ્યો હતો. મુબ-ઈમાં વસવાટ કરવા છતાં તેવણ પોતાના બાપીકાં વતન—વલસાડ કસ્બા—ને ભુલ્યા ન હતા. ત્યાંનાં દરેક સારવજનીક કામોમાં તેવણ આગેવાની ભરયો ભાગ લઈ, વારંવાર નાણાની મદદો કરતા હતા. સને ૧૮૯૬ માં એવણનાં એક બેટીના હક થવાથી, મરહુમ શેઠ બમનજીએ તેણીનાં નામથી વલસાડ ખાતે "બાઈ આવાંબાઈ લાઇબ્રેરી" નામનું એક મોટું પુસ્તક-ખાનું સ્થાપ્યું હતું, તેમજ પોતાનાં એ મરહુમ બેટીના નામથી સને ૧૯૦૩ માં આવાં-બાઈ હાઇ સ્કુલ ઉઘાડી હતી. વલસાડમાં મરકીએ પ્રવેશ કરયો તે વેળાએ પણ તેવણે ત્યાંના પારસીઓને નાણાં સંબંધી મદદ કીધી હતી. મરહુમના મરણથી વલસાડના રહીશોને જે ખોટ ગઈ હતી તેને માટે વલસાડના રહીશોની એક જાહેર સભા તા૦૭ મી એપ્રેલને દીને ત્યાની ધરમશાળાના કમપાઉન્ડમાં વકીલ મી૦ દુલભજી રણછોડજી દેશાઇના પ્રમુખપણા હેઠલ મલી હતી. તે વખતે મરહુમના મરણથી ગયલી ખોટ માટે ઘણા સાહેબોએ વીવેચન કરવા પછી મરહુમના મરણનો દીલગીરીનો ઠરાવ પસાર કરી મરહુમના કુંટુંબ ઉપર દીલાસા પત્ર મોક-લવાનું નક્કી થયું હતું. તેમજ મરહુમની એક છબી ત્યાંની બાઈ આવાંબાઈ હાઈ સ્કુલમાં મુકવાનો ઠરાવ થયો હતો.

જાણીતા એમચ્યુર નાટકી શેઠ ફીરોજશાહ કાવસજી દાજી ૪૮ વરસની વયે રોજ ૧૫ મો માહા ૭ માને દીને મરકીથી મરણ પામયા હતા. એવણ અસાધારણ કુદરતી ગળાંની શકતીથી જુદા જુદા ૧૪ અવાજો કાઢતા હતા. મરહુમે ઘણાક એમચ્યુર નાટકોમાં ફતેહમંદ ભાગ ભજવી બતાવ્યો હતો અને એવણને તખતા ઉપર જોનારાઓ એમજ સમજતા હતા કે એવણ એક પાકટ અનુભવી એકટર હતા.

ખા. બા. કુંવરજી કાવશજી સબાવાલા ૮૫ વરસની વયે સુરત ખાતે રોજ ૨૧ મો માહા ૭ માને દીને મરણ પામયા હતા. ૧૮૪૦ માં મરહુમે સુરતની પોસટ આફીસમાં નોકરી કરવા પછી સુરતના કલેકટરની આફીસમાં કલારક તરીકે દાખલ થઇ કલેકટરના હેડ કલારક નેમાયા હતા. સરકારી ગીરાસખાતાંના અધીકાર ઉપર મરનાર નેમાયા પછી ગીરાસ ખાનારાઓમાં કાપકુપો કરી નામદાર સરકારની તીજોરીમાં ઘણો ફાયદો કરી આપયો હતો. ૧૮૬૧ થી હજુર ડેપયુટી કલેકટર અને ફરસટ કલાસ મેજીસ્ત્રેટ તરીકે એવણે ખેડા, ભરુચ, થાણા, અમદાવાદ શેહેરોમાં કામ કરયું હતું. મરનારને વડોદરાના વડા મેજીસ્ત્રેટ નેમાવામાં આવયા હતા. પણ ૧૮૭૭ માં પાછા સરકારી નોકરીમાં અમદાવાડના હજુર ડેપયુટી કલેકટરના પોતાના ઓધા ઉપર નેમાયા હતા અને થોડા દીવસ સુધી એ જીલ્લાના કામચલાઉ કલેકટરનોબી ઓધો ભોગવયો હતો. છેલ્લા થાણાના હજુર ડેપયુટી કલેકટર અને મેજીસ્ત્રેટ હતા, ત્યાંથી તા૦ ૨ જી જુન ૧૮૮૬થી પેનશન ઉપર રીટાયર થયા હતા. મરનારને સારી નોકરીના ખાસ વધારાના રૂ ૧૦૦ સાથે દર માસે રૂ ૪૦૦ પેનશન મળતું હતું, જે મરહુમે આશરે ૨૧ વરસ સુલી કુલે રૂ ૧ લાખથી પણ વધુ રકમનું મેલવયું હતું. સને ૧૮૮૭ માં મહારાણી વીકટોરયાની જુબીલીની ખુશાલીમાં મરહુમને ખાન બહાદુરનો ખેતાબ મલયો હતો. મરહુમ સુરતની પારસી પંચાયના એક અકાબર હતા તેમજ તેઓ સુરત સીટી મયુનીસીપાલીટીમાં સરકાર તરફના કાઉનસીલર અને અનરરી ફરસટ કલાસ મેજીસ્ત્રેટ તથા ત્યાંની મેટરીમોનીયલ કોરટના ડેલીગેટ પણ હતા.

સરસ્વતી મીલના કારડીંગ માસ્તર શેઠ નશરવાનજી હોરમજી મેહેતા ટુંક બીમારી ભોગવી ૫૬ વરસની વયે રોજ ૩ જો માહા ૮ માને દીને હક થયા હતા. મરનાર નાની વયથીજ મીલની લાઇનમાં જોડાયા હતા અને પોતાની બાહોશી તથા જાતી મેહેનતથી આગળ વધી એક બાહોશ કારડીંગ અને સ્પીનીંગ માસ્તર તરીકે પુરતી રીતે જાણીતા થયા હતા. તેવણ મળતાવડા સ્વભાવના હતા.

શેઠ દોરાબજી પેસતનજી મેવાવાળા ૬૭ વરસની ઉમરે રોજ ૫ મો માહા ૮ માને દીને હક થયા હતા. તેઓ બાપ દાદેથી પસતાફીઆનો ધંધો ઘણા વરસો સુધી કરતા હતા. મુંબઇના જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવાની ફંડની નસેસાલાર ખાંધીયાઓ ઉપર દેખરેખ રાખનારી કમીટીના મરહુમ લાંબા વખતથી એક અધીકારી હતા અને બીજાં જાહેર કામોની પણ કેટલીક આગેવાની કરતા હતા.

શેઠ રૂશતમ જાંગીરજી બેરામજી મરઝબાન રોજ ૭ મો માહા ૮ માને દીને ૨૮ વરસની જવાન વયે મરણ પામયા હતા. મરહુમ છેલ્લો થોડો વખત થયાં અંતરગલની બીમારી ભોગવતા હોવાથી ડાકટર માસીનાની આસપીટાલમાં ઓપરેશન કરવામાં આવયું હતું, જે આખરે જીવલેણ નીવડયું હતું. મરહુમ શેઠ રૂશતમ અતરેના જાણીતા શેહેરી અને જામે જમશેદ છાપાખાનાં તથા પત્રના માલેક શેઠ જાંગીરજી બેરામજી મરઝબાનના બેટા થતા હતા. મરહુમે નયુ હાઈ સ્કુલમાંથી મેત્રીક થઇને એલફીનસટન કોલેજમાં ઇનટરમીડીએટ સુધીનો અભયાસ કરવા પછી ૧૯૦૧ માં પોતીકા બાપીકાં ધંધામાં જોડાઈ તેનો સઘલો કારોબાર પોતાની જાતી અક્કલ, હુશીયારી અને બાહોશીથી ચલાવી ભવીશયની ઘણી સારી આશા બતાવી રહયા હતા. એવો જામે જમશેદ સ્ટીમ પ્રીટીંગ વરકસના મેનેજર હોવા ઉપરાંત એક અછા લખનાર હતાં જેની સાબેતી એમના અધીપતી પણા હેઠલ નીકળતાં પખવાડીક ચોપાનયા ગપ-સપ પરથી માલમ પડે છે. આ ચોપાનયાંને મરહુમે ટુંક મુદતમાં ઘણું વધારી સારી પંકતીએ મેલયું હતું. મરહુમના પીતા શેઠ જાંગીરજી મરઝબાન બે વરસની વાત ઉપર યુરોપની મુશાફરીએ ગયા હતા ત્યારે મરહુમ શેઠ રૂશતમે પોતાના ભાઈ શેઠ ફીરોઝની સાથે છાપાખાનાનો તેમજ જામે જમશેદનો સઘલો કારોબાર ઘણોજ બાહોશીથી ચલાવયો હતો. એવણ ઘણા મળતાવડા અને સાલેસ હોવાસાથ અકકલ હોશીઆરી ધરાવનારા ઘણા ચંચળ જવાન હતા અને પોતાના મીલનસાર સ્વભાવથી એક મોટું મીત્ર મંડળ

એવણે પોતાની આસપાસ ભેગું કરયું હતું. આવા એક સારી આશા આપનારા સપુતના મરણ થી શેઠ જાંગીર મરઝબાન અને તેમના કુટુંબ ઉપર જે આફત આવી પડી હતી તે માટે શરવેની દીલસોજી ખેંચાઈ હતી. મરહુમના મરણની દલગીરી દેખાડનારા જુદે જુદે ઠેકાણેથી ઘણા સંદેશાહો મળ્યા હતા.

અત્રેના જાણીતા અને માનપામેલા શેહેરી શેઠ દોરાબજી દીનશાહ એડનવાલા ૭૪ વરસની ઉમરે રોજ ૧૧ મે માહા ૮ માને દીને મરણ પામયા હતા. મરહુમ લાનોલી ખાતે હવા ફેરબદલ કરવા ગયા હતા ત્યાં વૃધ વયેને લીધે હુરદયના ધબકારા બંધ પડવાથી મરણ નીપજયું હતું. ત્યાંથી એવણના રવાનને મુંબઇ ખાતે લાવી અવલમંજલ પહોંચાડવામાં આવ્યું હતું. જે વેલા એવણને સેવટનું માન આપવાને એક મોટી મીજલશ એકઠી મલી હતી. ૧૮૩૯ માં એડન અંગ્રેજ સરકારે લીધા પછી થોડા વરસે મરહુમ શેઠ દોરાબજી એડન ખાતે પી. એ. કંપનીના મદદનીશ તરીકે ગયા હતા અને પોતાની જાતી મેહેનત તથા ચંચલાઈથી એ કંપનીનો આગબોટોનો વેહવાર ઘણો વધારી મેલ્યો હતો. એ પછી થોડા વરસ રહીને મરહુમ શેઠે પોતાના પ્રખયાત ભાઇ મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડન વાલા સી. આઇ. ઈ. સાથ સને ૧૮૫૦ થી એડનમાં વેપાર કરવા માંડયો હતો. એવો પોતાની ચાલાકી તથા પરમાણીકપણાથી ઘણા મોટા વીસતારમાં વેપાર કરવા લાગા હતા. અને એવોની પેહેડી શેઠો કાવસજી દીનશાહ પેઢીને નામે યુરોપ અને આખા હીંન્દમાં પ્રસીધ છે. પાછળથી એ પેઢીએ સરકારી મોટા કનટરાકો લેવા માડયાં હતાં અને મોટી સ્ટીમર કંપનીની એડનમાં એજનસીઓ પણ મેલવી હતી. એ ઉપરાંત સોમાલી લેંડ, જંગબાર, મુંબઈ વગેરે ઠેકાણે મોટા પાયા ઉપર વેપાર ચલાવતા હતા. એડન મધે મરહુમ શેઠ દોરાબજી પણ પોતાના મરહુમ ભાઈ શેઠ કાવશજીની માફક લાંબો વખત રહ્યા હતા અને ત્યાં આવતા જતા સરવે જણાઓ સાથ ઘણીજ મીલનસારીથી વરતતા હતા. કેટલાક વરસ થયા એઓએ પોતાનું આંખોનું તુર ગુમાવ્યું હતું તોપણ હમેશા પોતાની પેઢીપર ફેરો મારી દરેક કામકાજની જાતી તપાસ રાખતા હતા. એજ સ્થીતીમાં એઓ એક વાર પાછા એડન પણ જઈ આવ્યા હતા. ૩૦ વરસ થયા એવણ એડન મધે પોરટુગલ તથા સપેનના કોનસલ તરીકેના ઓધા ઉપર હતા. હાલના શેહેનશાહ એડવરડનો વડો દીકરો શાહજાદો આલબરટ વીકટર હીંદુસ્તાન ફરવાને આવ્યો, તે તા૦ ૪ થી નવેમબર ૧૮૮૯ ને દીને એડન પહેલ વહેલો આવી પુગવાથી તેને ત્યાંના વેપારીઓના વડા તરીકે એવણ શેઠે પોતાના ભાઇ શેઠ કાવસજીની ગેરહાજરીમાં ત્યાંની રઇયત તરફનું માનપત્ર સટીમરપર જઈ એનાયત કીધું હતું. પોરટુગલની સરકારે એડન ખાતેનાં પોતાનાં કોનસલ તરીકેની સેવાની પીછાનમાં ૧૮૯૨ ના મે માસમાં એવણને નાઇટ કમાનડર ઓફ ધી રોયલ મીલીટરી ઓરડર ઓફ અવર લેડી ઓફ કનસેપશન ઓફ વીલા વીકોઝાનો ખેતાબ તથા તેને લગતો ચાંદ બક્ષયો હતો. જંગબાર મધે ૧૮૯૫ માં એઓએ પારસીઓના વપરાસ માટે એક દરેહમેહેર બંધાવી પરથાવી હતી. એ દરેહમેહેર ૧૯૦૫ માં એવણેજ ફરી કુશાદે બંધાવી હતી. પુનાની મરહુમ શેઠ સોરાબજી રતનજી પટેલવાળી દરેહમેહેરમાં એવણે પોતાનાં ધણીઆણી મરહુમ બાઈ ડોસીબાઇની યાદમાં સને ૧૯૦૨ ના આગસટ માસમાં મુકતાદ વગેરેનાં કારણસર 'ફ્રવરદેગાન હોલ' બંધાવી આપયા હતા. ૧૯૦૩ માં લાનોલી મધે અંજુમનના ઉધરાતથી બંધાયલાં દોખમાની સામે એવણે પોતાને ખરચે એક સઘડી બંધાવી પરથાવી હતી. મરહુમે એડન મધે ૫૦ વરસનો વસવાટ પુરો કરવાથી મરહુમ શેઠની જયુબીલી ત્યાં થોડા વરસની વાતપર ઘણી ધામધુમ સહીત પાળવામાં આવી હતી. પોતાના એડન ખાતેનાં લાંબા રહેવાસ દરમયાન એડનની જરથોસ્તી અંજુમન તથા દેશી કોમના અકાબર તરીકે એમણે કીમતી સેવા બજાવી હતી અને ત્યાંની જરથોસતી કોમના લાભ અરથે પોતાથી બનતી દરેક મદદ આપતા રહયા હતા. પોતાના મહજબ ઉપર એ શેઠ પોતાના વડા ભાઈની માફક ઘણા ચુસત તથા યકીનદાર હતા.

અમદનગરના જાણીતા રહીશ શેઠ દોરાબજી રૂશતમજી ભરૂચા ૯૧ વરસની વયે રોજ ૨૫ મે માહા ૮ માને દીને અહેમદનગર ખાતે મરણ પામયા હતા. મરહુમનો જનમભી અહમદનગર ખાતેજ થયો હતો અને લગભગ ૬૩ વરસ થયા મરહુમે ત્યાં વેલાતી દારની દુકાન કાઢી હતી. મર હુમે કેટલોક વખત થયા આંખનું તુર ખોયું હતું અને તે પછી આખો દીવસ તે સાહેબની યાદમાં

જપ કરવામાં ગુજારતા હતા. મરહુમ ઘણા ધરમ ચુસ્ત હતા. તેમજ મરહુમ આની પારસી પંચાયતના એક અકાબર હતા.

શેઠ હોરમજી એદલજી દાવર ૭૪ વરસની વયે રોજ ૧૩ મે માહા ૯ માને દીને બેહસતનશીન થયા હતા. મરહુમ આગલા એલફીનસટોનીયનોમાના એક હતા. તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૫૦ ને દીને હીંદુસ્તાનના ગવરનર જનરલ મારકવીસ ઓફ ડેલાઉઝીને પોતાને હાથે એવણુને કલેર સકોલરની પદવી એનાયત કીધી હતી. એ પછી ૧૮૫૧ માં વેસટ સકોલર અને ૧૮૫૩માં નોરમલ સકોલરની ઉંચી પદવી એવણુને મલી હતી. સટુડંટસ લીટરરી એંડ સાયનટીફીક સોસાયટીના એવણુ ઓનરરી સેકરેટરી હતા. એ મંડલીના સંબંધમાં ઈંગ્રેજી ભાષામાં ૧૮૫૦ માં ટયુટર વંશના રાજાઓના વખતમાં ઈંગ્રેજ લોકની હાલત, ૧૮૫૧ માં દરીયાઈ વીમા વીષે અને ૧૮૫૨ માં મુંબઈના પારસીઓની વરતાણુંક વીષે ત્રણુ નીબંધો વાંચયા હતા. ૧૮૫૪ માં એવણુ એલફીનસટન ઈનસટીટયુટના શીક્ષક નેમાયા હતા. થોડા મહીના પછી એવણુ મેશરશ કામાની કુંપનીમાં જોડાઈ કલકતે અને તે પછી ચીન ગયા હતા. ૧૮૫૮ માં જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડલી ઉભી થઈ તેની બાહાર કોટની સાખાના એવણુ આનરરી ઉપરી હતા. ૧૮૬૭ માં એવણે પોતાના ભાઈ શેઠ ફરામજી એદલજીની પેહડીમાં જોડાઈ કેટલાક વરસ સુધી સાથે વેપાર ચલાવયો હતો. તે પછી છેલા શેઠો તાતાની કંપનીને લગતા દરેક ખાતાંઓના એવણુ ઓડીટર હતા.

શેઠ ડોશાભાઈ નશરવાનજી કાંગા, વકીલ નવસારી ખાતે રોજ ૧૫ મે માહા ૯ માંને દીને બેહસતનસીન થયા હતા. મરહુમે નવસારીની સર કાવસજી જહાંગીર મદરેસામાં કેલવણી લઈ મેકટરીકની પરીક્ષા પસાર કરી વકીલનો અભીયાસ કરવાનો ચાલુ રાખી વડોદરાની વરીસટ કોરટમાં નોકરી મેળવી હતી. મરહુમે ડીસ્ત્રીકટ પલીડરની પરીક્ષા પસાર કરવા પછી થોડા વરસ રહીને એવણુને નવસારીના પોલીસ પ્રોસીકયુટર નેમવામાં આવ્યા હતા. મરહુમે પોતાની નોકરી દરમયાન ટુક વખતમાં પોતાની હુશીયારી તેમજ માયાકુલ સ્વભાવથી એવણે વકીલ તરીકે ઘણી ખાનગી ઘરાકી મેલવી હતી. પણ મરહુમને ખઈની ભયંકર બીમારી લાગુ પડવાથી પોતાનો ધંધો છોડી દીધો હતો. એનેજ લીધે ટુંક મુદતમાં મરહુમનું મરણુ નીપજયું હતું.

શેઠ ધનજીભાઈ ખરશેદજી રતનાગર ૭૫ વરસની બુઝરગ વયે રોજ ૨ જો માહા ૧૦ માને દીને બેહેસ્તનશીન થયા હતા. મરહુમ શેઠ આગલા વખતના એક જાણીતા વેપારી હતા અને પહેલ વહેલા કામાવાલાઓની પેહેડી તરફથી ચીન ખાતે વેપારના કામસર ગયા હતા. એ પછી સને ૧૮૬૧ ના મે મહીનામાં લંડન મધેની શેઠો કામાની કંપનીના મેનેજર તરીકે મરહુમને નેમવામાં આવ્યા હતા. એજ વરસમાં લંડનમાં સ્થાપાયલાં જરથોસતીઓના ધરમના ફંડની કારોબારી મંડળીના એવણુને એક અધીકારી નેમવામાં આવ્યા હતા. એ ઓધો એવણે ૧૮૬૪ સુધી ભોગવ્યો હતો. એ પછી એવણે મુંબઈ, સીંગાપોર અને પીનાંગમાં જુદી જુદી કંમપનીને નામે પોતાનો જુદો વેપાર ચલાવવા માંડયો હતો, જેનો વહીવટ સને ૧૮૮૫ ના દીસેમબરથી બંધ કરયો હતો. મરહુમ શેઠ ધનજીભાઈ વેપારના કામમાં ઘણા કુશળ હોવાથી પોતાની પેઢી બંધ થવા પછીબી એવણે જુદી જુદી વેપારી પેહેડીઓમાં નોકરી કીધી હતી.

શેઠ દોરાબજી શાપુરજી તારાપોરવાલા રોજ ૨૦ મો માહા ૧૦ માને દીને તારાપોર ખાતે લાંબા વખતની માદગી ભોગવી મરણુ પામયા હતા. મરહુમ ઘણા એકમારગી ખવાસના અને રાંક હતા. એવણે પોતાની જીંદગીનો મોટો ભાગ દેહણુ તાલુકાના કાંસા તથા વરોની ગામોમાં ખેતીવાડીના કામમાં ગાળયો હતો. એવણુને દેશી વઇદાનો અનુભવ હોવાથી ગરીબ ગુરબાને પોતાની ગીરોથી મુફત દવા દારૂ આપતા હતા. તારાપોર કસબામાં એવણુનું ખાનદાન જાણીતું હોવાથી એવણુ દોરાબજી શેઠને નામે ઓળખાતા હતા.

શેઠ પીરોજશાહ કાવસજી પોંહોચા ૭૩ વરસની વયે રોજ ૮ મો માહા ૧૧ માને દીને મરણુ પામયા હતા. એવણે ૧૮૫૪ માં અત્રેની એલફીનસતન ઈનસટીટયુટ મધેથી કલેર સકોલરની પદવી મેળવીયા બાદ શેઠો કામાની કંપની તરફથી ઈંગલંડ ગયા હતા. ૧૮૯૮ માં એવણે યુનીવરસલ કેલકયુલેટર નામનું ગણત્રીઓને લગતું એક પુસતક પ્રગટ કરી તે શેઠ દાદાભાઈ નવરોજજીને અરપણુ કીધું હતું. એ પુસતક વેપારી મંડળોમાં ઘણું વખણાયું હતું.

શેઠ જમશેદજી રૂસતમજી ઉમરીગર ભાવનગર ખાતે ફેફસાની બીમારીથી ૨૯ વરસની વયે રોજ ૧૨ મે માહા ૧૧ માને દીને મરણ પામયા હતા. મરહુમ ઘણા મીલનસાર સવભાવના હતા અને એવણ ત્યાંના દરબારી ઘાસ ખાતાના ઉપરી હતા. મરહુમે ૧૯૦૪ માં જમશીદ વીલાસવાણી નામની ચોપડી પ્રગટ કીધી હતી. એવણ ગુજરાતી સાહીત્યના એક ઉમંગી અભીયાસી હતા તેમજ કાવય શકતી પણ ધરાવતા. મરહુમની તબીયત ભયંકર જણાવવાથી મુંબઈથી ડાકટર સરવેયરને મોટા ખરચે બોલાવવામાં આવ્યા હતા પણ અંતે એવણનું મરણ નીપજ્યું હતું.

શેઠ એદલજી રૂશતમજી રીપોરટર જેવા એક ઘણા જાણીતા અને માણીતા થયલા બુજરોગ ગૃહસ્થનું મરણ લખતાં ખરેખર દલગીરી ઉપજે છે. એવો જાતે ઘણાં પરમારથી હતા અને રશતે ચાલતાં કોઈનુંબી કામ કરી આપે તેવા પરદુખ ભંજન હતા. એવણની આખી જીંદગી જાહેર કામોમાં આગેવાંની લેવામાંજ ગુજરેલી હોવાથી લોકોમાં જગ જાંણીતા અને ભલમણશાઇ ભરેલા થઈ લાગા હતા. એવોનો જનમ તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૨૮ને દીને થયલો હતો અને મરણ હેદરાબાદ ખાતે તા૦ ૬ ઠી આગશટ ૧૯૦૭ એટલે રોજ ૨૭ મો માહા ૧૧ માને દીને માત્ર બે ચાર દીવશની શેહજ નબલાઈની બીમારી ભોગવીને ૭૯ વરશની વરૂધ વયે હરૂદય બંધ પડવાથી રાતના બીછાંનાં ઉપરજ હક થયા હતા, યાને મરહુમ જેમ ખરા ઇમાનદાર શરવેનું એક શરખું ભલું ઇચ્છનારા જાતે ભલા ખવાશના હતા, તેમ તેમનું મરણ પણ ખાલેશ રીતેજ નીપજયું હતું. શેઠ એદલજીનો જનમ સુરત જીલ્લાના અમરોલી શેહેરમાં થયો હતો, જયાથી મુંબઇ આવી એલફીનસતન ઇનસટીટયુશનમાં કેળવણી લઇ નોરમલ સકોલર તરીકે બહાર પડયા હતા. તે વેળાએ કેળવણી ખાતાંના પ્રીનસીપાલના ઓધા ઉપર પ્રખયાત ડા૦ જોન હારકનેસ હતા. મરહુમ ૧૮૫૧ માં કેલવણી ખાતાંની મુંબાદેવીની શાખામાં શીક્ષક તરીકે નેમાયા હતા જે પછી તેવણ માત્ર એકજ વરસમાં બોંબે ગેઝેટના સટાફમાં રીપોરટર તરીકે જોડાયા હતા. તે વેળા એ પત્રના માલેક અને અધીપતી મી૦ જોન કોનન, એમ. એ. હતા, જેવણને મરહુમે રીપોરટર તરીકેની તેમજ બીજી વીશવાસુ ફરજો બજાવવામાં એટલો બધો સંતોષ આપયો હતો કે તેવણને એ પારસી રીપોરટર માટે ઘણુંજ ઉંચુ મત હતું. મી૦ જોન કોનને એ મરહુમ રીપોરટરને આપેલી એક ઉંચી સરટીફીકેટમાં જણાવયું હતું કે "એદલજી અસાધારણ સરસ ઇંગ્રેજી લખી શકે છે, બલકે અત્રેના વરતમાન પત્રોમાંના ઇંગ્રેજો કરતાં પણ વધારે સારૂં ઇંગ્રેજી લખી શકે છે," ૧૮૫૭ માં ગેઝેટ છોડી ગયા હતા જે વેળા કામચલાઉ અધીપતી મી૦ જાન મોસને એવોનો સંબંધ ગેઝેટથી છુટો થવા માટે દલગીરી બતાવી તેવણની ભવીશયની કારકીરદીને ફતેહ ઇચ્છી હતી. એ પછી એવો સરકારી નોકરીમાં દાખલ થયા હતા. સુરત અને ભરૂચ ખાતે ઇનામી જમીનના સંબંધમાં ખાસ કામ ઉપર નેમાયલા મી૦ ઈ. ડબલ્યુ. રેવનસક્રાફતના ખાતાંમાં મદદનીશના ઓધા ઉપર નેમાયા હતા, જે પછી ૧૮૬૦ માં તેવણ સુરત શહેરના ઈનકમટેક્ષ એસેસર થયા હતા અને તે ફરજો ઘણીજ ઉતમ રીતે બજાવી સરકારની સતુતી મેળવી હતી. ૧૮૬૮માં એવણ પાછા મુંબઈ આવયા હતા અને મુંબઈ મયુનીસીપાલીટીમાં વીહીલ ટેક્ષના કલેકતરના ઓધા ઉપર નેમાયા હતા. તે વેળા મયુનીસીપલ કમીશનર મી૦ આરથર કરાફરડ હતા તે વખતે એવોએ ગાડાંવાલાઓની કેટલીક ઠગાઈ પકડી કહાડી હતી. તે પછી ૧૮૮૧ માં એસીસતંત એસેસરના ઓધા ઉપર મોટા દરમાએ નેમાયા હતા. તેવારે એ ઓધાની ફરજો ઘણી સંતોશકારક રીતે બજાવી હતી અને તેવણ મયુનીસીપાલીટીને ઘણા ઉપયોગી થઈ પડયા હતા. કેટલીક મોટી ઠગાઈઓ એવણે પકડી આપી હતી અને તે માટે તેવણનો તે વેળાના કમીશનરે આભાર માનયો હતા. મી૦ ચારલસ ઓલીવંતના વખતમાં મરહુમ મયુનીસીપાલ નોકરીમાંથી પેનશન ઉપર રીટાયર થયા હતા. અને તયાર પછી મીલોના સુતરના વેપારમાં પડયા હતા. મરહુમનું અંગરેજી ભાશાનું જ્ઞાન ઘણું શરશ હતું, અને અંગરેજી પત્રોનાં રીપોરટ લખવા ઉપરાંત કોનટરીબ્યુટર તરીકેના ઘણા અછાં ઈંગરેજી લખાંણો કરતા હતા, તેમ કેટલાંક ભાશણો પણ ઉંચી ઈંગરેજીમાં કરેલાં હોવાથી ઘણાં વખણાયાં હતાં. એવણ વલી હીમતેબી પુર હતા. જેનાં દાખલામાં એક વેલા સુરતના એક જડજે પારસી જોડા ઉતરાવવા માગયા તેમાં એવણ પોતાના ધરમની રૂહે ઘણાં બલતવારીથી સામે થયા હતા. વલી એવો પોતાની જુવાનીમાં એક વાનલટીયર પણ થયા હતા. મરહુમ એક સુલેહના અમલદારનું અને પારશી મેટરીમોનીયલ કોરટનાં ડેલીગેટનું માનપણુ નામદાર શરકારથી મેલવવા પાંમયા હતા. પોતાનાં ઉંચા અંગરેજી જ્ઞાનની બરખતથી સરકાર દર

બારમાં અરજીઓ કરવા વીગરેના પારશીઓને લગતાં જાહેર કામોમાં ઘણો અછો ભાગ બજાવયો હતો. કેટલીક કંપનીઓના શેકરેટરી વીગરેના કેટલાક ઓધાપર પણ તેમાંથી હતો. છેલ્લા આશરે ૭ વરસ થયાં સીકંદરાબાદ ખાતે પોતાના એક ભલા બેટા લેફતનંત કરનલ માણેકજી એદલજી રીપોર્ટર જેવણ રીટાયર થયલા છે તેવણુની સાથ રહેતા હતા, ત્યાંજ મરણ પામયા હતા.

પુણાનાં જાણીતા ડાકટર જમશેદજી ફરામજી કોલાપુરવાળાના માતાજી બાઈ રતનબાઇ ૯૦ વરસની બુઝરગ ઉમરે રોજ ૧૫ મો માહા ૧૨ માને દીને પુણા ખાતે મરણ પામયાં હતાં. તેવણુની પાયદસ તની ક્રીયા વખતે મોટી મીજલસ ભેગી મળી હતી. મરનાર બાઇએ પોતાની જીંદગી દરમયાન ઘણાંક ધરમનાં કામો કરયાં હતાં. તેમાં રૂ ૧૦ હજારની નાદર રકમ મુંબઇવાળી રાહનુંમાએ સભાને તેવણુનાં ધણી મરહુમ શેઠ ફરામજીએ એ બાઇની ખાસ ફરમાસથી કરી હતી.

આપણાં શેહેરના એક બુઝરગ જાણીતા વેપારી શેઠ જીજીભાઈ જહાંગીર લામ ૭૩ વરસની વયે રોજ ૨૬ મો માહા ૧૨ માને દીને દેવલાલી ખાતે હક થયા હતા. શરૂઆતથી તેવણ વેપારમાં પડયા હતા. કલકતા ખાતે પણ તેવણે પોતાની ઓફીસ ઉઘાડી હતી, જે પાછળથી બંધ કરીને તેવણ મુંબઇમાંજ વેપાર ચલાવતા હતા. આશરે પાંચ વરસની વાતપર તેવણે શેઠ જાંગીર નામનો પોતાનો એક પુરો બેટો ગુમાવયો હતો કે જે શેઠ જીજીભાઇના જમણા હાથ મીસાલ હતો. એ બેટાનાં મરણ પછી તેવણ ધીમે ધીમે પોતાનાં કામકાજમાંથી રીટાયર થવા લાગયા હતા. મરનારની તબીયત લથડતી ચાલવાથી તેવણ દેવલાલી ગયા હતા, જયાં તેવણ હક થયા હતા. તેવણના રવાનને મુંબઇ લાવી અવલમંજલ પહોંચાડવામાં આવયું હતું. મરનાર ઘણા મળતાવડા સ્વભાવના હોવાથી તેવણે પોતાની આસપાસ એક મોટું મીત્ર મંડળ ભેગું કરયું હતું.

---


જાહેર ખબરો.

**મુંબઈમાં આજકાલ ઘણા નવા હાડવૈદ નીકળી આવ્યા છે તેથી સંભાળજો.**

# ૨૭ વરસનો અનુભવ મેલવેલા હાડવૈદ

**મરહુમ ભીમજીની છોકરીના છોકરા**

# મરહુમ અરદેશર પેશતનજીવાળી દુકાન.

હું નીચે સહી કરનાર સરવે ખાશો આમને જણાવવાની રજા લઉંછું કે હમો પણ લાંબો અનુભવ મેલવીને આજ લાંબો વખત થયા બાહેર પડેલા છઈએ અને હાથ, પગ અથવા કોઈબી સાંધાના ભાંગેલા—ઉતરેલા અથવા લચકાયલા દરદો ઘણીજ હુશીઆરીથી અને આશાનીથી દુરૂસ્ત કરવામાં આવશે. અમારી પાસે ઘણાજ આબરૂવાલા ગ્રહસ્થોની સરટીફીકેટો છે. બહારગામ જયાં બોલાવશે ત્યાં તરત આવશું. ગરીબોની દવા મફત કરવામાં આવશે.

**મેલાપ દીવસના અથવા રાતના નીચે લખેલે ઠેકાણે થશે.**

**ઠેકાણું**—ચરનીવાડી, વાડીઆજીના આતસબેહેરામની સામે, મરહુમ ડા૦ રૂશતમજી ખોરીની પાસે, નંબર ૧૨૭.

**અરદેશર દાદાભાઇ હાડવૈદ.**

જાહેર ખબર.

# Greaves, Cotton & CO.,

# ગ્રીવ્સ, કૉટનની કુંપની,

## ઇજનેરો અને સાંચાકામ મંગાવનારા,

૧, ફૉર્બ્સ સ્ટ્રીટ, કોટ-મુંબઈ.




દરેક જાતનાં સાંચાકામ મંગાવનારા; ખાસ જીનીંગ અને પ્રેસ ફેકટરી તથા સ્પીનીંગ અને વીવીંગ મીલોને લગતા દરેક સાંચાકામ અને સામાન પુરા પાડનારા અને ડીઝાઇન કરનારા.

**મુંબઇમાં સરવે માલ મોટા જથામાં રાખવામાં આવે છે.**

# ગ્રીવ્સ, કૉટનની કુંપની,

## નીચલા કારખાનાવાલાઓનાં એકલા આડત્યા.

મેસરસ હાવર્ડ એન્ડ બુલો લીο ... ૩ કાંતવાનું સાંચાકામ.
,, હેનરી લીવઝી લીο ... ... કાપડ બનાવવાનું સાંચાકામ.
,, વીલીયમ રેધમ એન્ડ કુંο લીο રૂના કચરામાંથી સુતર બનાવવાનું સાંચાકામ.
,, મેધર એન્ડ પ્લાટ લીο ... ... રંગવાનું, બ્લીચીંગનું અને ફીનીશીંગનું સાંચાકામ.
,, જોસફ સાઇકસ બ્રધર્સ લીο ... કાર્ડની શીલેટ.
,, ડ્રૉન્સફીલ્ડ બ્રધર્સ લીο ... ... શીલેટ ચઢાવવાનું, અને ટેસ્ટીંગનું, સાંચાકામ

મેસરસ પેટર્સ એન્ડ ચૉમ ... ... મોટાં મીલ એનજીન, ગીયરીંગ.
,, રસ્ટન પ્રૉક્ટોર એન્ડ કુંο લીο સ્ટીમ અને ઑઇલ એનજીન.
,, ટીન્કર શૅન્ટન એન્ડ કુંο લીο... બૉઇલરો.
,, ફ્રૅનક પર્ન એન્ડ કુંο લીο ... પાણીના બમ્બા.
,, પીટર્સ યૉર્કશીયર મશીન કુંο વર્કશૉપના સાંચા તથા ઓજારો.
,, ઇ. આર. એન્ડ એફ. ટરનર લીο આટો દળવાનું સાંચાકામ.
,, જહૉન ઑરમેરોડ એન્ડ સન્સ લીο ચાંમડાંના પટા.
,, વીલ્યમ કેનીઅન એન્ડ કુંο લીο સુતરનાં દોરડાં.
,, બેલ્સ એસબેસટૉસ કુંο લીο ... એસબેસટૉસનો સામાન.

ઉપર જણાવેલા જાણીતા સાંચા બનાવનારાનાં જેવાં સરસ સાંચાકામ બીજાઓને ત્યાંથી તમોને મલશે નહી, તે વીશે હમારે ત્યાં આવવાથી તમોને દરેક રીતે સંતોષ આપવામાં આવશે.

# માહ ૧ લો ફરવરદીન શેહેનશાહી શને ૧૨૭૭ યજદેજરદી.

| પારશીઓના તીશે રોજ-તેના નામ શાથે | વાર. | ઈંગ્રેજી તારીખ | હીંદુ તીથી | કદમી જરથોસ્તીઓનો રોજ ૧ થી ૩૦ સુધી, માહ ૨ જો અરદીબેહશત કદમી શને ૧૨૭૭ યજદેજરદી. ઈ૦ તા૦ ૧૪ મી સપટેમબરથી ૧૩ મી અકટોબર ૧૯૦૭ સુધી. હીંદુઓના સંવત ૧૯૬૩ના ભાદરવા સુદ ૭ ને વાર શનીથી તે આશો સુદ ૬ ને વાર રવી સુધી. |
|---|---|---|---|---|
| ૧-અહુરમજદ | શની | ૧૪ | ૭ | શેહેનશાહી "નોરોજ" (પપેતી.) જરથોસ્તીઓનું યજદેજરદી સને ૧૨૭૭નું નવું વરસ. ગવરી પુંજવાનો દીવસ. |
| ૨-બેહમન... | રવી. | ૧૫ | ૮ | ગવરી વીસરજન કરવાનો દહાડો. |
| ૩-અરદીબેસ્ત | સોમ. | ૧૬ | ૯ | હમકારો, શે૦ રપીથવન છજવાનો દીવસ-કદમી અરદીબેસત અમસાસપંદનું જશન. |
| ૪-શેહરેવર... | ભોમ | ૧૭ | ૧૦ | પોરટુગીસોએ રાજા ચાર્લસને મુંબઇ રીતમાં આપ્યું, ૧૬૬૨. |
| ૫-સપંદારમદ | બુધ. | ૧૮ | ૧૧ | શેઠ નવરોજી ફરદુ૦ શી. આઇ. ઇ. ગુજર્યા. ૧૮૮૫ |
| ૬-ખુરદાદ ... | ગુરૂ. | ૧૯ | ૧૨ | શેનશાહીઓનો ખોરદાદશાલ,(ખાશ લોકોનો નોરોજ,)પેગંબર જરથોસ્તનો જન્મ દીવસ. |
| ૭-અમરદાદ.. | શુકર | ૨૦ | ૧૪ | શે૦ અમરદાદસાલ (વળાવો). |
| ૮-દેપાદર.... | શની | ૨૧ | ૧૫ | |
| ૯-આદર..... | રવી. | ૨૨ | ૧ | હમકારો. કોલાબામાં ઓરસ. |
| ૧૦-આવાં..... | સોમ | ૨૩ | ૨ | ઇસ્ટ ઇંડીયા કંપની સ્થાપી, ૧૬૦૦. મોટી રેલ આવી. |
| ૧૧-ખુરશીદ.... | ભોમ | ૨૪ | ૩ | કદમીઓનાં "મેદીઓજરેમ" ઘંમબાર.૧૮૭૫માં અમદાવાદમાં |
| ૧૨-મોહોર..... | બુધ. | ૨૫ | ૪ | સંકટચોથ. ૧૮૫૭ માં જનરલ હેવલાકે લખનોર છોડવ્યું. "આરટશ" એકઝીબીશન ઉઘડયું. ૧૮૭૨. |
| ૧૩-તીર....... | ગુરૂ.. | ૨૬ | ૫ | નાશ થયો, ૧૮૮૩. શીમલાનું "પ્રાઇન |
| ૧૪-ગોશ ...... | શુકર | ૨૭ | ૬ | જાવામાં જવાલામુખી પરવત ફાટાથી એક લાખ માણસોનો |
| ૧૫-દેપમેહર ... | શની | ૨૮ | ૭ | પત્રોનો પોરટેજ અરધો આનો થયો. ૧૮૭૧. |
| ૧૬-મેહર....... | રવી. | ૨૯ | ૮ | તાર ઉઘડયો. હીંદુસ્થાનનાં વર્તમાન બંધ થયો. ૧૮૫૯ માં રાતા સમુદ્રનો |
| ૧૭-સરોસ..... | સોમ | ૩૦ | ૮ | હમકારો. ઇસ્વી સને ૧૮૬૫ નો ૨૮ મો કાયદો ૧૮૬૭ માં |
| ૧૮-રશને...... | ભોમ | ૧ | ૯ | અકટોબર માસ. લંડનની યુનીવરસીટી ઉઘડી ૧૮૨૮. |
| ૧૯-ફરવરદીન. | બુધ. | ૨ | ૧૦ | શેહેનશાહી ફરવરદીઆનનું જશન. પુણામાં શેઠ હો૦ શે૦ તાડીવાલાની ધરમશાલાને વરશ ૩૯ મું. મુંબઇમાંનાં મોદી હીરજી વાછાગાંધીનાં દુખમાંને ૨૩૯ મું, માં૦ ન૦ શેઠનાવાલાંને ૧૫૩ મું, ગંદેવીમાંનાં અનજુમનનાં દખમાંને ૧૮૪ મું. નવશારીની મલેશ્રેરની અનજુમનની દરેમેહરને ૧૧૧ મું બેઠું. |
| ૨૦-બેહરાંમ.... | ગુરૂ. | ૩ | ૧૧ | હમકારો. એડનવાલી શેઠ કા૦ દી૦ની દરેમેહરને વરસ૨૫મું. સુરતવાલા ખાનશાહેબ બે૦ પા૦ કોટવાલ ગુજરયા, ય૦ ૧૨૨૦. |
| ૨૧-રાંમ....... | શુકર | ૪ | ૧૨ | ૧૮૬૪ માં કલકતામાં મોટું તોફાન થયું. ૧૮૦૫ માં લોરડ કોરનવેલીસ મરણ પાંમયો. |
| ૨૨-ગુવાદ...... | શની | ૫ | ૧૩ | |
| ૨૩-દેપદીન.... | રવી. | ૬ | ૧૪ | ફસલી-આજુરમાસ,નવું વર્ષ સને ૧૩૧૭મું. [મુંબઇ ગાસલાઇટ થઇ, ૧૮૬૫ ગંગાનદીપર ધરતી કંપથી ૩લાખ માણસ મુઆં,૧૭૩૭. |
| ૨૪-દીન...... | સોમ | ૭ | ૩૦ | [૧૮૭૪. |
| ૨૫-અરશીસવંગ | ભોમ | ૮ | ૧ | આસો માસ, ચાંદરાત, નોરતાં બેઠાં, નીઝાંમ સ્ટેટ રેલવે ઉઘડી, |
| ૨૬-આસતાદ.. | બુધ | ૯ | ૨ | રમજાન માસ. [સ્થાન આવવા ઇંગલંડથી નીકલ્યો, ૧૮૭૫. |
| ૨૭-આસમાંન.. | ગુરૂ. | ૧૦ | ૩ | ૧૪૯૨ માં કોલંમબસે અમેરીકા શોધ્યું. પ્રી૦ આફ વેલ્સ હીંદુ- |
| ૨૮-જમીઆદ. | શુકર. | ૧૧ | ૪ | કાબુલમાં અંગરેજો જાસતીથી દાખલ થયા, ૧૮૪૧. |
| ૨૯-મારેસપંદ. | શની. | ૧૨ | ૫ | |
| ૩૦-અનેરાં ... | રવી.. | ૧૩ | ૬ | દીલીના શેહનશાહ અકબરનું મરણ, ૧૬૦૫. |

# માહા ૨ જો અરદીબેહસ્ત શેહેનશાહી શને ૧૨૭૭ યજદેજરદી.

| પારશીઓના તીશે રોજ—તેના નામ સાથે. | વાર. | ઈંગ્રેજી તારીખ | હીંદુ તીથી | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ સુધી, માહા ૩ જો ખુરદાદ શને ૧૨૭૭ યજદેજરદી. ઈ૦ તા૦ ૧૪મી અકટોબરથી તા૦ ૧૨મી નવેમબર ૧૯૦૭ સુધી. હીંદુઓના સંવત ૧૯૬૩ ના આશો સુદ ૮ ને વાર શોમથી તે સંવત ૧૯૬૪ના કારતક સુદ ૭ ને વાર ભોમ સુધી. |
|---|---|---|---|---|
| ૧—અહુરમજદ | સોમ | ૧૪ | ૮ | માહા ૩જો ખુરદાદ ક. દીલીના પાદશાહ અકબરનો જનમ, ૧૫૪૨. |
| | | | | પનેજ ઉઘડી, ય૦ ૧૨૫૮. |
| ૨—બેહમન... | ભોમ | ૧૫ | ૯ | ૧૮૩૪માં પારલામેંટનું ઘર બલ્યું. ધી જ૦ ન૦ પીટીટ આર- |
| | | | | મુબઇનાં જરથોશતી અં૦ન૦ આતશબેહેરાંમને વરશ ૧૧ મું. |
| | | | | ૧૫મું વરશ બેઠું. હંમકારો-શેહેનશાહી અરદીબેસતનું જશન. |
| ૩-અરદીબેશત | બુધ. | ૧૬ | ૧૦ | દશેરા.—નોરતાં પુરાં થયાં. પુણાની ક૦ શેહેનશાહી દરેમેહરને |
| ૪—શેહરેવર... | ગુરૂ. | ૧૭ | ૧૧ | કાબુલના અમીર દોસ્ત મહમદની હાર થઇ ૧૮૪૦. ૧૮૬૫માં |
| ૫—સપંદારમદ | સુકર | ૧૮ | ૧૨ | [લાર્ડ પામરસ્ટનનું મરણ. |
| ૬—ખુરદાદ.... | શની | ૧૯ | ૧૩ | કદમી પારસીઓનું ખોરદાદ અમસાસપંદનું જશન. |
| ૭—અમરદાદ.. | રવી. | ૨૦ | ૧૪ | માંણેકથારી પુનેમ. |
| ૮—દેપાદર..... | શોમ | ૨૧ | ૧૫ | |
| ૯—આદર..... | ભોમ | ૨૨ | ૧ | હમકારો. ૧૮૬૯ માં અરલ આપ ડરબી મરણ પાંમ્યો. |
| ૧૦—આવાં...... | બુધ. | ૨૩ | ૨ | પુણેવાલા દસ્તુરજી સાહેબ ખા૦ બા૦ સરદાર નોસરવાંનજી |
| | | | | [ જામાસજી ગુજર્યા—યજદેજરદી ૧૨૫૪. |
| ૧૧—ખુરશીદ... | ગુરૂ.. | ૨૪ | ૩ | શેહેનશાહી 'મેદીઓજરેમ' ધબાર.પ૦નસ૦ પટેલના મજગાંમ- |
| ૧૨—મોહોર..... | શુકર | ૨૫ | ૪ | ડા૦કે૦નસ૦ બાહાદુરજીનો જન્મ,ય૦ ૧૨૩૦.[નાં આદ્રાનને ૬૩. |
| ૧૩—તીર....... | શની | ૨૬ | ૫ | |
| ૧૪—ગોસ...... | રવી. | ૨૭ | ૬ | ઝાંહાંગીર પાદશાહનું મરણ ઈ૦ સ૦ ૧૬૨૭. |
| ૧૫—દેપમેહર ... | સોમ | ૨૮ | ૭ | સર જ૦ જી૦ના શુરતનાં રૂશતમપુરાનાં આદરાંનને ૫૪ મું |
| ૧૬—મેહેર...... | ભોમ | ૨૯ | ૮ | આદરાંનને ૮૬મું.શા૦ શો૦કપાવાલાના આદરાંનને ૫૦ મું |
| | | | | ને૭૮મું.મુંબઇમાંના બાહેરકોટનાં મનચેરજી બમનજી શેઠના |
| | | | | શુરતના શેહેનશાહી આ૦ને૮૫મું.મું૦ના વાડીઆજીનાઆ૦ |
| | | | | રાંનોની સાલગરેહ,તેમાં નવસારીના આતશબેરાંમને૧૪૩ મું |
| ૧૭—શરોશ..... | બુધ. | ૩૦ | ૯ | હમકારો. શે. જરથોસ્તીઓના ૩ આતશબેહેરાંમો તથા આદ- |
| ૧૮—રશને...... | ગુરૂ. | ૩૧ | ૧૦ | ઇસ્ટ ઈંડીયા કુંપની શેઠેથી નામદાર માહારાંણીની સરકારે |
| ૧૯—ફરવરદીન.. | શુકર | ૧ | ૧૧ | નવેમબર. વેપારીઓને ચોપડા લા [વવાનું મુહુરત. હીંદુસ્થાન પોતાને સ્વાધીન લીધું ૧૮૫૮ માં. |
| ૨૦—બેહરાંમ ... | શની | ૨ | ૧૨ | વાઘ બારશ, હોરમસજી બ૦ વાડયાજીના ચરનીવાડીમાંનાં |
| | | | | આદરાંનને૧૦૩ મું. બાઇ હીરાંબાઇ ન૦ મા૦ |
| ૨૧—રાંમ... ... | રવી | ૩ | ૧૩ | ધનતેરશ. મુલાંવાલી નાગપોરની દરે૦ ૧૩ મું. વ૦ બેઠું. |
| ૨૨—ગુવાદ ..... | શોમ | ૪ | ૧૪ | કાલીચોદસ.—દીવાળી. આનરેબલ સર દીન૦ માંણે૦ પીટીટ |
| | | | | [ કલકતાની કાંઉનશીલનામેમ્બર નેમાયા, ૧૮૮૮. |
| ૨૩—દેપદીન.... | ભોમ | ૫ | ૩૦ | ચોપડા પુજન તથા લક્ષ્મી પુજનનો દીવસ. |
| ૨૪—દીન...... | બુધ. | ૬ | ૧ | કારતક માસ. હીંદુ નવું વર્ષ—સંવત ૧૯૬૪. વેલાતમાં પેહેલ- |
| | | | | વેહેલું ન્યુસ લંડન ગેઝેટ નીકલ્યું, ૧૮૬૫. આકોલા મધે |
| | | | | ખા. બા. દસ્તુરજી નોશરવાનજીની દરેમેહેરને ૩૯ મું. |
| ૨૫—અરશેસવંગ. | ગુરૂ. | ૭ | ૨ | ચાંદરાત. આગલ ૧૨૦૦ માણસો સુધાં ડુબી ગઇ, ૧૮૮૮. |
| | | | | આયો, ૧૮૭૫. સ્ટીમર વેટરના વેરાવલ કોસટા |
| ૨૬—આસતાદ.. | શુકર | ૮ | ૩ | રમજાન ઇદ. પ્રી૦ આપ વે૦ હીંદુસ્થાનની મુસાફરી માટે મુંબઇ |
| | | | | [ સરાપના મુંબઇનાં કોટમાનાં આદ્રાંનને ૯૨. |
| ૨૭—આશમાન.. | શની | ૯ | ૪ | શેનશાહ એડવરડ શાતમાનો જન્મ, ૧૮૪૧. શેઠ ખ૦ માં૦ |
| ૨૮—જમીઆદ. | રવી. | ૧૦ | ૫ | મરીન લાઇનની શેઠ જ૦ દા૦ આમરીયાની દરેમેહેરને ૩૪મું. |
| ૨૯—મારેસપંદ.. | શોમ | ૧૧ | ૬ | [ વરસ બેઠું. |
| ૩૦—અનેરાં...... | ભોમ | ૧૨ | ૭ | |

# માહા ૩ જો ખુરદાદ શેહેનશાહી શેન ૧૨૭૭ યજદેજરદી.

| પારશીઓના તીશે રોજ—તેના નામ સાથે. | વાર. | ઈંગ્રેજી | હીંદુ | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ સુધી માહા ૪ થો તેશતર તીર શને ૧૨૭૭ યજદેજરદી. ઈ૦તા૦ ૧૩મી નવેમબરથી તે તા૦ ૧૨મી ડીશેમબર ૧૯૦૭સુધી. હીંદુ સંવત ૧૯૬૪ના કારતક સુદ ૮ ને વાર બુધથી તે માગશર સુદ ૮ ને વાર ગુરૂ સુધી. |
|---|---|---|---|---|
| ૧—અહુરમજદ | બુધ. | ૧૩ | ૮ | માહા ૪ થો કદમી. શુરતના કાંકરોખાડી આગલના દુખમાને |
| ૨—બેહમન.... | ગુરૂ. | ૧૪ | ૯ | રાસત ગોફતાર પત્ર ૧૮૫૧ માં નીકલ્યું. [૧૪૫ મું. |
| ૩—અરદીબેહેશત | શુકર | ૧૫ | ૧૦ | હમકારો. શુરતમાંના પેશતનજી કાલાભાઇ વકીલના કદમી |
| | | | | આતશબેરાંમને ૮૫ મું, પુણામાંના સર |
| | | | | જમશેદજી જીજીભાઇનાં આદરાંનને ૬૪ મું. |
| ૪—શેહરેવર... | શની | ૧૬ | ૧૨ | દેવદીવાળી. |
| ૫—સફંદારમદ | રવી. | ૧૭ | ૧૩ | ૧૭૭૨ માં ભરૂચ લીધું. |
| ૬—ખુરદાદ... | શોમ | ૧૮ | ૧૪ | શે૦ ખુરદાદ અમશાસપંદનું જશન. શેઠ નશરવાનજી માંણેકજી |
| | | | | પીટીટ ગુજર્યા ય૦ ૧૨૬૧. શેઠ બેરામજી ન. સોરવાઇએ |
| | | | | નવસારીના આતશબેરાંમમાંરૂ.દશ હજારનું રૂપાનું અફરગાન્યું. |
| ૭—અમરદાદ. | ભોમ | ૧૯ | ૧૫ | કનકેશ્વર તથા વાલકેશ્વરની જાત્રા. [ભેટ આપ્યું ઈ. સ. ૧૮૯૮. |
| ૮—દેપાદર.... | બુધ. | ૨૦ | ૧ | શેઠ ખરશેદજી કાવશજી બનાજી ગુજર્યા, ય૦ સને ૧૨૧૬. |
| ૯—આદર..... | ગુરૂ. | ૨૧ | ૨ | હમકારો. |
| ૧૦—આવાં...... | શુકર | ૨૨ | ૨ | |
| ૧૧—ખુરશીદ ... | શની | ૨૩ | ૩ | કદમી તીર મહીનાંના 'મેદીઓશહમ' ધંબાર. |
| ૧૨—મોહર...... | રવી. | ૨૪ | ૪ | |
| ૧૩—તીર....... | શોમ | ૨૫ | ૫ | કદમી તીરીઆંનનું જશન. નાધલે કોલાબેના મેહેરવાનબાગને |
| | | | | [ પાંડે શેનીટેરીયમને) ૪૨ મું |
| ૧૪—ગોશ...... | ભોમ | ૨૬ | ૬ | મુંબઇથી વલસાડ શુધી વડોદરા રેલવે ચાલુ થઇ. ૧૮૬૪. |
| ૧૫—દેપમેહર.... | બુધ. | ૨૭ | ૭ | |
| ૧૬—મેહેર..... | ગુરૂ. | ૨૮ | ૮ | [૬૩ મું. |
| ૧૭—સરોશ..... | શુકર | ૨૯ | ૯ | હમકારો—કા. એ. બનાજીના મુંબઇમાંનાં કદમી આતશબેરાંમને |
| ૧૮—રશને...... | શની | ૩૦ | ૧૦ | [શેનશાહ બાનુ એલેકજાનડરાનો જનમ, ૧૮૪૪ |
| ૧૯—ફરવરદીન.. | રવી. | ૧ | ૧૧ | ડીશેમ્બર માસ. ભરૂચમાંના અંનજુમનનાં દાખમાંને ૭૫મું |
| ૨૦—બેહરાંમ.... | શોમ | ૨ | ૧૨ | હમકારો. કલકતાનું ઇનટરનેશનલ એકઝીબીશન ઉઘડયું ૧૮૮૩. |
| ૨૧—રાંમ....... | ભોમ | ૩ | ૧૩ | હીંદુસ્થાનમાં સતીની ચાલ બ્રીટીશોએ નાબુદ કીધી, ૧૮૨૯. |
| ૨૨—ગુવાદ..... | બુધ. | ૪ | ૧૪ | શેઠ પેશતનજી ખરશેદજી |
| ૨૩—દેપદીન.... | ગુરૂ. | ૫ | ૩૦ | ૧૭૯૧ માં માંગલોરની લડાઇ. બાઇસની દરેહમેહરને ૧૬મું. |
| ૨૪—દીન...... | શુકર | ૬ | ૧ | માગસર માસ—ચાંદરાત. ૮૨૪માં રંગુનની લડાઇ. બેલગામની |
| ૨૫—અરશેસવંગ | શની | ૭ | ૨ | ૧૮૫૪ માં મુંબઇમાં નાંધલો ધરતીકંપનો આચકો થયો. |
| | | | | (પેહેલવેહલા (દેશી) શેરીફ થયા ૧૮૫૬. |
| ૨૬—આશતાદ.. | રવી. | ૮ | ૩ | (શેઠ માંણેકજી ખરશેદજી મુંબઇમાં |
| ૨૭—આશમાન.. | શોમ | ૯ | ૪ | ૧૮૫૮માં દીલીના પાદશાહને કુટુંબ શાથ રંગુનમાં કેદ કીધો |
| ૨૮—જમીઆદ. | ભોમ | ૧૦ | ૬ | ૧૮૫૬ માં બુશાએરપર ઘેરો નાંખેઓ. ૧૮૨૫ માં વેપારનો |
| | | | | [મોટો ઘભરાત થયો. |
| | | | | નામદાર શેહેનશાજાદીએ હીરામાં |
| ૨૯—મારેશફંદ.. | બુધ. | ૧૧ | ૭ | જડેલો શુનાનો ચાંદ બક્ષયો, ૧૮૪૩. |
| ૩૦—અનેરાં.... | ગુરૂ.. | ૧૨ | ૮ | મરહુમ સર જમશેદજી જીજીભાઇ (પેહલા) બેરાનેટને |

# માહા ૪ થો તીર શેહેનશાહી શને ૧૨૭૭ યજદેજરદી.

| પારશીઓના તીશ રોજ–તેના નામ શાથે. | વાર. | ઈંગરેજી તા. | હીંદુ તા. | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ સુધી માહા ૫ મો અમરદાદ સને ૧૨૭૭ યજદેજરદી. ઈ.તા૦ ૧૩મી ડીસેમ્બર ૧૯૦૭થી તા૦ ૧૧મી જાનેવારી ૧૯૦૮. હીંદુઓનાં સંવત ૧૯૬૪ના માગસર સુદ ૯ ને વાર શુકરથી તે પોશ સુદ ૮ ને વાર શની શુધી. |
|---|---|---|---|---|
| ૧–અહુરમજદ | શુકર | ૧૩ | ૯ | માહા ૫ મો કદમી. શેનશાબાંનુંનો ભરથાર પ્રીન્સ આલબર્ટનું [મરણ ૧૮૬૧. |
| ૨–બેહમન .. | શની | ૧૪ | ૧૦ | યજ૦શને ૮૫માં જરથોસ્તીઓ ઇરાંનથી શનજાનમાં આવી વસ્યા. |
| ૩-અરદીબેશત | રવી. | ૧૫ | ૧૧ | હમકારો. |
| | | | | લુઇ નેપોલ્યનને શેનશાહ ઠીધો. |
| ૪–શેહરેવર... | સોમ | ૧૬ | ૧૨ | ગુજર્યા ૫૦ ૧૨૬૨. ૧૮૪૮ માં |
| ૫–સપંદારમદ | ભોમ | ૧૭ | ૧૩ | ૧૮૬૯ મા શુએઝ / વાલા શેઠ માં૦ ૩૦ બનાજી |
| ૬–ખુરદાદ.... | બુધ. | ૧૮ | ૧૪ | [ કેનાલ ઉઘડી. / તરોનાં આદરાંનને ૩૯ મું. કલકત્તા |
| ૭–અમરદાદ.. | ગુરૂ. | ૧૯ | ૧૫ | કદમીનું અમરદાદનું જશન. એલાવમાંના જ૦ બ૦ મોસ- |
| ૮–દેપાદર.... | શુકર | ૨૦ | ૧ | ૧૮૧૭ મહીદપુરમાં લડાઇ. [૧૮૩૧માં જમેકામાં બલવો થયો. |
| ૯–આદર..... | શની | ૨૧ | ૨ | હમકારો. ૧૭૭૨ માં મરાઠા દીલીમાં દાખલ થયા. |
| ૧૦–આવાં... .. | રવી. | ૨૨ | ૩ | |
| ૧૧–ખુરશીદ... | શોમ | ૨૩ | ૪ | શે૦ 'મેદીઓશેમ' ધંબાર. |
| ૧૨–મોહર..... | ભોમ | ૨૪ | ૫ | નવસારીમાં આ. માં. ન. શેઠના દખમાંને ૧૬૨. [તેહવારો. |
| ૧૩–તીર... ... | બુધ. | ૨૫ | ૫ | શેહેનશાહીઓનું તીરઈજદનું જશન. ક્રીસ્ટમસ ડે. નાતાલના |
| ૧૪–ગોસ...... | ગુરૂ. | ૨૬ | ૬ | [ છાશટી અને વશાઈ લીધું ૧૭૭૪. |
| ૧૫–દેપમેહર ... | શુકર | ૨૭ | ૭ | ઓરંગાબાદનાં વીકાજી અને પે૦મેહરજીનાં દુખ૦ વરશ ૬૬મું. |
| ૧૬–મેહર... ... | શની | ૨૮ | ૮ | [ ૫૮મું, સુરત નાનપરાંમાંના બીશનીના આદ્રાં. ૭૧મું. |
| ૧૭–શરોશ .. .. | રવી. | ૨૯ | ૯ | હમકારો. મુંબઈ ભીંડીબજારમાંના મેવાવાલાના આદરાં. |
| ૧૮–રશને...... | શોમ | ૩૦ | ૧૦ | બંગાલ રેલવે અરલ મેઓએ ઉંઘાડી, ૧૮૦૭. વશાઈમાં |
| ૧૯–ફરવરદીન. | ભોમ | ૩૧ | ૧૧ | [ શુલેહના કોલકરાર થયા, શને ૧૮૦૨. |
| ૨૦–બેહરાંમ... | બુધ. | ૧ | ૧૨ | હમકારો. ઇંગરેજી નવું વરસ ૧૯૦૮નું. જાનેવારી. ૧૮૭૭માં |
| | | | | નામદાર રાંણીનો કેશરેહીંદનો ખેતાબ દીલીમાં જાહેર |
| | | | | થયો. ઇ.સ.૧૮૮૦માં મુંબઇની પ્રીન્સીસડાક ઉંઘડી. પંજા |
| | | | | બને જુદી પ્રેશીડેનશી બનાવી ૧૮૫૯. નવું બોરીબંદર |
| | | | | નું સ્ટેશન ચાલુ થયું ૧૮૮૨. ૧૯૦૩ નામદાર શે૦ એડવ |
| | | | | ર્ડ ૭ માના રાજ્ભીષેકનાં સંબંધમાં દીલીમાં દરબાર. બે૦ |
| ૨૧–રાંમ...... | ગુરૂ. | ૨ | ૩૦ | કા૦ બાટલીવાલાના મુંબઇના માહાલક્ષમીના આદરાંનને |
| | | | | વરસ ૪૪ મું. સર સી. કેમબલે ફરાકાબાદ લીધું ૧૮૫૮. |
| ૨૨–ગુવાદ..... | શુકર | ૩ | ૩૧ | શેઠ રૂશતમજી જમશેદજી જીજીભાઇનો જનમ ય૦ સને ૧૧૩૯. |
| ૨૩–દેપદીન... | શની. | ૪ | ૧ | પોપ માસ. કલકતામાં ત્રાંમવે ચાલું થઇ, ૧૮૮૨. શીવાજીએ [સુરત લુટયું.૧૬૬૪ |
| ૨૪–દીન...... | રવી. | ૫ | ૨ | ચાંદરાત. ૧૮૪૮ માં હોલકરે અંગરેજ સાથે કોલકરાર કરયા. |
| ૨૫–અરશેસવંગ | શોમ. | ૬ | ૩ | અંગરેજી લશકરને કાબુલમાંથી પાછું હઠવું પડયું ૧૮૪૨. |
| ૨૬–આસતાદ.. | ભોમ | ૭ | ૪ | ૧૮૬૪માં શાહજાદો આલબરટ વીકટર જનમ્યો. |
| ૨૭–આશમાન.. | બુધ. | ૮ | ૫ | ૧૮૭૩ માં નેપોલીઅન તીજો મરણ પાંમીઓ. ન૦ શે૦ ઉમ |
| | | | | રીગરના કલકતાના દખમાને ૮૭મું.કરંજગામની દરેમેહેરને |
| | | | | ૬૩ મું. શુરતમાં મોટી આગ લાગી ય૦ ૧૧૯૧. |
| ૨૮–જમીઆદ. | ગુરૂ.. | ૯ | ૬ | ૧૮૦૬ માં કેપ આફ ગુડહોપ કબજ કીધું. |
| ૨૯–મારેસપંદ.. | શુકર | ૧૦ | ૭ | |
| ૩૦–અનેરાં .... | શની. | ૧૧ | ૮ | જુલુ લડાઈ થઈ ૧૮૭૯. |

ભિત્તરમાંબી રોશન આતશની હાજરી છે, જેથી આપણે હીલચાલ કરી શકીએ છીએ, ખાણી પીણી લઇએ છીએ અને ખોરાક પચાવી શકીએ છીએ. જાનદારોનો ભિત્તરનો આતશ (ગરમી) જ્યારે બુજાઇ જાય છે ત્યારે જીંદગી ખતમ થાય છે.

જગતનો ઘણો કારોબાર આતશથી ચાલે છે. આપણી ફુંફાડા મારતી આગગાડીઓ, ચીચીઆરા પાડતી આગબોટો, અને ગડબડ ધોંધાટ કરતાં કારખાનાંઓ આતશના વરાળ યંત્રથી ચાલે છે. એ રીતે વેપાર વણજ, હુનર ઉદ્યોગ અને મુસાફરી સેહેલી કરવામાં આતશ ઘણો ઉપયોગી છે. આતશથી આપણું દરરોજનું ખાણું પકાવી ખાઇએ છીએ, ઠંડીથી શરિરનું રક્ષણ મેળવીએ છીએ, અને સરદીથી ઉપજ્ન થતાં દુઃખ દરદો ઓછાં કરીએ છીએ. જાહેર આતશથીજ જાહેર અગણિત ફાયદા આપણે મેળવતા નથી પણ બાતેનનો આતશ એ કરતાં વધારે મહાભારત કામો બજાવતો જણાયો છે. જાનદારોજ નહીં પણ પાણી, ઝાડપાનો વગેરે વસ્તુઓના ઉધરભાવમાં, તેઓને ખિલવવામાં અને તેઓને ગતી આપવામાં આતશનો હિસ્સો છે. તેમજ આકાશ અને પાતાળમાં આતશની હાજરી જોવામાં આવે છે. આકાશમાં થતા વીજળીના ચમકારા, વાદળાંની દોડ અને તેની ભારે ગર્જના, પવનનું જોશબંધ ફુંકવું, વરસાદનું ધોધબંધ વરસવું વગેરે બનાવો બીજી શિક્તઓ ભેગા આતશને ઘણે ભાગે આભારી છે. જમીનનાં ભિતરમાંથી મળી આવતા ખનીજ પદાર્થોને તાવી તેને રૂપ આપવામાં, અને જમીનના પેટામાં વધારે જથામાં અગ્ની ઉપજ્ન કરી જવાળામુખી પર્વતોનું ફાટવું અને ધર્તીકંપનું ઉત્પન્ન થવું એ સઘળી આતશનીજ ક્રિયાઓ છે. આપણી પૃથ્વીનું કઠણ પડ જેની ઉપર આપણે વસીએ છીએ તે પોતે બળતણથી બળીને તાઢો થયલો એક પોપડો છે એવું વિદ્વાનો સમજાવે છે. ઝાડપાન, જાનવર વગેરે જાનદારો અને વસ્તુઓમાંબી રસાયણી બળતણ હવાઈ રૂપે ચાલુજ રહે છે, એટલે દુનિયામાં જેજે ચીજો આકાર પકડે છે અથવા નાશ પામે છે તેબી એજ ક્રિયા મુજબ બળતણની ગરમીથી બળીને ખાક થાય છે અને ખાક થયલી વસ્તુઓ પોતાના અસલ તત્વોમાં મળી જઈ નવું રૂપ લે છે. એ અને એવાજ બીજા લાખો અને કરોડો બનાવોમાં આતશ પોતાનો થોડો કે ઘણો હિસ્સો આપે છે. જેથી આતશ જેવી અપાર ખુબી ધરાવનારી ખુદાઈ બક્ષેષના મહત્વથી વાકેફ થઈ તેનો કિબ્લો કરવાનું જરથોસ્ત સાહેબે વાજબી જોયું છે.

નુરમંદ આતશ દુનિયાની આબાદી, સુખશાંતિ અને વૃદ્ધિનું ગોયા મુળ છે. આતશ પોતાની ગરમી અને રોશનીના પ્રતાપે જગતને અગણિત ફાયદા આપે છે જેથી તે પોતાની ખાસ ખુબીઓને લીધે આપણાં માનને લાયક ઠરે છે. અને તેથીજ ખુદાના અખુટ નુરમાના આ બુલંદ નુરને નજરે નજર જોઇ તેનો કિબ્લો કરવા અને તેની સેતાયશ કરવામાં આપણે ખોટા ગણાવા નહી જોઇએ. બલકે આતશ તરફથી મળતા અગણિત ફાયદાઓને લીધે તેને સન્મુખ રાખી તેની લાયક વખાણ ગાવામાં ધર્મ ફરજથીજ નહીં પણ માણસાઇ ફરજથીબી બંધાયલા છીએ.

## નુરાંની કિબ્લાઓ.

આતશ, ખુરશેદ, માહાબખ્તાર, વગેરેનો આપણે કિબ્લો કર્યે છીએ. કારણકે એ વસ્તુઓ ખુદ ખુદાની પેદા કીધેલી છે. તે જગતને સામાન્ય ફાયદા આપનારી છે અને એ વસ્તુઓ વગર જગત જીવી શકે નહીં. તે બિહદ પ્રકાશવાલી છે અને તેથી તે અતિ સુંદર દેખાય છે. તેઓની સુંદરતા અને કારીગરીનો પુરેપુરો ખેઆલ આવી શકતો નથી. એ કિબ્લાઓ સન્મુખ ઉભાં રહી આપણે જે બંદગી કર્યે છીએ તે પેલી નુરમંદ વસ્તુઓની કરતાં નથી, પણ જેણે તેઓને એવી ખુબીવાળી બનાવી છે તે એકજ ખુદા અહુરમજદની કર્યે છીએ. કારણ કે અહુરમજદ મીનોઆંન મીનો એટલે ગેબીઓમાં ગેબી છે તેથી તે સાહેબની બનાવેલી મોંહો પમાડનારી વસ્તુઓ ને આપણે મોંઢાં સન્મુખ રાખીએ છીએ. તે નુરાંની વસ્તુઓને બનાવવામાં અહુરમજદે જે

કારીગરી વાપરી છે, તેને સામે રાખી બંદગી કરવાથી તે સાહેબની કારીગરીનો થોડોબી જલાલ આપણા મનમાં આવે છે. આએ ઉંચી કારીગરીનાનમુનાઓને રૂબરૂ રાખવાથી તેઓ તરફજ આપણું ચિત્ત રોકાય છે અને એક ચિત્તે બંદગી થાય છે. આતશ અને બીજા નુરમંદ ફરેસ્તાઓની સામે ઉભાં રહી આપણે તેઓની આરાધના અને સેતાયશ કર્યે છીએ પણ સેતાયશ તે બંદગી, પરસ્તેશ કે પ્રાર્થના નથી. સેતાયશ અથવા આરાધનાનો અર્થ સ્તુતિ અથવા વખાણ થાય છે, પણ બંદગીનો અર્થ તાબેદારી અથવા સેવા થાય છે. પરસ્તેશનો અર્થ પુજા થાય છે અને પ્રાર્થનાનો અર્થ અરજ ગુજારવાનો અથવા મુરાદો માગવાનો થાય છે. જેમ ફરેસ્તાઓની સેતાયશ થાય છે તેમજ ખુદાનીબી સેતાયશ થઇ શકે છે પણ ફરેસ્તાઓની બંદગી થતી નથી. બંદગી કે સેવા, પરસ્તેશ કે પુજા અથવા પ્રાર્થના કે અરજ ગુજારી તો એકલા જગત કર્તા અહુરમજદની કરવી ઘટેછે. કિબ્લા સન્મુખ ઉભાં રહી નુરમંદ વસ્તુઓને બનાવવામાં અહુરમજદે જે કારીગરી વાપરી છે તેની સેતાયશ કરવી તેમાં તે વસ્તુઓ સાથે તે સાહેબનીજ સેતાયશો થાય છે. જેમકે કોઇ કારીગરે એક સારી ચીજ બનાવી હોય અને તે વસ્તુઓને જોઇને આપણે તેની કારીગરીની વખાણ કર્યે તો તેમાં પેલી વસ્તુની સાથે સાથે તેના કારીગરનીબી વખાણ થાય છે. એક કારીગરે બનાવેલી વસ્તુની હુનરમંદીની આપણે તારીફ કર્યે તો તે તારીફ ભેગી પેલા કારીગરનીબી તારીફ થાય છે. એજ મુજબ આતશ વગેરે નુરમંદ નમુનાઓ બનાવવામાં ખોદાએ જે કારીગરી વાપરી છે, તે સૌથી ઉત્તમ નમુનાઓ આપણી આંખ આગળ રાખી તેની સેતાયશ કરવામાં પેલા મોટા કારીગર એકલા અહુરમજ દનીજ સેતાયશ અને બંદગી થાય છે. આતશ વગેરે નુરમંદ અને અપાર ખુબી ધરાવનારી વસ્તુઓને સન્મુખ રાખી તેઓની સેતાયશ કરવાથી આપણે આતશ પરસ્ત કે સુર્ય પુજક ઠરતાં નથી, પણ તેઓની સેતાયશ કરવામાં તેઓની શક્તિની આપણે પિછાણ કર્યે છીએ, કે જે પિછાણમાં તેના મહાન કર્તાની પુરતી પિછાણ સમાયલી છે. માણસના હાથનાં બનાવેલાં પુતળાં કે પથ્થરની મુર્તી સામે ઉભાં રહી પરમેશ્વરની પુજા કરવામાં ઉતરતી પંકતીના માણસોનું લક્ષ જ્યારે પરમેશ્વર તરફજ ખેંચવાનો સબબ સમજાવવામાં આવે છે, ત્યારે આ માણસ જાતથી નહીં બની શકે એવા કુદ્રતની કારીગરીના ઉત્તમ નમુનાઓ સામે ધેઆન ધરી બંદગી કરવાથી કિર્તારની ઉંચી કરામતનો બુલંદ ખેઆલ આપણા હૈડાંમાં સેહેજે ઉતરે છે, અને તેનાં સર્વ શકિતવાનપણાંનો સંપુર્ણ ખેઆલ મનપર લાવવાને શકિતવાન થઇએ છીએ. એ રીતે કિબ્લાનો આ જરથોસ્તી તરીકો કુદ્રત ઉપરથી કુદ્રતના મહાન કારીગરની લાયક પિછાણ કરાવે છે.

આપણા આતશ બેહેરાંમો અને આતશ આદરાંનો જાહેર કિબ્લાઓ છે. પારસી હકુમતમાં ધર્મ અને રાજ્ય એકેકના જોડયાં ગણાતાં હતાં. એક પારસી પાદશાહ રાજ્યના સારા બંદોબસ્ત માટે પોતાને જેટલો જવાબદાર સમજતો હતો તેટલીજ ધર્મની જાળવણી કરવા માટે પોતાની જવાબદારીની પાક ફરજ તે સમજતો હતો. એ વેળા આ કિબ્લાઓને ધર્મ અને રાજ્યની ઐકયતાની પવિત્ર ઇંધાણી ગણવામાં આવતી હતી. જેનો એક દાખલો તવારીખમાં નોંધાયલો મળે છે. ગ્રીસ દેશના રાજા સીકંદરે હખામની પારસી પાદશાહ છેલ્લા દારાબના હાથમાંથી ઈરાંનનું રાજ્ય જીતવાપછી ઘણાં વર્ષો સુધી એ રાજ્ય જુદા જુદા પ્રાંતો અને પરગણાંઓમાં સ્વતંત્ર સુબાઓના હાથમાં વેંહેંચાઇ ગયું હતું. આખરે ઈરાની બુનીઆદથી ઉતરી આવેલા અર્દશીર બાબકાંન નામના એક શુરવીર પારસીએ ઇરાંનમાં ફરી એકવાર પારસી રાજ્યની ધજા ઉડારી. શાહ અર્દશીરે હરીઠામ થવા પછી રાજ્ય અને ધર્મમાં ઘણા સુધારા કીધા હતા, અને ધર્મની ઘણી મોટી સેવા બજાવી હતી. તેંણે પોતાની વેંહેંચાઇ ગયલી ઇરાંની સલતનતને એકત્ર કીધી અને નવેસરથી પારસી શેહેનશાહત સ્થાપી અને આ [illegible]

સલતનત કરવાના મહાન બનાવની યાદગારીમાં આતશ બેહેરાંમ બરપા કીધા હતા. એવા દશ આતશ બેહેરાંમો અર્દશીરે પોતાની ફત્તેહ અને બીજા બનાવોની ખુશહાલીમાં તખ્તનશીન કીધેલા પેહેલવી પુસ્તકોમાં જણાવવામાં આવ્યા છે.

### આતશ ઉપરથી મળતો ધડો.

યજશ્ન નામનાં નામીચાં ભણતરમાં આતશ તરફથી મળતાં શિક્ષણ માટે કહે છે કે,—

"વીસ્પએઇબ્યો સસ્તીમ બરઇતિ આતશ મજ્દાઓ અહુરહે."

એટલે, અહુરમજદનો આતશ સઘળાંઓને માટે શિખામણ લઇ જાય છે યાને ઉત્તમ નસીહતો દે છે. હવે શું આતશ ખરેખર બોધ દે છે? અગર તે દેતોજ હોય તો તે શો છે તે આપણે જોવું અને જાણવું અગત્યનું છે. આતશ ઉપરથી તેની સેતાયશ કરનારાંઓએ કેવા કેવા ધડા શિખવાના છે, આતશ અને એવીજ બીજી કુદ્રત ઉપરથી માણસ જાતે શુંશું શિક્ષણ લેવાનું છે તે આપણે જોઇશું.

આતશ કદેહોમાં આપણા ધર્મગુરૂઓ આતશ ઉપર જે ખુશબોએદાર બળતણ રાતોદીન જારી રાખે છે તે એવો બોધ દે છે, કે જેમ એ ચીજો જોકે બળીને ખાક થાય છે તોપણ તેની વાસના તે પાછળ કેટલોક વખત સુધી રહે છે તેમજ આતશ કદેહોમાં સુખડ વગેરેનો પવિત્ર હદીઓ લઇ જનાર એક દીનદાર જરથોસ્તીએ પોતાની હૈયાતીમાં નેક કામો કરી આ ફાણી દુનિયામાં પોતાની નેકીનો પમરાટ ચોમેર પાંથરવો કે જેથી તેનાં ભલાં કામોની ભલી યાદ તેની પાછળ લાંબો વખત સુધી જળવાઈ રહે છે.

આતશ ઉપર ખુશબોએદાર ચીજો બળવાથી એક હાથપર જ્યારે તે મગજને તાજેગી બક્ષે છે ત્યારે બીજા હાથ ઉપર ખરાબ વસ્તુ બળવાથી મગજને નુકશાંન થાય એવી દુર્ગંધ મળે છે. આ સારી યા નઠારી ચીજ બાળનાર યા તો કોઇ શાહ હોય યા ફકીર, પણ તેઓ જેવી ચીજ બાળસે તેવોજ તેનો સોડમ મેળવશે. આતશની આ ખાસીહત ઉત્તમ ધડો શિખવે છે કે આ દુનિયામાં નેકીના કરનાર પેલી જેહાંનમાં સુખી જીંદગી ભોગવશે, પણ બદીમાં ગીરફતાર થયલાં બદબખ્તો દોજખમાં દુઃખી જીંદગી ભોગવતાં થશે. જેવું કારણ તેવુંજ તેનું પરિણામ—એ કુદ્રતી નિયમ મથાળે ટાંકેલા ગાથાના કલામોમાં આતશની એક ખાસ ખાસીહત તરીકે આપણે જોઈ છે.

આતશ ઉપર જ્યારે બળતણ મુકવામાં આવે છે ત્યારે તેનો ધુઓ અને સોલો હમેશે ઉપરજ જાય છે, જે એક જરથોસ્તીને, આ દુનિયામાં કીધેલાં કર્ત્તુકોનો હિસાબ મરણ પછી મીનોઈ દુનિયામાં આપવાની યાદ આપે છે. વળી આતશની એ ખાસીયત તેના ભાવીકોની અરજો અને મુરાદો ગોયા વસીલા તરીકે તે દાદારની દરગાહમાં પોંહોંચાડે છે.

આતશ પોતે નિર્મળ અને ખાલેસ છે અને તેની ઉપર ખરાબ વસ્તુ બાળવી નહીં. અને જો બાળવામાં આવશે તો તેને તે પાછી ફેંકી દે છે અને પોતાની અસલ ખાલેસી જાળવી રાખે છે. તેમજ આપણો આત્મા જે અસલ ખાલેસ છે તે ઉપર બદીનો ડાઘ પડવા દેવો નહીં, પણ જો ભુલથી પડયો હોય તો આપણી કરણીને પાક કરતાં રહી તેને અર્દીબેહેસ્તનાં રોશન બળતણથી બાળી નાંખવો અને આત્માને સદા પાક રાખવો, જેથી તે પોતાની અસલ ખાલેસ અને ઉંચી હાલતમાં મુકાય છે યાને બેહેસ્નો બેહેરો મેળવવાને લાયક થાય છે.

આતશ કદેહોમાં આપણા ધર્મગુરૂઓ આતશના કિબ્લાઓને રાતોદીન બળતણ પુરૂં પાડી તેને સદા રોશન રાખવાની સઘળી કાળજી ખપાવે છે અને તેઓને જેમ બુજાવા દેતા નથી તેમજ આતશનો કિબ્લો કરનારે બોધ લેવાનો છે કે કવખતે આપઘાત કરી પોતાની હૈયાતી ખતમ કરી ભિત્તરના આતશને બુજાવી નાખવાને તકસીરવાર થવું નહીં. પણ કરાવેલે

વખતે હૈયાતી ખતમ થાય ત્યાં સુધી જીંદગીનો આતશ રોશન રાખવો. જેઓ ખુદાતાલાના ઠરાવેલા વખત અગાઉ આપઘાત કરી જીંદગીની દોરી વચ્ચેથી તોડી નાંખે છે અને તેની જીવતી જાગતી જોતને અધુરે બુજાવી દે છે તેઓ ધર્મની રૂએ મોટાં ગુનેહગાર થાય છે. આપઘાત કરનાર કુદ્રતનો કાયદોજ તોડતાં નથી પણ કુદ્રતના સાહેબનો મોટો અનાદર કરે છે. તેઓ જીવની કીંમત પિછાણતાં નથી. જીવ જેવી અમુલ્ય ખુદાઈ બક્ષેષનો તેઓને ખરો ખેઆલ હોતો નથી. આએ કુદ્રતની મોટી નવાજેશનો જેઓ ગેરઉપયોગ કરે છે તેઓનો આત્મા પાધરો સ્વર્ગે જતો નથી. મરણ પછી એવાં માણસનાં રવાંનની હાલત ઘણી દયાજનક થઈ પડે છે. હમણા થોડો વખત થયો જરથોસ્તીઓમાં, મુખ્ય કરી જવાંન વર્ગમાં આપઘાત નો ગોયા "મૅન્યા" લાગો છે. એ કાંઈજ નહીં પણ ઉધરતાં બાળકોને ધર્મનીતિનું જ્ઞાન નહીં આપવાનું, બચગીથી તેઓમાં સહન શક્તિનો સદ્‌ગુણ નહી ખિલવવાનું, પ્રજાની મનની નબળાઇનું, મનની નબળાઇને હીચકારાપણાથી વશ થવાનું અને તેઓમાં ધર્મનો ધાક નહી બેસાડવાનું આ દુઃખદાયક પરિણામ છે.

આતશ જેમ પૃથ્વીમાંથી મળી આવતા સઘળા ખનીજ પદાર્થોને તાવી નાંખી સાફ અને સ્વચ્છ કરે છે અને તેનું અસલ રૂપ જાહેર કરે છે તેમ જરથોસ્તીઓએ, ખાસ કરી આતશની જાળવણી કરનારા અથોરનાન વર્ગે આ આતશની સ્વચ્છતા કરવાની નેક ખાસીહત ધારણ કરવી ઘટે છે અને તે કિર્તારની એબાદતગાહમાં તેનીજ યાદમાં એક સ્વચ્છ આતશી બળતી જોતની મિસાલ ખાલેસ મને દાખલ થવું ઘટે છે. આપણા દેમાગમાં બળતો આતશ જે આપણો આત્મા છે તેને રોશન રાખી દીલ અને મનમાંની સઘળી બદી યાને મનવિકારોને હાંકી કાઢવાની ચાલુ કોશેશ કરવી જોઈએ. શરિરના ભિત્તરની આતશી ગરમી, અંદરના ગંધીલા પદાર્થોને જેમ હવાઈ રૂપે બાહાર કાઢી આપે છે અને ભિત્તરના અવયવોને તાજા અને ખુશહાલ રાખે છે તેમજ એક બંદગીખોર જરથોસ્તીએ મનવિકારોને હાંકી કાઢી રવાંન અને મન—અંતઃકરણને નિર્મળ રાખવાને કોશેશ કરવી જોઈએ. 'જે હવા આપણે પલેપલ દમમાં લઈએ છીએ જેથી જીવન ક્રિયા ચાલુ રહે છે. અને આ ક્રિયા હરદમ અહુરમજદ ખુદાનું પાક નામ જબાન ઉપર ધરવાની માણસ માત્રને પોતાની પાક ફરજ શિખવે છે. વળી એ તેજદાર આતશરૂપી હવા આપણા દમમાં જઈને બળતણ ચાલુ કરે છે જેથી ખોરાક ચરીને કાંજી રૂપે તૈયાર થાય છે અને તેનું લોહી બનાવી આપે છે તથા તે લોહીને તેજદાર કરે છે અને ત્યાં જીવન શક્તિનો સદા બળતો આતશ જારી રાખે છે. આ દમમાં ચાલતો આતશ આપણા શરીરમાં આસપાસની સખ્ત ઠંડી અથવા ગરમ હવા છતાં તે પોતાનું સમતોલપણું જાળવી રાખે છે, જેથી સરદી અને ગરમીની ભારે પીડા આપણે ભોગવી શકતાં નથી. આતશ ઉપર ચોખ્ખી અને સુકી ખુશબોએદાર કાઠીનું બળતણ બાળવાની ધર્મમાં સખ્ત તાકીદ ફરમાવી છે, કે જે એ બળતણ પોહોંચાડનારા દીનદારોના પોતાનાજ ફાયદા માટેની છે. એટલે જેવું બળતણ આતશને મળશે તેવોજ તેનો સોડમ બળતણ પોહોંચાડનારને મળશે. એજ મિસાલ આપણા ભિત્તરના બુલંદ આતશ ઉપર જ્યાં સુધી ચોખ્ખું સુખડ લોબાન મુકાય છે યાને તાજો અને સાદો સુતરો ખોરાક લેવાય છે ત્યાં સુધી તે માણસનું લોહી સ્વચ્છ રહે છે અને તે પવિત્ર લોહીને લીધેજ તે ધર્મી ભલાં કામો કરવાને શક્તિવાન થાય છે. એથી ઉલટું ભિત્તરના આતશને ખરાબ બળતણ પુરૂં પાડવાથી એટલે, ખરાબ ખોરાક લેવાથી જે લોહી બનીને તૈયાર થાય છે તેથી આત્મા ઉપર ખરાબ બળતણનો ગોયા કાળો ધુમાડો ઉડે છે જેથી પેલો આત્મા પોતાનું કાર્ય બરાબર બજાવી શકતો નથી અને ખુદાઇ રાહ ભુલી જાય છે. એ ધુમાડા મારફતે ગોયા તેના આચાર વિચારો કાળા થઇ જાય છે અને તેના શરીરના અવયવો પોતાનું સખેતાનું કામ કરી શકતા નથી. એટલુંજ નહીં પણ બાજે વખત તેવાં માણસો અહુરમજદનાં ફરમાનથી ઉલટાં

કામો કરવાની રાહ ઉપર દોરવાઇ જાય છે. આપણા અમુલ્ય જીવને જે આતશ પવિત્ર અને નિરંતર રાખે છે, જે આપણી જીંદગીનું ગોયા જીવતર છે, જે આપણને હુમત, હુખ્ત અને હવર્સ્તની નેક રાહ ઉપર ઉતારે છે તે બુલંદ આતશની જાળવણી કરવાની જેમ આપણી ઐન ફરજ છે તેમજ આપણું તન જે આપણા અમર આત્માનું રેહેઠાણ છે તેને સ્વચ્છ અને નિરોગી રાખવાની તેટલીજ જરૂર છે. આપણા પવિત્ર આતશી આત્માનો ખોરાક તન, મન અને રવાંનની ખાલેસી છે. નીતિ, નેકી અને દીનદારી તેને ખાલેસી બખશનારો ખોરાક છે. સખાવત પરમાર્થ તેને ટકાવો આપનારાં કામો છે. આતશ કદેહેમાં ધર્મગુરૂઓથી થતી આતશની જાળવણી, સર્વે જાનદાર ભલી પેદાયશોની જાળવણી કરવા, તેઓને તાજી રાખવા, ખિલવવા અને તેઓની પરવરશી કરવા શિખવે છે. વળી તે ભિત્તરના આતશની ખિલવણી કરતા રેહેવાને અને તેને રોશન રાખવાનાં પુન્યવાન કામમાં હરદમ ભાગ લેવા અને કોઈબી રસ્તે તે આતશ ઝાંખો ન પડે તેની સંભાળ લેવા શિખવે છે. આતશને રોશન રાખવાનાં પુન્યવાંન કામો જે એક દીનદારે બજા લાવવાનાં છે તે હમદીનોને બાપીકા મજહબની તાલીમ આપી તેઓને ધર્મી અને નીતિમાન બનાવવાં, જેથી ગુમરાહી અને બદએકીની દુર થઇ તેઓનો આત્મીક આતશ સદા રોશન રહે. દર્દીઓના દર્દ તાળવાના ઉપાયો લેવા કે જેથી તેઓનો બુઝાતો આતશ તેજી પકડે. આંધળાં પાંગળાં અને ખરાં અશકતોને સહાય થવું કે જેથી તેઓનો કરમાઈ જતો આતશ જાગૃત રહે."*

## પારસીઓ આતશ પરસ્ત નથી.

શું પારસીઓ આતશ પરસ્ત યા ખુરશેદ પરસ્ત છે? પરકોમના કેટલાક તવારીખ લખનારાઓ પારસીઓને "આતશના પુજારી" તરીકે ઓળખાવી ગયા છે તે શું વાજબી છે? આપણે તેનો સાફ ઈનકાર કર્યે છીએ. આ લખનારાઓમાંના કેટલાકો જોકે પોતાની બેખબરીથી પણ કેટલાકો દીન દુશ્મનીથી પારસીઓને આતશના પુજારી લખી ગયા છે તેમાં થોડુંબી વજુદ સમાયલું નથી. જે પ્રજાના એક મહાગુરૂએ એકજ ખુદા અહુરમજદની ખાલેસ પરસ્તેશ શિખવેલી તે પ્રજાને તત્વના પુજારીઓ તરીકે ઓળખાવવા એ તેના મહાન ગુરૂનાં શિક્ષણ ઉપર સુખન લઈ જવા બરાબર છે. પારસીઓને માથે આ એક કલંક છે જેનું ખંડન કેટલાક વિદ્વાનોએ ઘણી બાહોશીથી કીધું છે. પારસીઓ જો કે આતશ પરસ્ત નથી, પારસી ધર્મ જો કે તત્વ પુજા શિખવતો નથી, તે જો કે જગતકર્તા અહુરમજદનીજ પરસ્તેશ કરવા શિખવે છે, તોપણ પારસીઓ આતશને સન્મુખ રાખી તેનો કિબ્લો કરે છે તે ઉપરથી પરકોમનાઓ તેઓને આતશના પુજારીની જે ઉપમા આપે છે તેમાં તેઓ ખચીતજ ભુલાવો ખાય છે. આતશનો કિબ્લો તે તેની પુજા નથી. આતશ જેવાં નહીં વર્ણવી શકાય એવાં મહાન તત્વનો કિબ્લો કરવાનું ધર્મનું ફરમાન અને તે ફરમાન મુજબ અમલ કરનારાંઓ માટે કેટલું માન ભરેલું છે તેનો થોડોબી ખેઆલ આજની વાઅજ ઉપરથી મળી શકે એમ છે. આતશ જેવાં કુદ્રતી તત્વનો કિબ્લો કુદ્રતના કારીગરની મહાન શક્તિની કેવી લાયક પિછાણ કરાવે છે અને એ શક્તિનો તે કરનારાંઓનાં અંતઃકરણ ઉપર કેવો ઉંડો અને ધાર્મિક છાપ મારે છે તેના નાકેશ પુરાવા તરીકે, આતશના પુજારી તરીકેનો આળ મુકનારાઓ આગળ આપણે આ વાઅજ માનપુર્વક રજુ કરીશું. કુલ દુનિયાના દેખીતા આધાર અને જગતને જીવન શક્તિ પુરી પાડનાર તરીકે આતશ અને સુર્ય જેવી મહાન શક્તિનો કિબ્લો તે કરનારાંઓને મગરૂર રેહેવાને વાજબી કારણો આપે છે.

---

* ધર્મ નીતિ બોધ–કર્તા મે૦ બ૦ દસતુર. સુધારા તથા વધારા સાથે.

સેવટે, આતશનો કિબ્લો કરતાં તેને માટે સુખડ વગેરેનો પવિત્ર હદીઓ લઈ જનારાં દીન-દારોને મળતા આશિષ જે ધર્મમાં આતશના પોતાના બોલોમાં મળે છે તે આશિષ સર્વે બસ્તે કુસ્તીઆંન જરથોસ્તીઓને દેઉંછું તે આમીન થાઓ!

ઉપ થ્વા હક્ષોઇત ગેઉશ વાંથ્વ ઉપ વીરનાંમ પોઉરૂતાસ

ઉપ થ્વા વરેજ્વત્ય્ મનો હક્ષોઇત અંઘુહ ઉર્વક્ષ અંઘુહ.

ગય જીગએશ તાઓ ક્ષપનો યાઓ જવાહિ.

ઈમત આથ્રો આફ્રીવનેમ.

યો અહ્માઇ અએસ્મેમ બરઇતિ હિકુશ રઓચસ-પઇરિસ્તેમ.

અશહે બેરેજ યઓજદાતાંમ.

યાને, જે માણસ અશોઇની ખાહેશથી રોશનીમાં તપાસેલી સુકી કાઠી લઇ જાય છે તેને આએ આતશ (આદર યજદ) આશિષ દે છે કે—

તારે ત્યાં ગાવ ગોસ્પંદો (પૈસા ટકા) ની વૃદ્ધિ થજો! તારે ત્યાં પુરા શુરવીરો પેદા પડજો! તમે ચાલાક મનના થજો! તારી જીંદગી ઉપયોગી નિવડજો! અને સેવટની ઘડી સુધી તમો આનંદી જીંદગી ગુજારજો!

અથ જમ્યાત યથ આફ્રીનામી!

આમીન!



[ નવસારીવાલા એરવદ ખુરશેદજી એરચજીએ કીધેલી વાયજ. ]

# ગોમેજ અને તેનો બામદાદે થતો ઉપયોગ.



અવસ્તા—"ગઓમએજેમ અયસોઇશ જરથુસ્ત્ર."

તરજુમો—અએ જરથોસ્ત ! તુંને ગોમેજ શોધવો જોઈએ.

ઉપલા કલામ વંદીદાદ નામનાં આપણા પાક ધર્મના ધારા શાસ્ત્રનાં છે. એ કલામમાં પાક ખુદા અશો જરથોસ્તને માણસ જાતને સુખશાંતિ બખશવા ગોમેજ તૈયાર રાખવા તાકીદ કરે છે. વંદીદાદ એક ઓહોળું શાસ્ત્ર છે. જેમાં ફોજદારી, દીવાની વગેરે કાયદાઓ ઉપરાંત વૈદક વિદ્યાનો મુખ્ય સમાવેશ થયલો છે. માટે વંદીદાદ સુખશાંતી શિખવનારા શાસ્ત્ર તરીકે વધારે પુરવાર થાય છે. આ શાસ્ત્ર ઉપરથી મુખ્ય કરી આરોગ્ય વિદ્યાને લગતા ઘણા રેવાજોએ જન્મ લીધેલો જણાય છે. જેમાંનો એક આપણા આજના વિષયવાળો બામદાદે ખાબગાહથી બીદાર થતાંજ ગોમેજ લેવાનો રેવાજ છે.

બિરાદરો ! પરોઢીઆમાં ગોમેજ ચોપડવાની બાબદમાં જરથોસ્તી અભ્યાસીઓમાં મતફેર જોવામાં આવે છે. એક બાજુ તરફથી સવારના ગોમેજ ચોપડવાનું ધર્મની રૂએ જણાવવામાં આવે છે, બલકે તેને માટે ધર્મનું ખાસ ફરમાન વટીક જ્યારે ટાંકી દેખાડવામાં આવે છે, ત્યારે બીજી તરફથી સવારના પોહોરમાં ગોમેજ લેવાનું ધર્મનું ફરમાન નહીં પણ એક રેવાજ જણાવવામાં આવે છે. અને તે રેવાજ છે, તેથીજ તેને તેઓ રદ કરાવવા બહાર આવે છે. આ ઠેકાણે એક પ્રમાણિક અભ્યાસી બંને બાજુ સલામત જોઈ શકતો નથી. બિછાંનેથી બીદાર થતાંજ ગોમેજ ચોપડવાના ટેકામાં જે બાજુથી ધર્મનું ફરમાન ટાંકી દેખાડવામાં આવે છે, તે દરોબસ્ત છે, એમ ખાત્રી પુર્વક કહી શકાતું નથી. અવસ્તાના જે વાકય ઉપરથી ધર્મનું ફરમાન ટાંકી દેખાડવાની કોશેશ કરવામાં આવે છે તે આ પ્રમાણે છે. વીરતાસ્પ નુસ્કની ચોથી ફરગરદના ૩૧ માં ફકરામાં એવો એશારો મળે છે કે "આઅત્ અદ્માઇ હે દધાત્ બવત્ યો હખદ્રે હનઇરે અપો નોઈત્ મએસ્મન ગેઉશ્ જસ્ત." યાને, "એ પ્રમાણે તેને બદલો મળશે, અને જે કોઇ પાણીથી અને નહી કે ગાવના ગોમેજથી હાથ પવિત્ર કરશે તે લાયકાત સાથે જોડાશે." આ વગર સંબંધના વાકય ઉપર બાંધેલા મદારમાં કેટલું વજુદ સમાયલું છે તે આપણે તપાસીશું. ગાવના ગોમેજથી હાથ ચોખ્ખા કરવાના છે, એમ આ ફકરા ઉપરથી બેશક જણાય છે. પણ એનો સવારના પોહોરમાંજ ઉઠીને ગોમેજ લેવો એવો ચોખ્ખો ભાવાર્થ મળતો નથી. વળી ગોમેજથી હાથ પાક કરવામાં શરીરના બીજા ખુલ્લા ભાગો મોઢું અને પગ પાક કરવાની મતલબબી નીકળી શકિત નથી. માત્ર હાથની મતલબ અગર શરીરના ખુલ્લા ભાગો ધોવાની ઉઠાડીબી શકાય, તોપણ મજકુર વાકયમાં ગોમેજના સંબંધમાં **"સવારના પોહોરમાં"** એવો અગત્યનો વખત દર્શાવનારો શબ્દ અવશ્ય દાખલ થવો જોઇતો હતો, અને તેજ શબ્દની ગેરહાજરીમાં સવારમાં ગોમેજ લેવાની આ દલીલ ટકી શક્તિ નથી.

સવારમાં ગોમજથી હાથ ધોવાની આડકતરી દલીલ દર્શાવનારો એક વાકય વંદીદાદની ૧૮ મી પરગરદમાંથી મળી આવે છે. જ્યાં એક માણુસે બામદાદે બિછાંને પડી ન રહેતાં તુરત ખાબગાહથી બિદાર થઇ ઘરની વ્યવસ્થા કરવા અવ્વલ ફરજીઆત શું કરવું તે માટે જણાવતાં લખે છે કે, પ્રથમ એક "અષેમ વોહુ" ભણવી, અને હુમત, હુખ્ત, અને હવર્સ્ત એટલે, નેક મનશ્ની, નેક ગવશ્ની, અને નેક કુનશ્ની અખત્યાર કરવાની યાદ તાજી કરવી. તેમજ દુશ્મત, દુજુખ્ત અને દુજવર્સ્તને તર્ક કરવાનો ઠરાવ કરવો. ત્યાર બાદ શરીર ઉપર ઘટતાં કપડાં પેહેરવાં, અને ઘરનો આતશ રોશન કરવા માટે સુકાં લાકડાં તયાર કરવાં. જેમ કરવા માટે ઉપલા વાકયમાં "ફ્રા-જસ્ત સ્નયંધુહ" એટલે, "**બન્ને હાથ તું ધો,**" એવા મોગમ શબ્દો આવે છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે સવારના પોહોરમાં ઉંઘમાંથી જાગૃત થવા પછી આતશ રોશન કરવા પેહેલાં બન્ને હાથો ધોવાના છે. હવે હાથ શાથી ધોવા? પાણીથી કે ગોમેજથી, તે ત્યાં ખુલ્લું જણાવેલું નથી. ધોવા માટે આ વાકયમાં જે શબ્દ આવ્યો છે તે "ફ્રસ્ના" છે, અને એ શબ્દ અવસ્તામાં બીજે ઠેકાણે કેવે અર્થે વપરાયલો મળે છે. તે આપણે પ્રથમ તપાસીશું. વંદીદાદની ૯ મી પરગરદમાં એક રીમન માણુસને આતશ, પાણી વગેરે પવિત્ર તત્વોથી અલગ રેહેવા ફરમાવે છે. અને તે તત્વોના સંબંધમાં આવવા પેહેલાં ગોમેજ, ખાક, પાંણી વગેરે સાધનોથી રીમન માણસનું શરીર ઘણી બારીકીથી ધોવા જણાવે છે. આખું શરીર ધોવા પેહેલાં જે જરૂરની ચોકસાઈ રાખવા વંદીદાદે આગ્રહ કીધો છે તે, "જસ્ત હે પઓઇરીમ ફ્રસ્નાધયેન" એટલે, પ્રથમ તેના બન્ને હાથો ધોવડાવવાનો છે. આ ઠેકાણેથી પ્રથમ બન્ને હાથો ધોવાનું જોકે મોગમ જણાવે છે, તોપણ એ વાકયના આગલા પાછલા સંબંધ ઉપરથી ખુલ્લું જણાય છે કે તે ગોમેજ, ખાક, પાણી વગેરેથી ચોળવા અને ધોવાના છે. પ્રથમ હાથ ધોવાના વાસ્તવિક કારણો દર્શાવતાં કહે છે કે "આઅત યત હે જસ્ત નોઇત ફ્રસ્નાત" એટલે, અગર તેના બન્ને હાથો નહીં ધોવાયલા હોય તો, "આઅત વીસ્પાંમ હવાંમ તનુમ અયઓજદાત કેરેનઓઇતી" એટલે, (રીમન નાહાનાર માણુસ) પોતાના તમામ તનને અપવિત્ર કરે છે. આ વાકયો ઉપરથી જણાય છે કે પ્રથમ બન્ને હાથો એવાં સાધનોથી ધોવાનાં છે કે જે રીમની, આલુદગી વગેરે દુર કરવાનો ગુણ ધરાવતાં હોય, અને તે બીજાં કોઇજ નહીં પણ ગોમેજ, ખાક અને પાણી છે. પરગરદ ૯ મી માં મોગમ બન્ને હાથો ધોવાની તાકીદ કરવા પછી શરીરના સઘળા અવયવોને ચોકસાઈથી પાણીએ ધોવા જણાવે છે. અને એવીજ એક સરખી તરતીબથી રીમન માણુસે ગોમેજ અને ખાક ચોળવી જોઇએ, એમ એક અભ્યાસી સેહેજમાં જોઇ શકે. પાણીથી પ્રથમ હાથ પાક કરવા વગર અગર શરીર પવિત્ર થઇ શકતું ન હોય તો ગોમેજ વગેરેથી પ્રથમ હાથ મસળવા વગર શરીરની આલુદગી તદનજ દુર થઇ શકે નહીં. જે કારણે પ્રથમ પાણીથી બન્ને હાથો ધોવાના છે, તેજ એક સરખાં કારણે ગોમેજ અને ખાકથી પ્રથમ બન્ને હાથો ચોળવા અવશ્યના છે. આતશ, પાણી વગેરે જરથોસ્તી ધર્મે પવિત્ર માનેલી વસ્તુના સંબંધમાં આવવા પેહેલાં એક રીમન માણુસે પોતાના હાથો ગોમેજ, ખાક અને પાણીથી "ફ્રસ્ના" એટલે, ધોવા અને ચોળવાના છે, એમ ઉપલા વાકયનો ચોખ્ખો ભાવાર્થ છે. માટે વંદીદાદની ૧૮ મી પરગરદ પ્રમાણે એક જરથોસ્તીએ ઉંઘમાંથી જાગૃત થવા પછી આતશને રોશન કરવાનો છે, અને તે કરવા પેહેલાં તેના બન્ને હાથો "ફ્રસ્ના" એટલે, ધોવાના છે. અને તે વંદીદાદની ૯ મી પરગરદના આધારે ગોમેજ અને પાણીથી ધોવામાં આવે તો, તેથી વંદીદાદે શિખવેલો પાકીજગીનોજ કાનુન અમલમાં મુકાય છે. વંદીદાદની ૯ મી પરગરદના શીખવ્યા પ્રમાણે એક રીમન માણુસે **આતશના** સંબંધમાં આવવા પેહેલાં ગોમેજ વગેરેથી પેહેલાં બન્ને હાથો ચોખ્ખા કરવાના છે, અને સવારમાં ઉંઘમાથી જાગૃત થવા પછી એક જરથોસ્તીએ **ફરજીઆત આતશ રોશન** કરવાનો છે, જે

કરવા પેહેલાં બન્ને હાથો ધોવા વંદીદાદની ૧૮ મી પરગરદમાં તાકીદ કીધી છે, અને તે ૯ મી પરગરદના આધારે ગોમેજ અને પાણીથી ધોવામાં આવે તો, તેથી આપણે વંદીદાદની અસલ નેમથી વેગળા ગયલા ઠરીશું નહીં. આપણે પ્રમાણીકપણે માન્ય કરીશું કે આખા વંદીદાદમાં રીમનની આલુદગી પોંહોંચેલાં માણસોનેજ ગોમેજનો ઉપયોગ કરવા જોકે ફરમાવ્યું છે, તોપણ સવારમાં ઉંઘમાંથી જાગૃત થવાની હાલત "વાસીદી" એટલે, નાના પ્રકારની ગેરસફાઇની હોવાથી, આતશ જેવા એક અતિ પવિત્ર કિબ્લાને વાસીદા હાથનો સ્પર્શ થવા પેહેલાં વંદીદાદની ૯ મી પરગરદના અસલ નીયમને અનુસરી તેને ગોમેજ અને પાણીથી પાક કરવામાં આપણાં બુજોરગોએ ઠરાવેલો સફાઈ અને સુગડાઇ જાળવવાનો આ કાનુન વંદીદાદની તલીએની મકસદજ માત્ર બર લાવે છે.

એજ પ્રમાણે આફ્રીનગાંને રપીથવંન, મેહેર યસ્ત ૫૦ ૯૧ અને વંદીદાદમાં "ફ્રસ્નોતએબ્ય. જસ્તએઇબ્ય" એવા શબ્દો આવે છે, જેનો બંને ધોયલા હાથે આરાધું, એવો મોગમ અર્થ થાય છે. એજ શબ્દો સાથે "ફ્રસ્નાતએબ્ય. હાવનએઇબ્ય" એવા શબ્દો આવે છે, અને જે બન્ને ધોયલી હાવને આરાધું, એવા મોગમ અર્થોજ વપરાયલા મળે છે. આ બે "**હાવન**" તે યોજદાથ્રેગરીના ક્રીયા કામમાં આવતાં ખાંડણી જેવાં એક ઓજારનું નામ છે, "અસ્મન હાવન" એટલે, પત્થરની હાવન, અને બીજી "અયંઘહએન હાવન" એટલે, લોઢાંની હાવન છે. હાલ ક્રીયા કામમાં છેલ્લી ધાતુનીજ હાવન ઉપયોગમાં આવે છે. હવે આ **હાથ** અને **હાવન** એ બન્ને સાથી ધોવાં, તે આપણે તપાસીશું. વંદીદાદમાં બાવરચીખાનાંને લગતાં ધાતુ અને પત્થરનાં વાસણો અગર રીમન થયલાં હોય તો તેને પોકલપણાં અને ઘટપણાના પ્રમાણમાં ગોમેજ, ખાક, અને પાણીથી "ફ્રસ્ના" એટલે, ધોવા ફરમાવેલું છે. એમાં લોઢાનાં વાસણને ત્રણવાર અને પત્થરના વાસણને છવાર ધોવા જણાવેલું છે. આ ફરમાન જો કે રીમન થયલાં અને વળી રાધણશાળાને લગતાં વાસણો માટે આપવામાં આવેલું છે. તોપણ પાવ મેહેલને લગતી ક્રીયા કરતાં એક યોજદાથ્રેગર ક્રીયાના આલાતો ગોઠવવાના "ખાન" એટલે, પત્થરના બાજટને "ખષ્નઓથ્ર અહુરહે મજદાઓ" પઢતાં ત્રણવાર સીધો અને ત્રણવાર આડો મળી છવાર, અને ક્રીયાના ધાતુના આલાતોને ત્રણવાર ગોમેજ અને ખાકથી નહીં, પણ માત્ર પાણીથી "પાવ" કરે છે. પાકીજગીના તરીકાવાલી એક ચઢતી કીસમની ક્રીયા કરતાં, વંદીદાદની મુળ નેમને અનુસરી ક્રીયાના આલાતો ગોઠવવાના "ખાન" ને છ વાર અને ધાતુના આલાતને ત્રણવાર પાણીથી પાવ કરવાનો આપણા દાનેશમંદ બુજોરગોએ ઠરાવેલો કાનુન આલુદગી સંબંધી સેહેજબી શકસુબેહ દુર કરવાની અને સર્વથી ચઢતા પ્રકારની પાકીજગી જાળવવાનીજ જણાય છે. પત્થર અથવા ધાતુના રીમન વાસણને વંદીદાદ પ્રમાણે છવાર અને ત્રણવાર ધોવાના છતાં, પવિત્ર ક્રીયા કામમાં વપરાતાં રીમની નહીં પોંહોંચેલાં પત્થર અથવા ધાતુના વાસણને માત્ર પાણીથી અમુક વખત ધોવાનું જેમ આપણા બુજોરગોએ ઠરાવેલું છે, તેમજ વંદીદાદે શિખવ્યા પ્રમાણે એક રીમન માણસે આતશના સંબંધમાં આવવા પેહેલાં, જોકે ગોમેજ વગેરેથી પ્રથમ બન્ને હાથો ધોવાના છે, તોપણ રીમની નહીં પોંહોંચેલાં માણસે સવારના ઉંગમાંથી જાગૃત થવા પછી, આતશના સંબંધમાં આવવા પેહેલાં બન્ને હાથો ગોમેજ અને પાણીથી ધોવા આપણા બુજોરગોએ ઠરાવેલું છે, અને તે નાના પ્રકારની ગેરસફાઈ દુર કરવાનુંજ જણાય છે.

વંદીદાદની ૧૮ મી પરગરદમાં ઘરનો આતશ રોશન કરવા માટે પેહેલાં બન્ને હાથો ધોવા, એવો મોગમ અર્થ દર્શાવેલો આપણે જોયો છે, અને તેનો ખુલાસો વંદીદાદની ૯ મી પરગરદન આધારે તે ગોમેજ અને પાણીથી ધોવાનો કીધેલો આપણે જોઇ ગયા છીએ. વંદીદાદમાં ઘણે ઠેકાણે "ફ્રસ્ના" શબ્દ મોગમ અર્થે વપરાયો છે. વળી એ શબ્દ કોઈ ઠેકાણે માત્ર ગોમેજથી, તો કોઇ ઠેકાણે માત્ર પાણીથી ધોવા માટેબી વપરાયો છે. તેમજ ૯ મી પરગરદમાં અને

બીજે ઠેકાણે ગોમેજ અને પાણી એ બન્ને વસ્તુઓથી ભેગુ ધોવા માટેભી "ફ્રસ્ના" શબ્દ મળે છે. આ પ્રમાણે ધર્મમાં કયાં ગોમેજથી ધોવું, કયાં પાણીથી ધોવું, અને કયાં પાણી તથા ગોમેજથી ભેગુ ધોવું તે માટે પ્રસંગ પ્રમાણેજ વંદીદાદમાં તેનો ઉપયોગ કીધેલો જોવામાં આવે છે. અને વંદીદાદના આ ધોરણ પ્રમાણે જોતાંબી ૧૮ મી ફરગરદમાં સવારના પોહોરમાં બન્ને હાથો ધોવા જણાવેલું છે, અને તે ગોમેજ અને પાણીથી ધોવાનું બુજોરગોએ ઠરાવ્યું હોય તો તેમાં તેઓની નેક નેમ પાકીજગી જાળવવાનીજ જણાય છે. આતશને અડકવા પેહેલાં માત્ર બન્ને હાથો ધોવાની વંદીદાદની જોકે મુળ નેમ છે, તોપણ હાથ સાથે મોઢું અને પગ ધોવાનું બુજોરગોએ ઠરાવેલું છે. વંદીદાદના "ફ્રસ્ના" એટલે, બન્ને હાથો ધોવા એવા મોગમ શબ્દનો અર્થ કાંઇક કારણ સહીત ગોમેજ અને પાણીથી ધોવાનો બુજોરગોએ ઉઠાડેલો છે, અને તે અર્થને પેશ પાડવા માટે પાછલા જમાનામાં ગોમેજનું એક નામ તેઓએ "દસ્તશુ" એટલે, હાથ ધોવાની ચીજ એવું આપ્યું છે. પાજંદ અને ફારસી ભાષાનો આએ "દસ્તશુ" શબ્દ અવસ્તા "ફ્રસ્ના જસ્ત" ઉપરથીજ નીકળેલો છે અને તે ગોમેજથી હાથ ધોવાનો અર્થ ધરાવે છે.

રૂડા રેવાજો અને તેને માન આપવાની ફરજ.

આ બારીક તપાસ પછી એવાં અનુમાન ઉપર આપણે આવીશું કે બામદાદે ખાબગાહથી બિદાર થતાંજ ગોમેજ ચોપડવાનું પાધરૂં ફરમાન અવસ્તાના હાલ બચેલાં આખાં સાહિત્યમાંથી મળી આવતું નથી એમ એક સાચા અભ્યાસીએ ખુલ્લું કેહેવું જોઇએ. સવારમાં ગોમેજ ચોપડવાનું ધર્મનું સીધું ફરમાન નથી, પણ એક રેવાજ છે, એવી બીજી બાજુ તરફથી રજુ થતી દલીલમાં જોકે આપણે વજુદ જોઇએ છીએ, તોપણ સવારમાં ગોમેજ ચોપડવાના એક રેવાજને ખાતરજ તેને સદાનો તરક કરવાને જ્યારે તેઓ તરફથી સીફારસો બલકે આગ્રહ કરવામાં આવે છે ત્યારે તેઓની દલીલબી પાયાદાર રહી શક્તી નથી. ચાલુ રીવાજની એવી સેંકડો દલીલો રજુ કરી શકાશે, કે જેને માટે ધર્મનું ખાસ ફરમાન હોતું નથી, પણ આપણે ભલાં નિયાગાનોની કદીમ રાહેરસેશને માન આપી ચાલીએ છીએ, કોઇ રેવાજને ધર્મનો ટેકો નહોય અને એટલાજ ખાતર એક ગમે એવો રૂડો રેવાજ સદાનો તર્ક કરવાને પુરતો ગણાતો હોય તો, એક જરથોસ્તી બાળકની ધર્મમાં દાખલ થવાની પેહેલી પરીક્ષા જે "નવજોત" ને નામે ઓળખાય છે, તે વેળા અમુક રીતે બાળક ઉપર ક્રીયા કરવા, તે માટે ચોકસ ભણતર પાઠ કરાવવા, તેને સુદરેહ કુસ્તીનો સરોપાવ આપવા, તેને "એોસ્તા" કે "બેહેદીન" નો એલકાબ આપવા, સુદરેહ સફેદ રૂનો બનાવવા, તે ઉપર કોથલી જેવો આકાર કરવા, મેંઢાના સફેદ ઉનની, બોતેર તારની, છ લરી અને બે લર સાથની આજની આપણી પોકલ કુસ્તી કાંતવા, વણવાં અને ઉથ લાવવા તેમજ અમુક વસ્તુનું અને અમુકજ તરતીબથી સુદરેહનું પેહેરણ અને કુસ્તીનો કમરબંધ બનાવવા ધર્મમાંથી પાધરી દલીલ મળતી નથી. વળી વિદ્યાના ઘણાં ઉંચા ધોરણ ઉપર રચાયલી "પાદીઆબ ક્રીયા," તેનું ભણતર અને તેની તરતીબ; તેમજ શાદીના પવિત્ર ગાંઠથી બંધાવાના શુભ અવસરની ક્રીયા અને તેનું ભણતર વગેરે દાખલાઓમાં ધર્મનો સીધો ટેકો નથી, પણ આપણ નિયાગાનોથી ચાલતો આવેલો કદીમ રેવાજ છે. માટે સવારમાં ગોમેજ ચોપડવાનો રેવાજ અગર તર્ક થઇ શકતો હોય તો, ધર્મમાં દાખલ થવાની નવજોત ક્રીયા, બંદગીમાં મશ્ગુલ થવાની પાદીઆબ ક્રીયા શાદીના ગાંઠથી બંધાવાની લગન ક્રીયા વગેરે વગેરે ઘણી મોતેબર ક્રીયાઓ તર્ક કરવા કેહેનારાઓબી મળી આવવા જોઇએ! અને પાદીઆબ, નવજોત કે શાદીની અગત્યની ક્રીયા તર્ક કરવા કેહેવું જેટલું અક્કલથી દુર છે, તે કરતાં વીનાં કારણે ગોમેજનો ઉપયોગ રદ કરવા કેહેવું થોડું અકકલહીણુ નથી. જંગલી કે શું સુધરેલી સઘળી પ્રજાઓમાં આ અને એવીજ કીસમની ક્રીયાઓ જાયજ છે. ખરૂં છે કે ધર્મના ફરમાન ઉપર રેવાજને સરસાઇ

આપી શકાશે નહીં. એક રેવાજ ઉપર ધર્મ ફરમાનની સત્તા જોકે સર્વોપરી ગણાય, તોપણ ઘણા સારા રેવાજો જે કાંઇ વજુદ ધરાવે છે તેને અગર ધર્મ ફરમાનની સત્તા જેટલું નહીં તોપણ ભલાં નિયાગાનોના રૂડા રેવાજોને ઘટે એટલું માન આપવાની આપણી ઐન ફરજ છે.

દીનદારો! કોઈબી રૂડા રેવાજોને પુરતાં માન સહીત સ્વીકાર કરવાની ફરજથી ધર્મની રૂએ જોતાંબી તમો પુરેપુરા બંધાયલા છો. તમારા ધર્મ તરફથી તમોને જુના પણ લાયક રેવાજો પાળવાની મંજુરીઆત મળી છે, એટલુંજ નહીં પણ ધર્મમાં રૂડા રેવાજોની ઘણા માન સાથ યાદ કીધી છે કે, "દરેગામ ઉપયનાંમ યજમઇદે" એટલે, લાંબા વખતથી ચાલતા આવેલા રેવાજોની અમો સ્તુતી કરીએ છીએ. ફરવરદીન યસ્તમાં આગલા મજહબને માન આપી ગયલા પોરીઓદકેશોનાં ફરોહરોની યાદ કરવા પછી એજ પોરીઓદકેશોના તરીકા અથવા રેવાજને વખાણવામાં આવ્યા છે કે "પઓઈર્યન તકએષે યજમઇદે ન્માંનનાંમ્ચ વીસાંમ્ચ જંતુનાંમ્ચ દખ્યુનાંમ્ચ યોઈ હેન્તિ" એટલે, ઘરોનાં, મોહોલાઓના, કસબાઓના અને દેશોના આગલા અથવા ઉત્તમ રેવાજો જેઓ હાલ છે, તેઓને અમો વખાણીએ છીએ. અવસ્તામાં મજદયસ્નની ધર્મ, જરથોસ્તના કાયદા કાનુનો અને ચાલતા આવેલા રેવાજોને ભેગા યાદ કરવામાં આવ્યા છે. કેમકે,

દાતેમ વીદોયુમ યજમઇદે.
દાતેમ જરથુશ્ત્રિ યજમઈદે.
દરેઘાંમ ઉપયનાંમ યજમઇદે.
દએનાંમ વંગુહીમ માજદયસ્તીમ યજમઇદે.

એટલે, દેવ (ખરાબ શક્તિઓ) પૂજાનો તિરસ્કાર શિખવનાર જરથોસ્તી કાયદાને, પ્રાચિન રેવાજોને અને દીનેબેહે માજદયસ્નીને અમે માન આપીએ છીએ.

આ ઉપરથી એક રૂડા રેવાજને માન આપી ચાલવામાં આપણે ગેરવાજબી કરીશું નહીં, બલકે ખુદ ધર્મના વિચારોને માન આપી ચાલનારા વાજબી રીતે ઠરીશું. અલબત આપણે ખોટા રેવાજોની હીમાયત કરીશું નહીં. ચાલુ રેવાજથી ધર્મના ફરમાનનું ઉલંઘન થતું હોય, ધર્મને હીણું લાગતું હોય, કોમની કીર્તિને કલંગ લાગતો હોય વગેરે કોઈ ગંભીર દાખલામાં અગર સુધારો કરવામાં આવે તો તેમાં આપણે દોષીત ઠરીશું નહીં. બલકે એવા બારીક મામલા વેળા ધર્મ અને કોમની કીંમતી સેવાજ બજાવીશું.

ખરૂં છે કે બામદાદે બિછાનેથી બિદાર થતાં કે નહાવા પેહેલાં ગોમેજ ચોપડવાનો ચાલતો આવેલો એક રેવાજ છે, નહીં કે ધર્મ પુસ્તક અવસ્તાનું પાધરૂં ફરમાન. અને આ રેવાજ છે તેથીજ તેને વગર વજુદનો ગણવો ઘટતો નથી. એક રેવાજ અગર રૂડો હોય તો તેને જરથોસ્તી ધર્મનો ટેકો છે. ગોમેજ માત્ર સુગંધી ન હોવાથી તેના તરફ સુગ ધરાવી તેને છોડી દેઈ "કારબૉલીક સોપ" અને બીજી સુધંધી વસ્તુનો ઉપયોગ કરવાને કેટલાક કેળવણી પામેલા સુધરેલા વિચારવાળાઓ તરફથી ખરચાલુ ભલામણો કરવામાં આવે છે. આ સુગ કાંઈજ નહીં પણ એ વસ્તુ તરફનો અભાવ અથવા ખોટી છીત છે, જે ખોટે રસ્તે દોરવાયલા ખ્યાલી વિચારોનું પરિણામ છે. ગોમેજ ઉપયોગમાં નહીં લેવાના સંબંધમાં છીતનુંજ કારણ પુરતું હોય તો મુવેલાં કાલબુદને 'ખુરશેદ નેગેરસ્ન' એટલે, **સુરજદહા** કરવા જેવા ધર્મ સંબંધી ઘણા મોતેબર દાખલાઓમાં જરથોસ્તીઓનો એક નાનો વર્ગ જે છીત ધરાવે છે તે શું વાજબી ગણાશે? નાના વર્ગનો એક વિચાર તે આખા ટોળાનો હોય નહીં અને તેથીજ તે સત્તાદાર ગણાય નહીં. છીત સીવાય એવું કોઇ વાજબી કારણ આપણી પાસે નથી કે, જેથી એક રેવાજને ઘણાંજ નજેવાં કારણે છોડી દઇએ. માત્ર છીત એજ કારણ એક સારો રેવાજ સદાનો તર્ક

કરવાને પુરતું ગણાય નહી, કબુલ કરીશું કે ગોમેજ સુધંધી વસ્તુ નથી, અને માત્ર એજ એકલાં કારણથી તેને દોષ દેવા નીકળી પડનારા અને તેને રદ બાતેલ કરવા ચાહનારા ગૃહસ્થોની એક તરફી અને ફેરવાઈ ગયલી મતી તેઓને કેવી આડે રસ્તે દોરવી લઇ જાય છે તેનો મજબુત પુરાવો એ છે કે, ગોમેજ કે જેમાં ચોક્કસ જાતનો વાસ હોય છે, અને જે તેમાં સમાયલા "કારબોલીક એસીડ" ના ગુણને લીધે જોકે અવશ્યનો છે, તોપણ તેને રદ કરી "કારબોલીક સોપ" નો ઉપયોગ કરવા તેઓ જણાવે છે, કે જેમાં ગોમેજ જેવો બલકે તે કરતાં વધારે તીક્ષણ વાસ હોય છે, અને તોપણ તે વાસ એ સુગાંતરા ભાઇઓ ઘણા હોંસ હાથે લેવા તૈયાર થાય છે. ગોમેજમાં જે વાસ હોય છે તે એક ભાત્નીક જરથોસ્તીનું સ્વધર્મ ઉપરનું ઇમાન તપાસવાની એક કસોટી છે એવું કેટલાકોનું કેહેવું છે. આ ઉપરથી જણાશે કે ગોમેજ જેવી એક નિર્દોષ વસ્તુને નાહક વગોવવામાં આવે છે! તપાસવાનું એટલુંજ છે કે એક રેવાજ આપણને કોઇબી રીતે નુકશાંનકારક છે કે નહીં. એક એક રેવાજ કે ધર્મનું ફરમાન જ્યાંસુધી આપણને નુકશાનકારક નથી, ત્યાંસુધી તેને વળગી રહેવામાં ખોટું કાંઇ નથી. ચાલુ સમયમાં એવી કોઇ રાહેરવેશના ફાયદા દર્શાવવા જેટલી આપણી અક્કલ પોંહોંચી શક્તિ નહોય તો તેમાં આપણી સમજ શક્તિનીજ ખામી છે. ધર્મનું ફરમાન કે રેવાજના ગુણ દોષ સુધી પોંહોંચી નહીં વળવાની આપણી પોતાની ખામી છતાં ધર્મ કે રેવાજને દોષ દેવા નીકળી પડવું સજાવાર નથીજ. પોતાનાજ પગ ઉપર ખડા રેહેવાને જ્યાંસુધી આપણે શકિતવાંન નથી ત્યાંસુધી ધર્મ કે રેવાજની કોઇબી બાબદનો ઇન્કાર કરવાના સેવટના અનુમાન ઉપર આવવું જેમ પાયાદાર ઠરે નહીં, તેમજ એવી બાબદોને વેહેમી ગણી હસી કાઢવુંબી ઘટે નહીં. ધર્મ સંબંધી બાબદો ઉપર એતેકાદ સાથે ધીરજ અને ડહાપણથી વિચારો ખપાવ્યા વીના તેને એકેદમ હસી કાઢનારાઓએ ઘણી વેળા પોતાની ભુલો જોઈ છે. પેહેલી નજરે જે બાબદો તેઓને હસવા સરખી જણાઈ છે, તેજ બાબદોના ઉંડાણમાં ઉતરી યુરોપ્યન વિદ્વાનોએ અને જરથોસ્તી અભ્યાસીઓએ મનપતીજ ખુલાસાઓ કરી તેઓની ગુમરાહી દુર કીધી છે. ધર્મનું ફરમાન કે ચાલતો આવેલો એક રેવાજ સામાન્ય રીતે નુકશાંનકારક નહોય તો બીરાદરો! તમો તેને હાથ ના ધરો, કોઈ બીજા વખતને માટે રેહેવા દો, અને કોઈ સારા હાથમાં જવા દો, ત્યારેજ તેમાં સમાયલા ભેદ ભરમોનો પરદો તમે સેહેજે ખુલ્લો થયલો જોશો. તમારાજ જમાનામાં કીઆમત થવાની સમજશો નહીં. તમારી પછી ઔલાદ દર ઔલાદ પેદા પડવાની છે, તેમાંથી કોઈ એક સુભાગ્યવંતી માનો સપુત એવો પેદા પડશે કે જે બાબદો માટે હાલે આપણે શકમંદ અને ગુમરાહ હોઇએ તે બાબદોના મઆકુલ ખુલાસાઓ કરી આપણી સઘલી શકમંદી અને ગુમરાહી દુર કરશે. આજ શુમારે એક દાહેકાની મુદત ઉપર એક કેળવાયલાં અને વગવાળાં મંડલ રૂબરૂ એવાજ વિચારો તમારા અદના સેવકે પ્રગટ કીધા હતા, જે આ સંગ્રહના મારા રેસાલા બીજામાં છપાયલા મોજુદ છે, અને તેજ વિચારો આજ આ ઠેકાણે પ્રસંગોપાત હોવાથી તમો સાહેબોની સન્મુખ ફરીફરી ધરૂં છું. "આ જાણવુ થોડું અગત્યનું નથી કે નવાં સ્વરૂપની જરૂર નહીં એવી કોઈ ચાલુ વખતને નહી બંધબેસ્તી જુની પણ નુકશાંનકારક બાબદ તર્ક કરવામાં કાંઇબી દોષ નથી. તેજ વેળા આબી ભુલવું ન જોઇએ કે કેટલાક દાખલામાં ઘણો ગેરલાભ અટકાવવાને થોડાક ભોગે વધારે ફાયદા ભરેલો માર્ગ અખત્યાર કરવો ઘણો સારો છે. તોપણ આ એક ઘણું ભુલ ભરેલું પગલું છે, કે એક બાબદ હાલના જમાનાને અનુસરતી હોતી નથી, તો ચાલુ સમયને અનુકુલ આવતાં સાધનોથી તેની પુરણી કરવા વગર છોડી દેવામાં આવે છે. જેથી સેહેજ ખુબીવાલું જુનુંબી જતું રહેલું ઘણા દાખલામાં આપણે જોયું છે. સમજુઓ દેશ, કાળ, અને સ્થીતિને નહીં અનુકુલ આવતી

જુની બાબદની જગ્યા જ્યાંસુધી લાભકારક નવીન બાબદથી પુરાતી નથી ત્યાંસુધી તેને અધુરે ન મુકતાં જુનાંને સોનું કરી વળગી રહેછે. ડહાપણ ભરેલો માર્ગ એજ છે, અને ધર્મ જેવી અતિ ગંભીર બાબદમાં તો એવી ડહાપણ ભરેલી દુર અંદેશીની વિશેષ જરૂર છે."

બિરાદરો! પરોઢીઆમાં ગોમેજ મસલવાનો રેવાજ ગમે એવો રૂડો અને ગમે એટલો ગુણગારો છે તોપણ સાધારણ નજરે તપાસતાં તેમાં જો કોઈબી દેખાતી ખાંમી હોય તો તે "કાર્બોલીક એસીડ" જેવો વાસ છે. અને એજ એકલાં કારણથી થોડાકો આ વસ્તુને દોષ દઇ તેને નિરૂપયોગી ઠેરવે છે. પણ આ જાણવું અગત્યનું છે કે ગોમેજમાં સમાયલી "એસીડ"ના વાસને લીધે તો એ વસ્તુ પોતાના ઉપયોગીપણામાં વધારો દેખાડે છે અને પોતાનું નિર્દોષ-પણું વધારે સારી રીતે સાબેત કરી આપે છે. ગોમેજ કેટલો કીમતી છે તે આ ઉપરથી સેહેજમાં જણાય છે કે તે બર વખતે અને ગમે એવા સંજોગમાં એક સરખી સેહેલાઈથી મેળવી શકાય છે. ગોમેજ મેળવવાને પૈસાનો ખરચ પડતો નથી કે સખ્ત મેહેનતમાં ઉતરવું પડતું નથી. પણ જેટલી સેહેલાઇથી એક તવંગર માણુસ તે મેળવી શકે છે તેટલીજ સેહેલાઇથી એક મીસકીન માણસબી તેનો છુટથી લાભ લઇ શકે છે. અને તેથીબી ગોમેજ આપણી પસંદગીને વધારે યોગ્ય ઠરે છે. તે શેહેરમાં કે જંગલમાં અને વળી ગમે એટલા જથામાં મેળવી શકાય છે. તેમજ ગોમેજ દુખ દર્દ દુર કરવા અને માણસોને માત્ર સુખશાંતિ બક્ષવાના ઉપયોગમાંજ આવવાથી તે પોતાની કીંમતમાં બેવડો વધારો દેખાડે છે.

આ રેવાજ ધર્મ ફરમાનને આડે આવતો નથી કે તેથી કોમની કીર્તિને ઝાંખ લાગતી નથી. પણ પાકીજગી જાળવવાની આપણા પાક મજદયસ્ની જરથોસ્તી ધર્મની તળીએની મકસદજ બર લાવે છે. માટે જરથોસ્તી અભ્યાસીઓએ એવા કાઇબી નિર્દોષ રેવાજોને વિના કારણે વખોડવા સજાવાર નથી. આ સઘળાં વાસ્તવીક કારણો નિર્મળ મને અને ખાલેસ દિલે તપાસવા પછી આપણે સેવટનાં એવાં અનુમાન ઉપર આવીશું કે બામદાદે ખાબગાહથી બિદાર થતાંજ શરિરનાં ઉંઘાડા ભાગોને ગોમેજ મસળવાનો આ રેવાજ રૂડો અને ગુણગારો છે; તે સેહેલો, સસ્તો તથા સુતરો છે અને તે બાયજ રેહેવામાં અઘવડ, હલાકી કે અહેરાંનગતિ પોહોંચતી નથી.

અથ જમ્યાત યથ આફ્રિનામિ.

આમીન!

[ નવસારીવાલા એરવદ ખુરશેદજી એરચજીએ કીધેલી વાયજ. ]

# અશોનાં ફરોહરોની આરાધના

## અને

# ફરજંદ વારેસોની ફરજ.

"અશઓનાંમ૦૦૦ યજમઇદે" એટલે અશો લોકોનાં ભલાં, કીર્તિવંત અને પાક ફરોહરોની અમો આરાધના કરીએ છીએ.

દીનદાર બાનુઓ! આ ચાલુ મુબારક સપંદાર મહીનામાં આપણા સઉથી મોટા તેહવારના દિવસો છે. જે તેહેવારને આપણે નોરોજ, દોસલાં, મુકતાદ એવે જુદે જુદે નામે ઓળખીએ છીએ. એ પવિત્ર દિવસો નોરોજના તરીકે ગણાવાનું કારણ, નોરોજના સાધારણ અઢાર દહાડા ગણવામાં આવે છે, તેમાં માત્ર નોરોજ એક ખાસ દિવસ છે, જે ફરવરદીન મહીનો અને પાક હોરમજદ રોજ છે, જે ઉપરથી અઢાર દિવસો નોરોજના દહાડા તરીકે ગણાયા છે. આ દિવસોને દોસલાંના દિવસો કહેવાનો ખુલાસો મળતો નથી. આ પવિત્ર દિવસોને મુકતાદના દહાડાઓ કેહેવાનો ખુલાસો એ છે કે, મુકતાદ સંસ્કૃત શબ્દ "મુકતાત્મા" નો ટુકો આકાર થયલો છે. "મુકતાત્મા" નો અર્થ રવાનના છુટકારાના દહાડા થાય છે. જેનો ખુલાસો ધર્મની કેતાબોમાં એવો કરવામાં આવ્યો છે કે, એ પાક દહાડાઓ ઉપર બેહેસ્તી કે શું દોજખી રવાનોનું આ જહાનમાં આવવું થાય છે. અશોનાં ફરોહરોનું આએ પાક હંગામ ઉપર આ તરફ આવવું થાય છે, એમ આપણા પાક અવસ્તામાં જણાવેલું છે. કે, "યાઓ વીસાત્ આવયેઇન્તિ હમસ્પથ્મ ઍદૅમ્ પઇતિ રતૂમ્" એટલે, અશોનાં ફરોહરો હમસપથમદેમ ગાહાંબારના હંગામ ઉપર આ તરફ આવે છે. આ પાક દિવસોને **ફરવરદીઆંન**ના દહાડા એવે નામેબી ઓળખવામાં આવે છે. અને એજ નામ ધર્મ પુસ્તકને આધારે આ પાક દિવસો માટે વધારે દરોબસ્ત છે. ફરવરદીઆંનનો અર્થ આપણાં વહાલાં ગુજરી ગએલાંઓના પાક ફરોહરોની ક્રીયા કરવાના દહાડા થાય છે. જે મતલબ આ પવિત્ર દિવસો માટે તદન બંધબેસતી છે, માટે તમે દીનદારો હવે પછી આ પાક દહાડાઓને ફરવરદીઆંનનાજ દહાડાને નામે ઓળખશો. અને આપણી વાએજમાંબી એ પવિત્ર દિવસોને ફરવરદીઆંનનેજ નામે ઓળખીશું.

આપણ જરથોસ્તીઓ સાધારણ રીતે ફરવરદીઆંનના અઢાર દહાડા ગણીએ છીએ, જે સપંદાર મહીનાના અશીશવંગ રોજથી શરૂ થઇ ફરવરદીન મહીનાના અમરદાદ રોજે પુરા થાય છે. હમદીન બીરાદરો! ફરવરદીઆંનના અઢાર દિવસો ગણવામાં સમજફેર થયલો છે. ફરવરદીઆંનના ખરા દિવસો દશ છે, જે સપંદાર મહિનાના આશતાદ રોજે શરૂ થાય છે અને પાક હમસપથમદેમ ગાહાંબારને દિવસે આખેર થાય છે. ધર્મમાં જણાવ્યું છે કે, તમારાં ગુજર પામેલાં વહાલાં ખેશાવંદોના ફરોહરોનું અત્રે પધારવું એજ પાક દશ દિવસ ઉપર થાય છે. "આઅત્ અથ્ર વીચરૅન્તી દશ પઈરિ ખ્પપનો" એટલે, આ જહાનમાં દશ દિવસ ફરોહરો ફરહર કરે છે. એ પાક દશ દિવસ સિવાયના બાકી આઠ દિવસોમાંના એક પેહેલા અશીશવંગ રોજે આફ્રીગાંન બાજની ક્રીયા કરવામાં આવે છે. એ રોજે ક્રીયા કરવામાં ગુનાહ થાય છે એમ હું કહીશ નહીં, પણ મારે એટલુંજ દેખાડવાનું છે કે ફરવરદંગાંનના ખરા દિવસો દશ છે. બાકી રહેલા સાત દિવસો ફરવરદીન મહીનાના પાક હોરમજદ રોજથી અમરદાદ રોજ સુધીમાં,

આપણા નિયાગાંનો નોરોજની ખુશાહાલીમાં ગુજારતા હતા, જેની કાંઇક ઝાંખી યાદ તે નેક નિયાગાંનોને પગલે ચાલી હાલે આપણે તાજી રાખીએ છીએ. ફરવરદીઆંનના પાક દશ દિવસોમાંના પેહેલા પાંચને ફારસી અને પેહેલવી કેતાબોમાં "પંજીએ કેહે" એટલે, નાના પાંચ દિવસો અને અહુનુઅદ ગાથાથી વહેશતોએશત ગાથા સુધીના પાંચ દિવસોને "પંજીએ મેહ" એટલે, બુજોર્ગ પાંચ દિવસો કહેલા છે.

આપણા પાક ધર્મમાં ફરવરદીઆંનના પાક દશ દિવસોને ઘણી બુજોર્ગી મળેલી છે. જે કામ માટે એ પાક દિવસો મુકરર કીધેલા છે તે કામને વળી ધર્મમાં ઘણી અગત આપેલી છે. અને તમોને રોશન છે કે, આ પાક દહાડાઓ આપણા "નબાનજ દીશતનાંમ. ફ્રવશીનાંમ" એટલે, અતલગનાં અને "પઓઇરિઓ તકએપનાંમ્ ફ્રવશીનાંમ" એટલે, દુરનાં ગુજર પામેલાં વહાલાં ખેશાવંદાના ફરોહરોની પવિત્ર યાદ કરવાના દિવસો છે, માટે તે ગમીના દિવસો છે. આ પાક દિવસોને ખુશહાલીના લેખશો નહીં, અને રંગરાગ તથા અમન ચમનમાં ગુજારશો નહીં. એ દિવસો તમારાં વહાલાં ગુજરી ગએલાંઓની યાદમાં અતિઘણી ગંભીરાઇથી ગુજારવાનાં છે. એ દિવશોની ગંભિરાઈ ઘણી મોટી છે. ગંભિરાઇ, પાકી અને પરેહેજગારી, એ દિવસો માટે અવસ્યનાં છે. વરસમાં ગફલતીથી યા બીજા કારણથી તમારાં અશોનાં ફરોહરોની આરાધના કરવામાં કસુર થઈ હોય તો વરસની આખેરીએ તેઓની સામટી આરાધના કરવા માટે સામટા દશ દિવસો ધરમમાં મુકરર કીધેલા છે, અને તેટલા માટે તે ઘણી મોતેબરી ધરાવનારા છે.

આ પાક દિવસો ઉપર જરથોસ્તીઓને વાજેબ છે કે, દુનિયાદારીના કામોથી ફારેગ થઈ, બની શકે તો અલગ થઇ, દર બામદાદે તન પાક કરી, મનની પાકી સાથે, દરેમેહેરો કે આતશખાનાંઓના પાક મુકામોમાં જઈ; તેમજ ઘરમાં એકાંત એલાહેદી જગામાં, રોશન આતશનો પવિત્ર કેબલો સામે રાખી, એક ચીત્તે ખોદાતાલાની બંદગી અને અશોનાં ફરોહરોની આરાધના કરવા-કરાવવામાં રાતોદીન મશ્ગુલ રહેવું સજાવાર છે.

ફરવરદીઆંનના પાક દિવસો ઉપર આપણાં વહાલાંઓના અશોનાં ફરોહરોની નઇયતે કરવાની ખાસ આરાધના કહી છે, તે ઉપર તમો દીનદારોનું હું ખાસ ધ્યાન ખેંચુંછું. આફ્રીંગાન, સતુમ અને બાજની ક્રીયા શું અદના કે આલા એક સરખી રીતે કરે છે, અને તે વાજબી છે. એ સિવાય આ પાક દિવસો ઉપર તમો દીનદારોને "**ફ્રોરાખશી**" ભણવા-ભણાવવાને હું ખાસ ભલામણ કરૂંછું. કારણકે એ ભણતર આ પવિત્ર દિવસો માટે વધારે બંધબેસતું અને વધારે અસરકારક છે. એકલું એજ ભણતર બીજાંઓ કરતાં અશોના ફરોહરોની મહાન શક્તિ, તેઓનો બુલંદ દરજ્જો અને તેઓથી થતા, જીવતાં નેક માણસોને અગણિત લાભો વગેરેનું પુરેપુરૂં વર્ણન દર્શાવે છે. એ સિવાય શું મરદ કે ઓરત જેઓને બીજાં ભણતર આવડતાં હોય યા નહીં હોય તેઓએ આસતાદ રોજથી અનેરાંન રોજ સુધી "પંજીએ કેહે" ના દિવસો ઉપર ૧૨૦૦) "અષેમ વોહુ" અને અહુનવદ ગાથાથી વહેસ્તોએસત ગાથા સુધી "પંજીએ મેહે" ના પાંચ દિવસો ઉપર ૧૨૦૦) "યથા અહુ વઇરિયો" ભણવી ઘટે છે. એ સિવાય ગુજર પામેલાં વહાલાંઓની યાદ તાજી રાખવાનાં બીજાં સાંધનો ઘણાં છે. જેમકે, પાક અવસ્તાના તરજુમાઓ વાંચવા અને તેમાંથી મળતા ધર્મ નીતિના ધડાઓ શિખવા, સમજવા અને તે પ્રમાણે અંમલ કરવો. એવી તરજુમાની ચોપડીઓ ઘણી મળી આવશે. વળી આપણાં નીઆંગાંનોની કીરતીનાં તવારીખનાં પુસ્તકો વાંચવાં. અથવા ઘણાઓ સાથે ભેગાં થઇ કોઇ પાસે વંચાવવાં. અને આપણા નેક નીઆંગાનોની કીરતી ગાવા સાથે તેઓનાં કીરતી ભરેલાં કામોની યાદ તાજી કરી તે દિલમાં ઉતારવી. તવારીખનાં પુસ્તકો, **શાહનામું**, તવારીખે **હખામનીઆંન**, તવારીખે **શાસાનીઆંન**, વગેરે સત્તાદાર પુસ્તકો બીજાં ઘણાં છે. એ પુસ્તકો વાંચવાથી આપણાં ભલાં નીઆંગાનોની જાહોજલાલી અને કીરતી વીશે આપણે વાકેફ થઇએ છીએ. અને

એ રીતે તેઓની યાદ કરીએ છીએ. ધર્મની ભાષામાં કહું તો તેઓની એક રીતે **આરાધનાજ** થાય છે. વળી આ પાક દહાડાઓ ઉપર સરવે જરથોસ્તીઓને ઘટે છે કે પોતાની મકદુર મુજબ, નાચાર હમજાતીલાંઓ તરફ સખાવતનો ઝરો વેહેતો કરવો. આવી આવી રીતે આ પાક દહાડાઓ ઉપર આપણાં અતલગનાં અને દુરનાં ખેશીઓનાં અશોનાં ફરોહરોની પવિત્ર યાદ અને આરાધના કરવી લાયક છે.

તમારાં ગુજર પામેલાં વહાલાંઓ—પીઆ પીદર એટલે બાપ, કે માયાળુ માદર એટલે માએ, તમારી જમણી બાજુ બીરાદર કે વહાલી બેન, તમારાં બુજોર્ગ બપાઇ બપાવા, કે મમાઇ મમાવા, તથા તમારાં અતિ વહાલા આશાવંત ખાવિંદ કે બેટાઓ, "અવત અવો જીસ્ના ઑહગહેમનાઓ" એટલે, તમારાથી એવી ખાહેશ રાખે છે કે, "કોનો સ્તવાત" કોણ અમારી સેતાએશ કરશે? "કો યજાઇતિ" કોણ અમારી આરાધના કરશે? "કો ઉફ્યાત્" કોણ અમોને પોતાના ખેશાવંદ તરીકે લેખશે? "કો ફ્રીનાત્" કોણ અમારી તરફ મોહબત ધરાવશે? "કો પઈતિજનાત્ ગઓમત જસ્ત વસ્ત્રવત અશનાસ નેનઠ હ" અને કોણ હાથે જાતે ગોદાન અને વસ્ત્રદાન કરી હમોને આદરમાન આપશે?

તમારાં ગુજર પામેલાં વહાલાંઓ તમારા ઉપર કેવી કેવી આશાઓ બાંધે છે? કેવી કેવી ભલી ઇચ્છાઓ તમારી રૂબરૂ રજુ કરે છે. અને કેવી કેવી વાજબી માંગણીઓ તમારી સન્મુખ ધરે છે. તેઓ તમારી પાસે બીજું કાંઈજ નહીં પણ, સેતાયશ, આરાધના, ખેશીપણું, રેહેમદીલી અને પોતાનાં જીવતાં નીરાધાર ખેશીઓની દાઝ દીલે ધરવાને આરજુ રાખે છે. તમો તમારાં વડીલોનાં ફરમાન બરદાર ફરજંદ તરીકેની તમારી પવિત્ર ફરજ દાખલ, અથવા વડીલ તરીકે તમારાં વહાલાંઓ તરફના તમારાં અતિ વહાલની પવિત્ર પિછાંન દાખલ તેઓની આશાઓ ફળદ્રુપ કરો! તેઓની ભલી ઈચ્છાઓ તૃપ્ત કરો! તેઓની વાજબી માગણીઓ બહાલ રાખો! અને તે તમે અમલમાં મુકો. તમારાં ગુજર પામેલાં વહાલાંઓ ઘણી આતુરતાથી રાહ જુવે છે કે, "કહે નો ઇધ નામ આગઇરિઆત" હવાં અમારામાંના કોણના નામગરણ લેવાશે. "કહે વો ઉર્વ ફ્રાયેજ્યાત" તમારામાંનાં કોણનું રવાન ઇજાશે? "કહ્માઈ નો તત દથ્રિમ દયાત્ યત્ હે અઠ હત ખઇર્યાંન ખરેથેમ અજ્યમ્નેમ્ યવએચ યાવએતા તએચ" અને કોણ હમોને જાવેદાંન સુધી તાજા ખોરાકનો બદલો આપશે?

તમો તમારાં ગુજર પામેલાં વહાલાંઓની ઉપલી નેક ખાહેશો બોલેબોલ બર લાવો. તમો આફ્રીંગાન, બાજ, સતુંમ, ફરોખશી, વગેરે ક્રિયાઓ, સામે તાજો મેવો અને પકવેલો અનાજ રાખી નામગરણ લેવાડો છો, જેથી તમારાં તે વહાલાંઓ સંતોષી થઇ, "અહ્માઇ આફ્રીનેનતિ" તમોને આશીર્વાદ દે છે કે, "બુયાત્ અહ્માં ન્માને ગોઉસ્ચ વાંથ્વ વીરનાંમ્ચ," તમારાં ઘરોમાં ગાવ ગોસ્પંદો અથવા અખુટ ખજાનાની અને બહાદુર ફરજંદની વૃદ્ધિ થાઓ! "બુયાત આસુરચ અરપો હેરેજરસ્ચ વાખ્શો" તમો તેજી ગાડીઘોડે ફરનારાં થાઓ! "બુયાત્ ના રતાહીઓ વીઆખ્નો" અને તમારાં ઘરોમાં પ્રખ્યાત પુરૂષો પેદા પડો!

તમોને હું આગ્રહ કરૂંછું કે, અશોનાં ફરોહરોના આ ભલા આશીર્વાદ મેળવવાને યત્ન કરો. તેઓની નેક દુઆ તમોને ફલ્યા વિના રેહેનાર નથી. આપણુ સરવે ઈચ્છીશું કે, ગાવ ગોસ્પંદોની વૃદ્ધિ થવાના, ગાડીઘોડે ફરી અમનો અમાન ભોગવવાના, માલ ખજાનાનો ભંડાર ભરપુર રહેવાના અને પ્રખ્યાત નર પેદા પડવાના, અશોના ફરોહરોના આ નેક આંશીર્વાદ; સઘલાં જરથોસ્તી ઘરો મેળવવાને ભાગ્યશાલી થાય!

તમારા ખ્યાલમાં વટીક ન હશે કે, તમારાં વહાલાંઓના અશોનાં ફરોહરોનું સઘળા ભલા આશીરવાદો સાથે તમારાં ઘરોમાં પધારવું થાય, તે માટે તમો ઘણાં જવીરાં પડો છો. તમો

આતુરતાથી બોલોછો કે,—"જમ્યાંનુ ઇગ્ર અશઓનાંમ્ વહુ હીશ સુરાઓ સ્પેન્તાઓ ફ્રવશયો અશોઇશ બઓેપજ હચિમ્નાઓ જેમ ક્રથઇઇ દાનુ દ્રાજંઇઇ બ્હરે બરેજંઇઇ." અએ અશોના ફ્રોહરો! સંપૂર્ણ અશોઇના બેલાજો સાથે લઇને આ ઘરમાં આવો!

"ફ્રવશયો ખશનુતાઓ અયન્તુ અહ્માીઅ ન્માને" અએ અશો ફ્રોહરો! તમો ખુશી સાથે હમારાં ઘરોમાં રહો! "ખ્શનુતાઓ વીચરેનતુ અહ્મીઅ ન્માને" ખુશહાલ થઇને હમારા ઘરમાં ફરો હરો! "ખ્શનુતાઓ આફ્રીનન્તુ અહ્મીઅ ન્માને વહુહીમ્ અષીમ્ ખાપરાંમ્" ખુશહાલ થઇને આએ ઘરમાં ભલી ભલાઇ અને સુખ સંપત્તિના આશીર્વાદ દો! "ખ્શનુતાઓ પારયન્તુ હચ અહ્માત્ ન્માનાત્" આએ ઘરમાંથી હસીખુશી સાથે પધારો! "સ્તઓમાંચ રાજરેચ બરેન્તુ દથુશો અહુરહે મજદાઓ અમેષનાંમ્ સ્પેંતનાંમ્" દાદાર હોરમજ અને અમેશાસ્પંદોની સેતાયશ માટે વસીલા તરીકે રહો! "મા ચીમ ગેરેન્જાનો પારયન્તુ હચ અહ્માત્ ન્માનાત્ અહ્માકેમચ મજદયસ્નનાંમ" અને કોઇબી અશોનાં ફ્રોહરો હમો માજદીઅસ્નાંનોના આ ઘરોમાંથી વીલાપ કરતાં મા પધારો!

ઉપર મુજબ તમારાં વહાલાંઓનાં અશોનાં ફ્રોહરોને ઇજન કરતાં હો તો તમારી આઇન ફરજ છે કે, તેઓનું અત્રે પધારવું સફળ થાએ તે માટે પુરતી કાળજી રાખો. તેઓને ઘેર બોલાવી નારાજ કરશો નહીં.

અશોનાં ફ્રોહરોનું પધારવું ઇજન કરનારાં સઘલાંઓને ઘેર એક સરખી રીતે થતું નથી. તેઓને પોતાને ઘેર બોલાવનારાંઓ પ્રથમ પરહેજગાર હોવાં જોઇએ. જેમકે "યાઓ અવત્ પર ફ્રઓઈરિસીશતાઓ૦ ૦ અત્બેસ્તો આપવ" એટલે, જે ઘરમાં પવિત્ર માણસો અશોઇ ઉપર અમલ કરનારાં હોય છે; જે ઘરમાં ઘણું માન આપનારાં, ખુશી કરનારાં, અને આજાર નહીં દેનારાં પરહેજગારો હોય છે, ત્યાં અશોનાં ફ્રોહરો પેહેલી જોગવાઇએ પધારે છે.

આ ઉપરથી તમારૂં હું ખાસ ધ્યાન ખેંચુંછું કે, તમારાં વહાલાંઓના અશોનાં ફ્રોહરોને ઇજન કરવા પેહેલાં તમારે તન અને મનથી પાક રહેવું જોઇએ. તન અને મન પાક રાખવા સાથે અશોનાં ફ્રોહરોને થયલું ઇજન અને તેઓનું અત્રે પધારવું બંને આવકારદાયક ગણાએ. અશોનાં ફ્રોહરોના અત્રે પધારવામાં જીવતાંઓના અનેક અને ખાસ લાભો સમાયલા છે. અશોનાં ફ્રોહરોનું અત્રે પધારવું થાય છે તે "ઇસ્તે વઇ હઇહામ્" એટલે, પરેહેજગારોની નેક મુરાદો બર લાવવા માટે "પઇતિસ્તાતેએ આતરનાંમ" એટલે, નાપાક માણસોની સામે થવા માટે અને "ફ્રસ વખ્શીઆઇ રયાંમ્ચ ખરેનઙ્હાંમચ" એટલે, અશો માણસોના પ્રતાપ અને કીરતીના વધારાને માટે છે. અશોના ફ્રોહરોથી તમો મુરાદો બર લાવવા ચાહતાં હોવ તો પરહેજગાર રહો. તમો નેકી અને સચાઇ અખત્યાર કરો. અને ભલાં કામોમાં ગુતાયલાં રહો. પરહેજગારી સાથે નેક એરાદાથીજ માગેલી મુરાદ બર આવે છે. પેહેલાં કરણી નેક રાખવા પછીજ ચાહેલી ભલી ઇચ્છાઓ સફળ થાય છે. તમો ખાહેશ રાખોછો કે, "ઉજગેઉર્વયત જસ્તે અહ્માકેમ્ અવઙ્હે" એટલે, એો અશોનાં ફ્રોહરો, હમારી મદદને માટે તમારો દસ્ત લંબાવો. એવી તમારી ઘણીબી ખાહેશો અગર જો તમો બદકાર હશો તો તે રદ જશે.

અશોનાં ફ્રોહરોનું અત્રે પધારવું તેની ખુશનુદી કરનારાંઓ માટે જેમ લાભકારક છે તેમજ તેઓના પધારવામાં કુલ ખલકતના ફાયદાઓ સમાયલા છે. તેઓની મુબારક પધરામણીથી જેમ આખી જગતને થતા અગણિત લાભો વિશેનું તેમજ કુદ્રતમાં બનતા સેંકડો અને હજારો બનાવોમાં અશોનાં ફ્રોહરો જે અગતનો ભાગ બજાવે છે તે વિશેનું સુંદર વર્ણન "ફ્રોખશી" એટલે, **"ફ્રરવરદિન યશ્ત"**માંથી મળે છે.

નેક બાનુઓ ! એક ઘણી અગતની બાબદ ઉપર હું તમારૂં ધ્યાન ખેંચુંછું, જે આશા છે કે, તમો નિર્મળ મનથી સાંભળશો. આપણા ગુજરી ગએલાં વહાલાંઓની યાદમાં થતી ભણતર અને ક્રીયાની હું હીમાયત કરીશ. પણ તે ભણતરો અને ક્રીયાઓ કેટલાંકોનાં લખલુટ ખરચોથી થતાં અટકી પડયાં છે. કોઈ ગરીબ અને મોહતાજમંદ જરથોસ્તી એક તવંગરનું જોઇને તણાય નહીં, અને કરજદાર બને નહીં, તે માટે મારે તમો નેક બાનુઓને જણાવવું જોઇએ કે, તમારો પાક ધર્મ તમોને કરજ કરીને ફરજ અદા કરવા કહેતો નથી.* જેઓ મરણ પાછળ અણગટતો ખરચ કરીને કરજદાર થયાં છે, તેઓ વલી ગુનેહગાર થયાં છે. કારણ, ધર્મમાં કરજ કરવાનો મોટો ગુનાહ કહેલો છે. મારી નજર આગળ એક એવો દાખલો છે કે એક ખાંનદાની બાઈના, પોતાના બેટા અને ખાવંદના મરણ પાછળના લખલુટ ખરચથી તેમનું ઘર ખુવાર થઇ ગયું છે. તવંગરોની ફરજ છે કે, પોતે મરણ પાછળ ઘટતો ખરચ કરી પોતાના ગરીબ હમજાતી-લાંઓને સારો દાખલો આપે. તવંગરોને ખુદાતાલાએ બખ્શેશ કીધી હોય, તો તેનો ઘટતો ઉપયોગ કરવાના બીજા રસ્તા ઘણા છે. તવંગરોએ મરણ પાછળ કીધેલા મોટા ખરચોથી તેઓના ગુજર પામેલાં વહાલાંઓ સુર્ખરૂ રહે છે, અને એક ગરીબ જરથોસ્તીએ પોતાની મકદુર મુજબ મરણ પાછળ કીધેલા થોડા ખરચથી તેઓના વહાલાંઓ મુજાએ છે એમ કંઇજ નથી. તમારાં મરણ પામેલાં વહાલાંઓ ત્યારેજ મુજાએ છે કે, જ્યારે તમો તમારી શક્તિ ઉપરાંત ખરચ કરોછો અને કરજ કરીને દરદ કરોછો. અને ત્યારેજ તેઓ તમારે ઘરથી "ગેરેજાનો પારયન્તુ" એટલે, વીલાપ કરતાં પાછાં ફરે છે. એક કરોડપતિ કોઈ ધર્મ માટે એક લાખ રૂપિઆ ખરચે અને એક ગરીબ તેજ ધર્મ માટે એક રૂપીઓ ખરચે તો કીરતારની નજરમાં બંનેનો સવાબ એક સરખોજ છે. આજે આપણ જરથોસ્તીઓ મરણ પાછળ મીઠાઇ મેવા અને ફળ ફળાદીનો ખરચ વધારી દેવાથી, મરણ પાછળ કરવાનાં ઘણાં અગતનાં કામો અને ક્રિયા ભણતરો રાહામાલ જાય છે. જ્યારે વધારી દીધેલા મરણ પાછળના ખરચને પુરાં પડી શકાતું નથી, ત્યારે પેલો ધરમ કરવાનું પડતું નાંખવામાં આવે છે, અને કોઇ પોતાના સગાંવહાલાંઓને ઘર પાંચ રૂપીઆ મોકલી આપી કાસર પતાવવામાં આવે છે. એ સઘળું તેઓના લખલુટ ખરચનું પરિણામ છે. તેઓનાંજ હીણ ભાગ્ય કે, તેઓનીજ ભુલથી, તેઓનાં પોતાનાંજ વહાલાંઓની, પોતાની નજર આગળ પોતાનાં ઘરોમાં યાદ થતી નથી. તેઓને હું આગ્રહ કરી કહુંછું કે, અણઘટતો ખરચ કરી ગુજર પામેલાં વડીલો તરફની વફાદારીમાં અટકાવ ના નાંખો. મારી તમોને ભલામણ છે કે, ઘટતોજ ખરચ કરી તમારાં વહલાંઓની યાદ ઘરેઘર જારી રાખો. તમારા ધર્મમાં જેબી કાંઇ કરવાને તમારા ઉપર ફરજ નાંખેલી છે તે એવી છે કે, એક મુફલેસ માણસબી તે ફરજ સેહેલાઇથી અદા કરી શકે. આફ્રીંગાનમાં એક કેરૂં, ખજુરની એક પેસી, પાણીનું કુપલું, અને દાડમના ઝાડની પાતરીથી આફ્રીંગાનની ક્રીયા પુરતી રીતે થઇ શકે છે. બાજેમાં મીઠાઇ મેવા બનાવવામાં આવે છે, તે અશોનાં ફરોહરોની ક્રિયા માટે તદન નકામાં છે, અને તે પાછળ કીધેલો મોટો ખરચ બેજા છે. તમો નેક બાનુઓ તમારા મોબેદ સાહેબોને પુછીને વાકેફ થાઓ કે, તમો બાજ ઇજોછો, તેમાં કઇ કઇ વસ્તુઓનો ખપ પડે છે. તે સાહેબો કઇ કઇ ચીજો અગતની છે તે તમોને બેશક સમજાવશે. (અત્રે બીરાજેલા આ માનવંત ગૃહસ્થોને પુછો. ઇજાતી બાજ ઉપર નજર પડી હશે, તો એ સાહેબો પણ તમોને વાકેફ કરશે કે,) બાજમાં ચાર કે છ દરૂન, ખજુરની એક પેસી, ઘીઇનો કટરો, સુખડ, લોબાંન અને આતશ એ છજ વસ્તુઓ ઇજવાના કામમાં લેવામાં આવે છે, તે સિવાય મોટો ખરચ કરીને તમોએ કીધેલા મીઠાઇ મેવાના સ્વાદીષ્ટ પકવાનો બાજુએ રાખવામાં આવે છે. બાનુઓ—હું જે તમોને કહુંછું તેજ વાજબી છે.

* જુઓ "ગાથા—ગાહામબાર અને "જેવી શક્તી તેવી ભક્તી" એ બાબદ ઉપર મયની વાએજ.

આ નીચલા ખોલાસાથી હું મારી પોતાની વખાણ કરૂં છું એમ સમજશો નહીં, પણ તમો બાનુઓને જાતી દાખલો આપવા અંગત ખુલાશો કરવાની ફરજ પડે છે. કેટલાક ધર્મ સમજાવનારા સાહેબો "મેં તો કેહેનેકા કુચ કરનેકા નહીં." એ જાણીતી કેહવત મુજબ પોતે સમજાવે છે જુદું અને કરે છે જુદુંજ. એ ઘણું દુ:ખદાયક છે. તમો નેક બાનુઓને હું ખાતરીથી કહું છું કે, તમોને જે કરવા હું કહું છું તેજ હું કરૂં છું. આફરીંગાન—બાજ પછવાડે જેટલો ઘટતો ખરચ કરવાને મેં તમો નેક બાનુઓને ભલામણ કીધી છે, તેટલોજ ઘટતો ખરચ દરૂન બાજ ઉપર હું કરૂં છું. માટે તમો સઘળી શાંણી અને સમજુ બાઇઓને હું ભલામણ કરૂં છું કે મરણ પાછળ ઘટતો ખરચ કરવામાં તમારા નેક ખાવીંદોના અને મુરબીઓના હુકમને તાબે થઇ સવાબનો હમબેરો હાંશેલ કરતાં રહેજો.

બેહેનો, પાક ફરવરદીઆંનના આ યાદગાર દિવસોની યાદ તમો તાજી રાખજો. જે અશોનાં ફરોહરો અગણિત ફાયદાઓ તમોને પહોંચાડે છે તે માટે તમારાં દીલમાં તેઓની યાદ તાજી અને તાજી રાખજો. તેઓની યાદ કરવામાં તમો બેદરકાર અને બેપરવાહ રહેશો નહીં. તમારાં વહાલાંઓના અશોનાં ફરોહરોની યાદ કરવામાં જેમ તમો તમારી એક પવિત્ર ફરજ અદા કરોછો, તેમજ તેઓથી મળતા આશીર્વાદ, અને તેઓથી મળતી મદદ મેળવવાને તમો ભાગ્યશાળી થાઓછો. તેઓ તરફની ફરજ અદા કરવામાં ગફલત કરીને તમો નગુણા અને નાફરમાન ઠરશો નહીં. વળી તેઓની નેક દુઆ અને મદદ મેલવવાથી બેનસીબ રહેશો નહીં. પુરતા એતેકાદથી તેઓની યાદ જારી રાખજો અને તે માટે શકમંદ રહેશો નહીં. તેઓની યાદ તાજી રાખવાની ફરજ ભુલી જઈ, તમારાં હૈયાત ફરજંદ વારેસોને તમારે માટે ખોટો દાખલો આપી તેઓને નાફરમાન અને અધર્મી બનાવશો નહીં. તમારાં વહાલાં ગુજરી ગએલાંઓની યાદ તાજી રાખવાને તમારા ધરમે તમોને તાકીદનું ફરમાન આપ્યું છે, તે સદા બજા લાવી સવાબકાર થજો ! ધર્મ ફરમાનનો અનાદર કરી ગુનેહગાર ઠરશો નહીં. તમારાં પોતાનાં ગુજર પાંમેલાં વહાલાંઓ તરફના તમારા પવિત્ર પ્યાર અને માનને ખાતર તેઓની યાદ દીલોજાનથી જાળવજો, અને તે તરફ જાંનફેશાંન રહેજો. !

"અથ જમ્યાત યથ આફ્રીનામી." આમીન !

---

# દેશાવરો ખાતેની જરથોશતીઓને લગતી જાણવા જોગ વીગતો.

## દખણ હેદરાબાદ તથા શીકંદરાબાદ ખાતેની જરથોશતીઓને લગતી વીગતો :—

આ નામદાર નીજામ સરકારને અશતેકનાં મથકોમાં પારસીઓની સારી વશતી છે, એટલુંજ નહી પણ ઘણાક જરથોસતીઓ મોટા માંનવંતા હોધા ભોગવવાને નામીચા અને ભાયગશાલી થયા છે. તેમાં હેદરાબાદ, શીકંદરાબાદ, ત્રીમલગીરી, બોલારામ, ચદરઘાત, શઈફાબાદ, ખરેતાબાદ, બાકારમ, અફ્જલગંજ વીગરે વીગરે જુદાં જુદાં મથકોપર પારસીઓ વશે છે. જેમની વસતી ૧૩૦) કુટુંબોની અને મરદ સ્ત્રી તથા બાળકો મલી ૬૨૫) શવા છશે, માણસોની ગણાય છે. એ ઉપરાંત વલી નામદાર નીજામનુ રાજ ઘણું બોહલું છે. જેવું કે ઓરંગાબાદ અતરેથી ૩૨૧ માઇલિ દુર આવેલું ત્યાં તથા જાલના, કાજીપેટ, વરંગલ, ગુલબરગા જેવાં બીજાં શેહરોમાં પણ પારસી વસતી બીજી સુમારે ૩૦૦ માણસોની હોવી જોઇએ, હેવું ધારવામાં આવે છે. આ બધી શલતનતવાલા નામદાર નીજામનાં મુલકનો વીશતાર નેવું હજાર ચોરશ માઇલનો અને તેની તમામ વસતી નજદીક શવા કરોડની અંકાય છે. અતરેની નામદાર નીજામ સરકારની નોકરીમાં પારસીઓ મોટા હોધાઓ અને અમલો જેવાકે પરાઇવેટ સેકરેટરી, શુબેદાર, તેહશીલદાર, તાલુકદાર, વીગેરેનાં ભોગવે છે અને શેંકડોનાં પગાર મેલવે છે, તે વીગતવારે જાંણવું હોયતો દર છ માશે નામદાર નીજામ સરકારનું શીવીલ લીશટની મોટી બુક છપાઇને બાહાર પડે છે તે જોવાથી માલમ પડશે. અને નામદાર નીજામ સરકારના હાવા મોટા શટાફને કેવા મોટા પગારો મળે છે તે આટલાં ઉપરથીજ જણાશે કે એમની હકુમતનાં પાંચ પરધાંનોમાના એક પેહલા પરધાન માહારાજા સર કીશનપરશાદ બાહાદુરનેજ (૧૦) દશ હજાર રૂપીઆ પરાઇમ મીનીશટરનાં અને (૬) છ હજાર પેશકાર તરીકેના મલીને ૧૬૦૦૦) શોલ હજારનો દરમાયો મળે છે. બીજા-ત્રીજા-ચોથા પરધાનોને રૂ ૨૫૦૦) થી ૪૦૦૦ મળે છે. વલી હેવા પરધાનોને હાવા મોટા પગારો ઉપરાંત લખો રૂપીઆની જાગીરો પણ એનાયત થયલી છે તેના કાંઈ નહીતો દર વરશે નવ દશ લાખ એકેક જણને મલતા હશે. આખા મુલકમાં ચાર ઈલાકાના દરેક શુબાને રૂા. ૧૭૦૦) મલે છે. હાલમાંજ હેમાંની બે શુબેદારીની ખીદમત નવાબ બરજોરજંગ (વાછા) અને નવાબ ફરામુરજંગ (મુનશી) ને મલી છે. પારશી હોધેદારોમાં શેઠ ફરદુનજી જમશેદજી વાછા સી. આઇ. ઈ., તે વડા વજીરના પરાઇવેટ શેકરેટરીનો રૂા. ૨૦૦૦) ના મુશારે મોહોટો હોધો ધરાવે છે—તેઓને પોલીટીકલ શેકરેટરીના મોટા નામીચા હોધેદાર પણ કીધા છે. એ ઉપરાંત પારશી નવાબ ફરામરોજ જંગ, શેઠ શોરાબજી જમશેદજી ચીનાઈ અને શેઠો બરજોરજી તથા શોરાબજી જમશેદજી વાછા, એવો અવલ તાલુકદારનાં હોધાઓપર રૂા. ૮૦૦) ના પગાર પર હતા—તેમાના શેઠ વાછાને રૂા. ૧૦૦૦) રે કનજરવેટર ઓફ ફોરેસ્ટ કીધા છે. આ જરથોસ્તી ઓધેદારો પર તેમનાં અમલનાં લોકો ઘણાં આતુર રહે છે કે તેમની બદલી નહી થાય તો સારૂં. તેવોજ એક પારશી કીરતીનો બનાવ પણ એ બનયો હતો કે શેઠ માણેકશાહ રતનજી દશતુર શીકંદરાબાદના ડીસટરીકટ જડજની બદલી આંકોલા ખાતે થતી વખતે પણ લોક એટલું ઉલટમાં આવી ગયું હતું કે તેવણને રવાનગીનું માન આપવાના મેલાવડામાં હીંદુ મુશલમાન પારશી વીગેરે ગ્નાતનાં લોકોએ તેમની ખુરશી માથે ઉચકીને હાલમાં ફેરવયા કીધા હતા અને તેમ કરવા દેવાની તેવોની ગમે તેટલી નામરજી છતાં ઘણા ફેરા એમજ કીધું હતું.—શેઠ શોરાબજી પેશતનજી કાંગાને તરાનશલેટર તરીકે

રૂ. ૫૦૦) મળે છે. હેવા રૂ. ૫૦૦) ના પગાર પર તો બીજા કેટલાક પારશી અમલદારો ટંકશાલમાં, મ્યુનીસીપાલીટીમાં, પોશટખાતામાં, વગેરે છે, જેમની વીગત હેદરાબાદના પારશી લીશટમાંથી શવીશટર મલી આવશે. વળી શેહેરની અદાલત કોરટના જડજ તરીકે શેઠ નવરોજજી રૂશતમજી ચીનાઈને રૂ. ૬૫૦) મલેછે. પાએગા ઈલાકામાં રૂ. ૮૦૦) ના પગારે શેઠ ગુશતાદજી દારાશા નરીમાંન રેવીનયુ સરવેઅર ખાતાંમાં છે:—શેઠો શાપુરજી એદલજી ચીનાઇ અને ડોશાભાઈ નશરવાંનજી ચીનાઈ—જમશેદજી એદલજી ચીનાઈ, પીરોજશા નશરવાનજી ચીનાઈ—એ શરવે શાહેબો મોહટા પગારોપર હતા. પણ એવો સાહેબો હાલમાં પેનશંનપર રીટાયર થયા છે. જેમ હેદરાબાદ શનતલતમાં જરથોસ્તી બેહદીનો હાવા વગવશીલાવાલા અને મોટા હોધેદાર છે, તેમ પુણાનાં માંનવંત દશતુરજીનું કુટુંબબી નીજામ શનતલતમાં ઘણી સારી આબરૂ હોધા ધરાવે છે. જેમાના પુણાના મોટા વડા દસ્તુરજી શાહેબ સરદાર સમસુલ ઓલમાં હોશંગજી જામારપજીનું પંઠક અતરે ચાલેછે, અને કોઈ કારણશર તેવો સાહેબ પોતે અતરે આવેછે તો નામદાર સરકાર અને પારશીઓ તરફનું મોટું માન મેલવે છે. જે મુજબ આગલે વરશે એ દસ્તુરજી સાહેબ અતરે પધારેલા ત્યારે આ મોગલાઈ રાજના વડા વજીર નામદાર માહારાજા સર કીસનપરશાદ કે. સી. આઈ. એ ખુદ પોતાની ગાડી મોકલીને પોતાને મકાંને દસ્તુરજીને મુલાકાતનું માન આપયું હતું.—એ પંઠકને મલતાં હેદરાબાદનાં હાલનાં દસ્તુરજી ખુરશેદજી એરામજીને દસતુર દાખલ નામદાર નીજામ સરકારથી રૂ. ૨૦૦) મનશબ મલે છે, સીકંદરાબાદ કેનટોનમેંટમાં દશતુરજી માણેકશા રૂસતમજી સીવીલ જડજ અને દસ્તુર જમશેદજી હોરમજી જાલના તરફ તથા દસ્તુર રૂશતમજી બેરાંમજી ઉસમાનબાદમાં દુયમ તાલુકદાર છે. મરહુમ દસ્તુરજી રતનજી રેવનીયુ સેકરેટરી અને એકશટરા કમીશનરના હોધાપર રૂ. ૧૭૦૦ ના પગારે હતા, તેમનાં મરણ પછી તેમનાં કુટુંબને રૂ. ૫૦૦) પેનશન હજુર મલેછે. મરહુમ દસ્તુરજી એદલજી બહમનજી રૂ. ૧૨૦૦ના પગારે બીરારનાં ડેપ્યુટી કમીશનર હતા તેમને રૂ. ૧૭૦૦ પગારે હેદરાબાદ બોલાવવાના હતા પણ તેટલાંતો તેઓ સાહેબ ગુજરી ગયા હતા. ખુજરોગ દસ્તુરજી બેહમનજી જામસપજી સી. આઈ. ઈ., આંકોલાના ડેપ્યુટી કમીશનર અને શીવીલ જડજ હતા—તેવો હોધાપરથી રીટાયર થતાં બેહદ માંન મલ્યું હતું—અને નામદાર સરકારથી સી. આઇ. ઈ., ના ખેતાબ સાથે ૫૦) પાંઉડનું પેનશન મલ્યું હતું. હાવા મોટા હોધેદારો દશતુર શાહેબો જબરૂ માંનપાંન અને આબરૂ ઈજત ધરાવનાર હતા. હવે આ એક વાત જાણવા જોગ એ છે કે આ જરથોશતી દશતુરો તથા બેહદીનો જે નીજામ સરકારમાં દાખલ થવા પાંમ્યા તેનાં શંધાં રૂડાં વાંના હેદરાબાદમાં અશલ પેહલે પાયે દાખલ થયલા શેઠો વીકાજી મેહરજી તથા પેશતનજી મેહેરજી હતા—એવો સાહેબોએ રાજમાં કેવી નામના ને વગવશીલો મેળવેલો તે વાત તો એક કેહતી મીશાલ આજ વેર યાદગાર રહેલી છે—એટલે વેર નામના મેલવેલી કે શેઠ પેશતનજી મેહરજીએ નીજામી રાજનાં બેંકરો અને બીજાં કાંમકાંજો કરતાં કરતાં એટલો વધારો કરી મેલ્યો હતો કે એ શેઠને નામના શીકા અંતરેની હદોમાં ચાલુ થયલા જગ મહશુર છે—ને તવારીખમાં નોંધ રહી ગઇ છે કે પારશી છાપના શીકા એકવાર આ રાજમાં ચાલુ હતા. જો કે જમાનાની ગીરદેશીથી આ કુટંબની તેવી અશલી જાહોજલાલી આજે રહી નથી; તોબી શાબાશ છે! નીજામી રાજને કે આ કુટંબીઓનાં વારેશોને હજુરબી કેટલાક માંનવંતા હોધા ઉપરાંત કુટંબની બાનુઓ અને જવાન્યાંઓને દર માસે કેટલીક રકમોની મનશબો મલી જાય છે. સરકારની નોકરીમાં એથીબી વધુ માંનવંત હોધા પારસીઓ ભોગવવાને કેટલા ભાયગવંત ગણાય છે તેનો એક બીજો દાખલો એ છે કે અતરેના એક મરહુમ તાલુકદાર શેઠ બેરાંમજી માંણેકજી, જેઓએ નજદીક ૩૪ વરશની લાંબી મુદત વેર ઘણી સરસ રીતે નોકરી બજાવેલી તેવણને વધતાં વધતાં છેક શુબા એટલે રેવીનીઉ કમીશનર જેવા મોટા માનવાલા અને રૂ. ૧૫૦૦ થી રૂ. ૧૮૦૦)

સુધીના મુશારાવાલી જગો આપવાની શનદ નીકલેલી પણ માહાં ભાયગે તેટલામાં તેમનું મરણ નીપજવાથી એ મોટો હોધો ભોગવવાની શરજતમાંથી પારસી કોંમ બકાત રહી ગઇ છે. નીજામ સરકારમાં આ એક ઘણો સરસ રેવાજ છે કે હરેક મરહુમ અમલદારનાં મરણ પછે તેનાં કુટંબી-ઓને મુશારો આપવામાં આવે છે તથા ઉમરે પુંગેલા મરહુમનાં બેટાઓને પાછા નીજામી સરકારની નોકરીમાં ઠેકાંણે પાડવામાં આવે છે તે મુજબ મરહુમના એક બેટા મી૦ ખરશેદજીને મેડીકલ ખાતાનાં હોધાપર નેમવા સાથે આગલથી રૂ. ૨૦૦) નો તો વજીફો એનાયત કરેલો હતો.

દખણુ હેદરાબાદની ઉપલી પારસીઓની વગ વશીલાની અને જાહોજલાલીની આગલી-હાલની વીગત જાણવા પછે અતરેનાં જરથોશતીઓનાં ધરમનાં મકાંનો અને ફંડો વીગરેની વીગતોબી જાણવા જોગ છે અશલ ધરમનાં મકાંનોબી મરહુમ વીકાજી મેહરજીનાં ખાંનદાંનથીજ શુરૂ થયલાં છે—જેમાં એક દરેમેહર દખણુ હેદરાબાદમાં મરહુમ શેઠો વીકાજી તથા પેશતનજી મેહેરજીએ છેક યજદેઝરદી સને ૧૨૦૮ માં—રોજ ૯ મો માહા ૧૨ માંને દીને, એટલે લગભગ પોનોશો વરશ થયા બાંધી હતી તથા તેને બીજે વરસે એટલે યઝદેજરદી સને ૧૨૦૯ માં રોજ ૨૦ મો માહા ૧ લાને દીને હેદરાબાદની એક ઉંચી ટેકડીપર દુખમું બાંધ્યું કે તેવાં મકાંનોની જરથો-શતીઓને શગવડ મલે. હેવું હેવું તો આ શેઠો અને એમનાં કુટંબની જાહોજલાલીનાં વખતનું બીજું ઘણુંબી સથાપેલું છે. આ આગલાં મકાનો પછી હવડાંના વખતનાં ધરમનાં નવાં મકાંનોમાં શીકંદરાબાદની બાઈ પીરોજબાઈ ચીનાઈની ધરમશાળા હાલ હયાંનાં જરથો-શતીઓને સર અવસરે અને બાહારગાંમનાં આવતા જરથોશતીઓને ઉતારા માટે વાપડવાને ઘણાં ઉપયોગી છે--એજ ચીનાઈ કુટંબની એક મીઠીબાઈ ડીસપેનસરીબી ઘણી ઉપયોગી છે-કે જે સરવે ધરમી મકાંનો અતરેનાં શ્રીમંત અને શખી પારસી શેઠો ખાનબાહાદુર એદલજી શેરાબજી ચીનાઇ અને શેઠ શાપુરજી એદલજી ચીનાઈ તરફથી બંધાવેલાં છે, તેની સાથે ચદર-ઘાટની દરેમેહર બાઈ માંણેકબાઈ નશરવાંનજી ચીનાઇની હવડાંજ બંધાઈ છે--જેનો લંબાંણુ હેવાલ આએજ ઝોરાશટરીઅન કાલેંડરમાં યઝદેજરદી સને ૧૨૭૫ નાં વરસનાં અંકમાં છપાયલો જોવામાં આવશે.

---

## ઓલપાડની જરથોસ્તીઓની વીગતો.

ઓલપાડ કસ્બામાં જરથોસ્તીઓને શારૂ મુંબઈના રહીશ બાઈ સાહેબ ખરશેદબાઇ આદરજી હોમજીના બેટીએ રૂ. ૭૦૦૦) ખરચી ધરમસાલા બંધાવી છે તથા તેમાંજ આતશ રોશન રાખવા સારૂ તથા અગીઆરીનું કામ કરવા સારૂ એક હીદોલો બાંધી આપ્યો છે. એ ધરમશાલા ય૦ ઝ૦ ૧૨૬૪ ના રોજ ૨૫ મો માહા ૧૦ મો સને ૧૮૯૫ માં ખુલ્લી મુકવામાં આવી છે. એ ધરમશાળા વારવા શારૂ તેમજ પાણી રાખવા પીવા શારૂ બંધાવનાર બાઈ તરફથી રોકડા રૂ. ૪૦ તથા કોટડીઓ પાંચ જે ધરમશાળાને લગતીઓ છે, તેનું ભાડું રૂ. ૩૫ મલી એકંદર રૂ. ૭૫ મોબેદ જામાશજી જમશેદજીને પગારના મલેછે-વરશ એકના.

ઓલપાડની એ અગીઆરીમાં આતશ રોશન રાખવામાં આવેલો છે તેની ક્રીયા વીગેરેના ખરચને માટે બાઈ જીવનબાઈ બમનજી પાલનજી કરંજીઆની ધણીઆણીએ પોતાના ધણીના પુનને માટે રૂ. ૨૦૦૦) ની રકમ કાહાડી ઓલપાડની અગીઆરી ખાતે આતશ રોશનના ખરચ માટે દર મહીને રૂ. ૫) વ્યાજના ઓરપાડના પથંકી જમશેદજી બેરામજી મોબેદપર આવતા હતા પણ બાઈ જીવણબાઈ હાલમો વરશ ઉપર થયાં ગુજરી જવાથી તેવણુના છોકરા શેઠ નશરવાનજી બમ-નજી કરંજીઆ સગીરના તરફથી મરહુમ બાઈના બેહન કુમરબાઈ બમનજી પાલણજી કરંજીઆની છોકરી રૂ. ૮૪ ચોરયાશી દરવરશે મોકલી આપેછે.

ઓલપાડ કસ્બામાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટ સાહેબની જરથોસ્તી છોકરાંને માટે ફંદ સ્કુલ આજે પાંચ છ વરસ થયા ચાલેછે જેમાં છોકરાંઓની સંખ્યા ૧૯ ની છે ને શીક્ષકનો પગાર દર વરસે સુરતની પારસી પંચાએત ઓફીશમાંથી રૂ. ૬૦ આવેછે.

બાઈ ડોશીબાઈ તે શેઠ રતનજી નવરોજી પટેલનાં ધણીયાણી રોજ ૧૦ મો માહ ૧૨ મો તા૦ ૧૯ મી આગસ્ટ સને ૧૯૦૪ ને રોજે ગુજરેલાં—તેવો ઘણાં ભલાં તથા દયાલુ હતાં જેથી ઓલપાડ તાલુકામાં દલગીરી ફેલાઈ હતી ને આજુબાજુના આવવા જવાવાલાં ગામોના પારસીઓ વીગેરેને થાણામાં આવવું પડતું હતું ને તેવોને એ મરહુમ બાઇ મહેમાનદારી કરતાં હતાં ને ઇજ્જત આબરૂ આપતા હતાં, તેવોના પુનને માટે તેવણના ખેશીઓએ રૂ. ૬૦૦) ભરેલા હતા તે રૂપીઆ બ્યાજે મુકવામાં આવ્યા છે તેના બ્યાજમાંથી મરહુમ બાઈની વરશ દહાડાની બાજ વીગરે કરંજમાં કરવામાં આવે છે.

ઓલપાડ કસ્બામાં અંગરેજી સ્કુલ એએક વરસ થયાં ચાલે છે ને છોકરાંની સંખ્યામાં ૭૫) કરતાં વધારો થયો છે ને સ્કુલને લગતું બોરડીંગ ખોલવામાં આવ્યાથી આજુબાજુના ગામોના છોકરાઓ વીગેરે શીક્ષણનો સારો લાભ લેય છે. આહવી રીતની ચહતી જોઇ કવેટાથી ખાન બહાદુર બરજોરજી દોરાબજી પટેલ સી. આઇ. ઇ., એ રૂ. ૧૦૦) ની સારી રકમ સ્કુલને માટે ઓલપાડના મામલેદાર સાહેબ મારફતે મોકલી આપી છે. વળી કુડીઆણાના વતની શેઠ મનચેરજી જમશેદજી પટેલ હોંગકોંગના વેપારીએ પોતાના વતનમો કુડીઆણા ગામે આવી પોતાની છોકરી બાઇ આઈમાએની નવજોત તારીખ ૧૭મી અકટોબર શને ૧૯૦૬ને દીને કરી તેની ખુશાલીમો પોતાના ગામમો પારસી અનજુમનમા રૂ. ૫૦૦૦) અંકે પાંચ હજાર આપ્યા છે. તથા આજુબાજુના પારસી લોકોને ઇજનથી બોલાવ્યા હતા તથા હીનદુ વીગેરે બધી કોમને મોટું ખાણું આપવામાં આવયું હતું તથા ગરીબોને કપડાં તથા વાશણો આપવામાં આવ્યાં હતાં તેમજ પોતાના સગાંઓને સારી રકમ આશરે રૂ. ૫૦૦૦ હજાર પેહરાવવામો આવયા હતા તેમજ ઓલપાડ કસબાની અંગરેજી ઇસ્કુલની આબાદી જોઈ ઇસ્કુલનો મકાન બંધાવવાના ફંડમો ૨૨૦૧ ઓલપાડ કસ્બાના પટેલ રતનજી નવરોજજીને રોકડ આપ્યા છે તથા સ્કુલમો મુકવાના બાંક નંગ ૨) બે રૂ. ૪૫ ની કીંમતના માસ્તર દલપતરામ જગાભાઈ હેડ માસ્તરને સ્કુલમાં મુકવા આપ્યા છે.—બીજું કરંજના તે હાલ મુંબઇના રહેનાર શેઠ બેરામજી નવરોજી કરંજીઆએ તથા એવણના ભાગીઆ શેઠ મેરવાનજી નવરોજી ગોબાઈ એવોએ મલી રૂ. ૫૧) ઓલપાડની અંગરેજી સ્કુલનું મકાન બંધાવવાનાં ફંડમો ઓલપાડના શેઠ રતનજી નવરોજી પટેલ ઉપર મોકલ્યા છે.

કરંજના વતની મી૦ મંચેરજી બીમજીભાઈ કરંજીઆએ અતરેની અંગરેજી સ્કુલના જોઇતાં ફરનીચર માટે રૂ. ૬૦) સ્કુલના માસ્તરને ભેટ આપયા છે ને વધુ મદદ આપવા સારૂ ખુશી બતાવી છે.

ઓલપાડના વતની મી૦ રતનજી નવરોજજી પટેલે રૂ. ૩૫) ના પાંચ બાંકો ઓરપાડની અંગરેજી સ્કુલમાં મૂકયાં છે.

સીગણપોરના વતની મી૦ હોરમશજી કાવશજી સીગનપોરયાએ ઓરપાડની અંગરેજી સ્કુલની વીઝીટ લઇ રૂ. ૧૧) ભેટ આપ્યા હતા.

---

## બેશાંણ ગાંમની જરથોશતીઓને લગતી વીગતો.

આએ ગામમાં પેશુ રતન નામે પહેલ વેહલા એખલા એકજ પારસી રાંદેરથી આવી વશેલા આશરે વરસ બશો–પોણી બશોની વાત ઉપર હશે. એ પેશુ રતનને ચાર છોકરા—દાદી પેશુ, મેરજી પેશુ, ભીખા પેશુ, પુંજ્યા પેશુ. એ ચારને ત્યાં દાદી પેશુને—કાવશ દાદી, નવા દાદી, બેરાંમ દાદી, આંદા દાદી. ૪) મેરજી પેશુને—દોલી મેરજી, હીરજી મેરજી, રતના મેરજી. ૩) ભીખા પેશુને—માકુ

ભીખા, શોલી ભીખા, મેરજી ભીખા, એદલજી ભીખા. ૪) પુજીયા પેશુને—ધનકા પુજીયા, નશરવાન પુજીયા, દાદી પુજીયા, નાના પુજીયા. ૪) એ મુજબ પેશુ રતનની વશતી વધીને એક ઘેરપરથી આશરે પચીશ ઘેર થયાં ને હવડાં આશરે તેના ૪૦૦ ચારશો માણસનો આશરો થવા જાએ છે.

દરેમેહેર—શેઠો દાદાભાઈ તથા મનચેરજી પેશતનજી વાહાડીયાની અસલ ૧૧-૫-૧૨૧૫ ય૦ માં બંધાવેલી તે જુની તથા વસ્તીથી દુરવંદવાલમાં હતી તે ભાંજી નાંખી નવી અગીઆરી પારસીવાડમાં ઈ. ૧૭૭૬ ને ૬ થી જુનને દીવસે બાંધી. એને માટે વાડીયાજીને ત્યાંની ૧૫૦૦) પંદરશોની લોન સાડા ત્રણ ટકાની તેનું વીયાજ આવે છે તેમાં ઉમેરીને મોબેદોને પગાર–કાથી–દીવેલ–માટે રૂ. ૧૨૫) સવાસો આપવા પડે છે. ને ગામના ઘહમબારનું તથા અગીઆરીનું ફંડ એવાં બે ખાતાં આશરે રૂ. ૨૫૦૦) પચીશોના શેઠ ખરશેદજી મનચેરજી ભેશાંનીઆની દુકાનપર પચીશો તથા બીજુ ખાતું આશરે રૂ. ૨૫૦૦) પચીશોનું શેઠ બમનજી બેરાંમજી હીરજીભાઇ ભેશાંનીઆની કાપડની દુકાનોમાં છે તેના વીઆજમાંથી પગારમાં ઉમેરે–અગીયારી રીપેર થાય, એક દે મહીનામાં બેરાંમ રોજે અનજુમનનો ઘહમબાર થાય તથા વાશણ કલાઇ કરવામાં વાપડવામાં આવે છે. એ અગીયારી તથા ધરમશાલામાં તાંબાના વાશણ ઘટતાં હતાં તેથી હાલ શેઠ મેરવાનજી મનચેરજી મુદવેવાલા ભેશાંની-આએ તાંબાના વાશણો આશરે રૂ. ૬૦૦) છસો રૂપીઆના અનજુમનના વપરાસ માટે મુકયાં છે.

પાંચ વખતની બોએનો ધરમ—દહાડો તથા રાત મલી પાંચ ગેહમાં બોય દેવા સારૂ શેઠ નવરોજજી શોરાબજી કાવારાના કલકતેથી દર વરસે રૂ. ૯૦) નેવું બોયના આપે છે.

ધરમશાળા—બાઇ આવાંબાઈ કાવશજી એદલજી આલબલેશની પાસે બાંધી છે તે દર વરસે માહા ૬ ઠો શેહરેવર મહીનો ને રોજ ૨૮ મો જમીઆદ રોજે બાઈના છોકરી બાઈ જીવનબાઇની બાજ કરી ગામનું જમન એ દીને દર વરસ એઓ તરફથી થાય છે. રીપેરેશન તથા આવનાર સારૂં વાશણ વીગેરે મુકેલાં છે. એમાં ગહંબાર, લગન, નવજોત, વીગેરે દરેક શુભ કામના જમન થાય છે.

ઘહમબાર—આએ ગામમાં ત્રણ ઘહમબાર થાય છે. એક અનજુમનના ફંડના વીયાજમાંથી દેએ માસમાં—બીજો ધરમશાલાવાલા બાઇ સાહેબનો શહેરેવર માસમાં ને ત્રીજો દે મહીનો ને શરોશ રોજે મરહુમ બરજોરજી પેસતનજી ભેશાંનીઆની બાજને દીને તેવણનાં ફંડના વીયાજમાંથી થાય છે.

દખમાં—રાંદેરની તથા ભેશાંણની સીમમાં બે દુખમાં છે ત્યાં સાતગામ, ઓરપાડ, વરીઆવ, ભાઠા, અડાજણ, ઇચ્છાપોર, રાંદેર, અને ભેશાણના રૂવાન ચઢાવે છે.

પાકી સડક—એ ગામમાં રાંદેરથી ભેસાણ બે માઇલની પાકી સડક છે. તેમાં રૂ ૪૦૦૦) રઇયત મદદના, રૂ ૭૦૦૦) સરકારના મલી અગીઆર હજારની પાકી સડક બનાવેલી છે.

કુવા—એ ગામમાં એક જુનો મીઠા પાણીનો નામીચો કુવો કોઈ ખતરી હીંદુનો બંધાવેલો છે તેમાં હેવું શરશ પાણી છે કે તેવું નામીચું પાણી આખા સુરત ડીશટરીકટ કે, ઓરપાડ તાલુકામાં હેવું હુજમત મીઠું પાણી કેડે નથી, એમ બોલાય છે—તેવોજ એક બીજો સરસ કુવો મરહુમ શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા સી. આઇ. ઈ., એ ગામની નજદીક બંધાવેલો પણ તેનાં પાણી પાછલથી બગડી ગયાથી તે સુધરાવવાને એ શેઠોના વારશને લખી જણાવયું છે—તેથી સુધારવાનું કામ ચાલે તેમ છે. ત્રીજો કુવો મોરચાં પાણીનો જુનો છે.

અશો ફ્રેરોહરનું ફંડ—એ ગામમાં ચાલુ દરાન, બાજ કરવાનું ફંડ શેઠ નશરવાનજી ખરશેદજી ભેશાંનીઆને ત્યાં દુકાનપર ખાતુ છે તે પુરતું નથી તેના વ્યાજમાં જે ઘટ પડે છે તે હાલ શેઠ મેરવાંનજી મનચેરજી મુદવેવાલા ભેશાંનીઆએ આપવા કહી છે. એનું વરશાન રૂ. ૧૮૦) એકશો એશીનું છે તેમજ શેઠ મેરવાનજી મનચેરજી મુદવેવાલા ભેશાંનીઆએ આશરે રૂ. ૩૦૦) ત્રણશો ખરચી નવા કુવાપર ગરનાલું તથા સડક સારકારી ગામ સડક સાથે જોડી કુવાપર જવા આશરે

ત્રણશે ખરચેલા છે. આ ફંડમાં આ યઝદેજરદી સને ૧૨૭૬નાં ચાલુ શાલમાં રોજ ૧૦મો આવાં માહ ૮મો આવાંને દીને શેઠ ફકીરજી દીનશાજી ભેશાંનીઆ તથા ઘડીઆલી ગુજરયા તેવણનાં પુણને માટે રૂ. ૫૮) અઠાવન આપયા છે.

જંદ અવસ્તા માટે ધરમ—જરથોસ્તી છોકરા-છોકરીઓને દર રોજ સાંજના ભણાવાના દર માસે રૂ. ૫) પાંચ રૂપીઆ શેઠ નશરવાનજી ખરશેદજી ભેશાંનીઆ આપે છે.

મુકતાદમાં ધરમ—દર વરસ પપેતી ટાંકણે શેઠ ખરશેદજી મનચેરજી ભેશાંનીઆ રૂ. ૧૫૦) દોડશો રૂપીઆનો આશરો ગરીબ જરથોસ્તીઓમાં આપવા ઘટે તેને દર વરસ આપે છે.

મોબેદો—એ ગામમાં મોબેદ ત્રણ ભાગયા છે તે ઉપલા દરાન, બાજ, બોય, જંદ અવસ્તા ભણવાનો તથા દરેમેહેરનો પગાર વેહેંચી ગામની થોડી ઘણી આવકપર કરકસરથી રહે છે તેમાં એક મોબેદનો અરધો ભાગ બીજા બે મોબેદો બેઉ અરધા ભાગમાં ગુજારો કરે છે.

---

## રાંદેર ખાતેની જરથોસ્તીઓની વીગત.

સખાવત-શેઠ નશરવાનજી ખરશેદજી હારવઇદે પોતાનાં બેન કોલીબાઈના પુન શવાબને માટે રાંદેરમાં દે મહીનાના બેરામ રોજે પાંચમાં ધંબારનું જમન જમવા શારૂ રૂ. ૨૦૦૦)ની લોણ મુંબઇની પારસી પંચાયતને શોપી છે તથા રૂ. ૧૦૦૦) સુરત ખાતે અશો જરથોસ્ત સપેંતમાન સાહેબના દીસાની નીયાતના જમનમાં આપ્યા છે. બીજા રૂ. ૧૦૦૦) પારસી પંચાતને આપ્યા છે કે તેના બ્યાજમાંથી રાંદેરને લગતાં સાત ગામનાં ગોડાવરાની શગડીમાં તેલ, કાઠી વીગેરેનો ખરચ કરવો. એજ ફંડમાં મુંબઇવાલા શેઠ બમનજી એદલજી કાસીનાથે રૂ. ૧૨૦૦) ભરયા છે.

ઉપલી આગળની અતરેની સખાવત ઉપરાંત આ ચાલુ યઝદેજરદી સને ૧૨૭૬ નાં સાલમાં અતરે રાંદેરમાં થયલી સખાવતની વીગત નીચે મુજબની છે :—

રોજ ૧૧ માહા ૧ શને ૧૨૭૬, તા૦ ૨૪-૯-૦૬ ને રોજે બાઈ રતુબાઈના પુણ શારૂ એવણના ધણી શેઠ ખરશેદજી કાવસજી પશતાકીયા તથા બેશીઓએ રૂ ૧૦૦) રાંદેરના અશો ફરોહરના ફંડમાં આફરગાનની ક્રીયામાં નામ લેવાની શરતે આપ્યા છે.

રોજ ૩૦ માહા ૧ શને ૧૨૭૬, તા૦ ૧૩-૧૦-૦૬ ને રોજે મરહુમ દશતુર હોરમજી નશરવાંનજીના પુણ શારૂ એવણના છોકરા દશતુર રૂશતમજીએ શાત ગામના ગોદાવરાના ખાંધીઆ ફંડમાં રૂ. ૨૫) ભરેઆ છે.

રોજ ૪ માહા ૩ શને ૧૨૭૬, તા૦ ૧૬-૧૧-૦૬ ને રોજે શાત ગામના ગોદાવરાના દોખમાં આગલ રોવાંનોને ઉતારવા શારૂ ચોતરો ૧ ખુલો મુકાએલો તે મરહુમ શેઠ હોરમજી મંચેરજી પટેલ કાછાપોરીઆના પુણ શારૂ સુરતવાલા શેઠ રતનજી નશવાણજી ગેઆરા આબકારી કંત્રાકટર તરફથી બંધાયલો તે ઉપર રૂ. ૨૦૦) સુધીનો ખરચ થયો છે.

રોજ ૨૭ માહા ૭ સને ૧૨૭૬, તા૦ ૮-૪-૦૭ મરહુમ બાઈ ખરશેદબાઇના પુણને સારૂ એવણના ધણી શેઠ નવરોજી ખરશેદજી રૂવાલા તથા બેશીઓએ રૂ. ૪૬) રાંદેરના અશો ફરોહરના બાજ આફરગાંનનાં ફંડમાં આપ્યા છે.

ઉપલીજ તારીખે મરહુમ બાઇ આંવાબાઈ તે મરહુમ ખરશેદજી મેરવાંનજી રૂવાલાની છોકરીના પુણને સારૂ એવણના છોકરાઓ બાઇઓ હોરમજી તથા જમશેદજી માંણેકજી ખજુરીનાએ રૂ. ૨૫) સાત ગાંમના ગોદાવરાના ખાંધીઆ ફંડમાં આપયા છે.

રોજ ૧૯ મો માહ ૧૦ મો શને ૧૨૭૬, તા૦ ૨૯-૬-૦૭ ને રોજે શેઠ નશરવાંનજી ખરશેદજી હાડવઇડે પોતાના ધરના રોવાંનોની ક્રિયા રાંદેરના આદરાંન શાહેબમાં દર મહીનાના ફરવરદેગાંનને દીવશે ઇજશને ૧. ફરોખશી ૧. આફરગાંન જોર મોબેદો અને બાજ વીગેરે

ક્રીયાકામ કરાવા સારૂ રૂ. ૧૦૦૦) ની સરકારી જામીનગીરીની લોન ટકા સાડાત્રણની મેહેરબાન મુંબઈની પારસી પંચાએતને સવાધીન આપી છે, નોટ અનામત રાખી વ્યાજ વાપરવાની સરતે.

દરેમેહર—અતરે એક અગીઆરી છે. તેના પાક આતશ આદરાંનની તકતી નીચે મુજબની છે.

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો—આએ આદરાંનની દરેમેહર મુંબઈવાલા શેઠ દારાશા દોરાબજી રાંડેલીયાએ પોતાના બાવા મરહુમ શેઠ દોરાબજી બેહરામજી રાંડેલીયાના પુણને માટે બંધાવી-રોજ ૧૭ મો શરેશ યઝદ માહ ૯ મો આદર શેહેનશાહી સને ૧૨૦૩ યઝદેજરદીને દીને પરથાવી હતી."

તે આદરાંનની મીલકત બીશમાર હાલતમાં આવી ગયાથી એવણની પુંજીમાંથી એવણના વીધવા ધણીયાણી બાઈ પીરોજબાઇએ પાછી બંધાવી રોજ ૨૯મો મીનો મારેસ્પંદ માહ ૨જો અરદીબેહેસ્ત શેહેનશાહી સને ૧૨૬૫ યઝદેજરદીને દીને ફરીને ઇજાવી છે. એ પાક આતશ આદરાન સાહેબના પંથકી એ० રૂશતમજી હોરમજી તે હાલમાં રાંદેરની અંજુમનનાં નવા દસ્તુર સાહેબ કેહવાય છે.

---

## દમણ ખાતેની જરથોસ્તીઓને લગતી વીગતો.

અતરે મોટી દમણની પારસી વસ્તીનું પ્રમાણ તથા ત્યાં તેથી એક આતશકદેહની હાજત અને અગત્ય પીછાણીને મુંબાઇના પ્રખ્યાત કામા કુટુંબવાળાં જાણીતાં સખીવજુદ બાઇ સાહેબ રતનબાઇ હોરમસજી મનચેરજી કામાએ મોટી ઉદરતાથી આતશ દાદગાંની એક દરેમેહેર તથા તેની સાથ પરદેશી પારસી મુસાફરોના ઉતારા માટે એક ધમશાળાનું મકાન યઝદેઝરદી સને ૧૨૧૫ માં બંધાવી આપ્યું હતું. એમ કરી ત્યાંનાં ગરીબ હમદીનોની વરસોની હાજત ટાળી સવેળાએ સવાબનો હંમેશ હાંસલ કર્યો હતો. એ દરેમેહેરમાં દમણની જરથોસ્તી અન્જુમન તરફથી રૂ ૩૬ નાં વરસાણે એક મોબેદ રાખવામાં આવતો હતો. પણ પાછળથી પારસી વસ્તીમાં ઘટાડો દર વરસે થતો જવાથી મોબેદની આવકનાં બારણાં પણ બંધ થવા માંડયાં. છતાં મોબેદીનું કામ મોટા સંતોષ સાથ પંથકી સાહેબ બજાવતા હતા. પણ આજથી ૧૨ વરસની વાતપર નાની દમણનાં દોખમા આગળની સગડીમાં પાસબાનનું કામ કરતા મોબેદે પોતાનું રાજીનામું આપેલું હોવાથી તે જગ્યાપર પોતાની બદલી કરવાની માંગણી મોટી દમણના પંથકી મોબેદ નશરવાનજી મનચેરજી ભાધાએ સમસ્ત અન્જુમનને કરી હતી જે બહાલ રહી હતી, તેથી અગ્યારીનાં બારણાં બંધ કરી તેને તાળું મારવામાં આવ્યું હતું. અને મરહુમ બાઈ સાહેબ રતનબાઇ તરફથી વપરાસને વાસ્તે મુકવામાં આવેલાં તમામ વાસણો તથા એક આતશનું પાતરૂં કારોબારીઓને સોંપવામાં આવ્યાં હતાં. જેની કાંઈ કશીએ નોંધ પંચાતના દફતરે નહી હોવાથી એ સઘળો સરંજામ કયાં પડયો છે તે વીશેની ચર્ચા દમણના જરથોસ્તીઓમાં ભારે ચાલી રહી છે. એ મકાન નધણિયાતી હાલતમાં બંધ પડી રહેવાથી ત્યાંનાં બારીબારણાંનાં ચોકઠાંની તથા બીજી તરેહવાર સામગ્રીની ચોરી ચાલુ થવા માંડી એટલુંજ નહિ પણ એ પાક મકાનના કંપાઉંડમાં દુરવંદો દાખલ થતાં હોવાથી ધમચુસ્ત જરથોસ્તીઓનાં દિલ કમકમાટ પામ્યાં. અને મકાનનાં ખંડિયેરને ઘટતો ખરચ કરી અન્જુમનને કબજે રહે એવી ઇચ્છા સઘળેથી દરશાવ્યામાં આવેથી તા० ૧૨ મી ફેબ્રુવારી ૧૯૦૧ ને દિને સમસ્ત અન્જુમનની એક સભા મરહુમ શેઠ સોહરાબજી દમણવાળાનાં મકાનપર મળી હતી. જેમાં સરવાનુમતે એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે તે મોટી દમણની દરેમેહેરનાં મકાનની મરામત માટે એક જાહેર ફંડ ખોળવું અને તે મહીં દમણના દરેક પારસીએ પોતાની ગજા પ્રમાણે નાણાં ભરી દેશાવરના સખીતબેહ બાનુ અને ગૃહસ્થો કનેથી વધુ પૈસાની મદદ માંગવી. એ ઠરાવ પ્રમાણે દમણના પારસીઓએ પોતપોતામાંથી સારી જેવી રકમ એકઠી કરી આપી નાણાનું લિસ્ટ શાવરની સખી આલમ વચ્ચે ફેરવવાને કરતા કરાવતાઓને સ્વાધીન કર્યું હતું. પણ દેશાવરવાળાઓએ

કેટલી મદદ કરી છે તે તથા દમણના પારસીઓ મળી એકઠાં થયલાં નાણાંની રકમ આજ છ છ વરસ થયાં કોણની પાસે છે તેની ખબર કે ખુલાસો કોઈ આપતું નથી. અનેક સભાઓમાં સમસ્ત અન્જુમન સમક્ષે તે સંબંધી પુછવામાં આવેલું છતાં કશો ખુલાશો મલતો નથી. તથા અગ્યારીનાં મકાનનો સરસામન દિનપ્રતિદિન ચોરાતો જતો હોવાથી ગઈ તા૦ ૧૮ મી મેએ મળેલી અન્જુમનની એક સભામાં એ અગ્યારી વિષે વિચાર ચલાવવાને કારોબારી કમિટીના ચાર મેમબરો ઉપરાંત પ્રોફેસર અરદેશર સોહરાબજી પોસ્ટવાળા, મોએદ નશરવાનજી મનચેરજી ભાથા તથા મી૦ દાદાભાઈ ફકીરભાઈની એક કમિટી નેમાઈ હતી. એ કમીટી એકવાર મોટી દમણની દરમેહેરનું મકાન જોવાને જાતે ગઈ હતી. એ પછે તે પાક મકાનનો સઘળો સામન તથા કાટ રૂ. ૮૧ ની નજીવી કિંમતે કમેટીના એક મેમબરને વેચી નાખવાથી દમણના પારસી ઘણા દલગીર થઇ ગયા છે. વળી એ જમીનદોસ્ત થયલાં પાક મકાનને લગતી જમીન અન્જુમનને નામે દમણની રેજીસ્ટરી ઓફીસમાં નોંધાયલી ન હોવાથી તેને માટે પણ ચકચાર ચાલે છે.

એ અગ્યારીનાં મકાનપર નીચે મુજબની તખતી મારવામાં આવેલી હતીઃ—

"શ્રી પાક યઝદાનની મદદથી આએ દરેમેહેર તથા એને લગતું ધરમશાળાનું મકાન શ્રી મુંબઈવાસી બાઈ રતનબાઈ તે બેહેસ્તી હોરમસજી મનચેરજી કામાજીનાં ધણીઆણીએ બંધાવીને જરથોસ્તી લોકોને વાપરવા થકી ધરમ ખાતે આપી છે. સને ૧૨૧૫ યઝદેઝરદીમેં."

પણ ઉપલી ધરમશહરાવાળાં મકાનનું શું થયું તે કંઇ જણાતુ નથી. પણ વપડાશ વગર પડી રેહવાથી તેબી વેચી નાંખવામાં આવ્યું હશે, એમ ધારવામાં આવેછે.

મુંબઈવાળા મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈનાં ધરમ ખાતાંનાં ફંડના માનવંત ત્રસ્ટી સાહેબોની ખાસ ખાહેશથી એ ફંડના ઉમંગી સેકરેટરી મિ૦ કેખશરૂ અરદેશર એંટી, બી. એ. એ દમણની પારસી અન્જુમનના પ્રમુખ મી૦ જાલભાઈ દારાબજી ભરડા બી. એ.ને શ્રી દમણનાં જરથોસ્તીઓનાં બાળકોને બુલંદ માઝદિયસ્નાન મઝહબના પાક અવસ્તાઈ કલામોનું જરૂરજોગું શીક્ષણ આપનારી એક શાળા સ્થાપી આપવાને ઇચ્છા જણાવી હતી. જેપરથી મિ૦ ભરડાએ અન્જુમનની કારોબારી કમિટી આગળ ઉપલી આવકારદાયક માંગણી રજુ કરી તેમની મરજી પુછી હતી. પણ ધરમના પાક કલામોની કેળવણી બાળ વરગને આપવાને બદલે એક અંગ્રેજી ગુજરાતી નિશાળ ઉઘાડી આપવાની ઉપલાં ધરમ ખાતાંને અરજ કરવાનો કમિટીએ અભિપ્રાય આપ્યો હતો. હવે મિ૦ ભરડાએ સામાન્ય કોમની લાગણી જાણવાને માટે ઉપલી માંગણીથી દમણવાળા જાણીતા જરથોસ્તી પ્રોફેસર અરદેશર સોહરાબજી પોસ્ટવાળાને વાકેફ કરયા, જેઓએ એ સંબંધી ચારવણી કરવાથી એકે અવાજે ઝંદ અવસ્તાની શાળા સ્થાપવાની તરફેણમાં સરવેની લાગણી ઉભરી નીકળી હતી. જેથી પ્રો૦ પોષ્ટવાળાની આગેવાની હેઠળ ઉપલી નિશાળ ઉઘાડી આપવાનો કાગળ સમસ્ત અન્જુમનની સહી સાથનો સદરહુ ધરમ ખાતાના ત્રસ્ટી સાહેબો ઉપર મોકલવામાં આવ્યો હતો. જેનો થોડા દિવસમાં સંતોષકારક જવાબ મળવે દમણના જરથોસ્તીઓમાં ભારે ખુશાલી પંચરાઈ હતી. બાદ એ શાળા સંબંધીની ઘટતી ગોઠવણ કરવાને ગઈ તા૦ ૨૮ મી ડિસેમ્બર ૧૯૦૬ ને દિને મિ૦ એંટી દમણ પધારયા હતા અને આગમચથી થયલી ગોઠવણ મુજબ તા૦ ૧ લી જાનેવારી ૧૯૦૭ થી શાળાની શરૂઆત કરવામાં આવી છે. અવસ્તાઈ શીક્ષણ આપવાનું કામ દમણના લોકપ્રીય પંથકી એરવદ હોરમસજી જમશેદજી ઉનવાળાને રૂ ૬૦ ના સાલ્યાણાં સાથ સોંપવામાં આવ્યું છે. જેઓ નાની દમણની દરેમેહેરના કંપાઉંડમાં આવેલી મરહુમ બાઈ સાહેબ રતનબાઇ હોરમસજી મનચેરજી કામાવાળી કુશાદે ધરમશાળાનાં મકાનમાં અવસ્તાઈ જ્ઞાન આપે છે. શાળાની સ્થાપણાના પેહેલા દિવસેજ ૩૦ બાળકોનાં નામ રજીષ્ટર બુકમાં નોધાયાં હતાં. એ નિશાળપર દેખરેખ રાખવાનું કામ મચકુર ધરમ ખાતાં તરફથી અન્જુમનની કારોબારી કમિટીને તથા દમણના આગેવાન પારસી એજ્યુકેશનીસ્ટ પ્રો૦ અરદેશર પોષ્ટવાળાને સોપાયું છે.

કલકત્તાવાળાં જાણીતાં સખીવત્તુદ બાઈ સાહેબ જરબાનુ ફરામજી મન્ચેરજીએ ગયા જુલાઈ માસમાં મુઝફ્ફરપોર મધ્યે મરણ પામેલાં પોતાનાં વડુ મીસીસ શીરીનબાઈ રૂસ્તમજી ફરામજીની નેક નઇતે દમણના નીરાધાર ને નાવારસ ગરીબ જરથોસ્તીઓને મદદ આપવા માટે રૂ ૨૫ ની રકમ પ્રો૦ અરદેશર સોરાબજી પોષ્ટવાળાપર મોકલાવી આપી હતી. તક મળતે બાઇ સાહેબ જરબાનુ દમણનાં હાજતમંદ હમદીનોને હંમેશ યાદ કરી સવાબનો હંએરો હાંસલ કરે છે તે ઘણુંજ તારીફ લાયક છે.

સેંકડો નાત જાતનો અભાગ્યો અંતર ધરાવતી હીંદુ કોમમાં વરણાંતરના વહેમાલા વીચારોથી હલકામાં હલકી ગણાતી હીંદુ ન્યાતને કેવાં કષ્ટો તથા સંકટો સોસવાં પડેછે તેનો ખરેખરો ખ્યાલ એ અંતરનો અંગત અનુભવ મેળવ્યા વગર આવી શકે એમ નથી. ગુજરાતનાં ગામડાંઓમાં વસ્તી ઢેઠ તથા ભંગી કોમને પોતાના એકાદ એહેલાયદા ખાસ કુવાની ગેરહાજરીમાં પીવાના પાણી જેવી દરરોજના બહોળા વપરાસમાં આવતી તથા જીંદગીને સબળ આધાર આપનારી મુખ્ય ચીજ મેળવવા માટે કેવાં સાંસાં પડે છે તેનો હુબહુ આભાસ એ સંબંધીનું મેં આગળ પડેલું સસ્તું સાધન ધરાવનારને ઝાંખો વટીક કદીપણ આવવો મહાલજ છે! એવાં ગામડાંઓમાં તો દુબળા નરડા વગેરે જાતની પાણી ભરવા જતી જુવાન અબળાઓનાં દયાળુ દીલની દાઝપરજ તેમનો સઘળો આધાર લટકી રહે છે અને બાજે વખતે તો કંઇક એરેહેમ બાયડીની ફાંટાખોરી વીચીત્ર વલણની એ બાપડી હીણાતી હલકી કોમને બેહદ ટળવલ્યાં તથા હેરાનગતી ભોગવવી પડે છે. એવી હલાકી અને પરાધીનતામાંથી મોકળા થવા માટે કોઇવાર તેઓ વરસાદ રૂતુ વીત્યા બાદ નદી નાળાં આગળ અથવા તો થોડે ખોદવે ઘણું પાણી નીકળી આવે એવા સંભવવાળી જગ્યાપર એક સાધારણ ઉંડાઇનો ખાડો ખોદે છે જેને 'વેહેડી' થી ઓળખવામાં આવે છે, તેમાંથી તેઓ પોતાના ઉપયોગને થકી ગહલું ને ગંધાતું પાણી લેછે. પણ તાપ પડવા માંડયાથી એવી વેહેડીઓ જલદીથી સુકાઈ જાય છે અને આગળાં સંકટની શુરૂઆત પાછી જાગે છે! એવી અણહદ હાડમારી દમણથી ૪ માઇલ દુર આવેલાં વાંકડ ગામના ગરીબ લોકો ભારે વેઠતા હોવાની વાત ત્યાંના જાણીતા જરથોસ્તી પ્રોફેસર અરદેશર સોહરાબજી પોષ્ટવાળાના કાનપર પડતાંજ તેઓએ દયા કરીને મદરાસના જાણીતા સાહસીક વેપારી અને સખીવત્તુદ શેહેરી શેઠ ફીરોઝ મનચેરજી કલબવાળાને એક કાગળ લખી પોતાના કોમળ વયમાં બેહેસ્તનશીન થયલા વહાલા બેટા મી૦ જાલની અશો યાદમાં એક કુવો બંધાવી અપાવવાની અરજ ગુજારી હતી. જે અરજ એ ભલા ગૃહસ્થે તુરત બહાલ રાખીને ઘટતી નાણાંની રકમ પ્રોફેસર પોષ્ટવાળાપર મોકલી આપી હતી અને તેમની પોતાની જાતી દેખરેખ હેઠળ એ કુવો બંધાવવાની ભલામણ કરી હતી. જેને અનુસરીને પ્રોફેસર પોષ્ટવાળાએ પોતાની તારીફ લાયક દેખરેખ તળે ચોમાસુ ચાલુ થાય તે આગમજ એ કુવાનું તમામ કામ નીરવીઘને આટોપી નાંખ્યું હતું. એ ધરમાદા કુવો ખુલ્લો મુકવાની પવિત્ર ક્રિયા ગઈ તા૦ ૯ મી જુનને રવીવારને રોજે દમણની જરથોરતી અનજુમનના પંથકી એરવદ હોરમસજી ઉનવાળાની આગેવાની હેઠળ થઈ હતી. જેમાં પ્રોફેસર પોષ્ટવાળાના તથા એરવદ ઉનવાળાના કુટુંબ પરિવારે તેમજ તેમના દોસ્ત આશનાવોએ હાજરી આપી હતી. અવલ એ કુશાદે કુવાની કેડપુર કીનારીને નિરમળ પાણીથી ધોઈ નાંખી તેમાં ફુલ, દુધ તથા નાળીયેરનું પાણી છાંટવામાં આવ્યું હતું અને અવસ્તાઇ ભણતરના પાક કલામો સહિત યોગ્ય ક્રીયા કરી મરહુમ મી૦ જાલની નૈયતે સેવટે સઘળાંઓએ સાથે પતેત પઢી હતી. ત્યાર પછીથી એક જવાન ઢેડ જોડાં કને પાણી કઢાવી આંબાના એક થડમાં નમાવવામાં આવ્યુ અને એ કુવો તે કોમના વપરાસ વાસ્તે ખુલ્લો મેલાયલો જાહેર કરવામાં આવ્યો હતો. એ વેલાએ મી૦ કલબ વાળા તરફથી તે ગામનાં બધાં ગરીબ ઢેડ લોકને એક જયાફત અપાઈ હતી. ભોજન પુરૂં થયા પછી તેઓ બધાં ટોળાં રૂપે પ્રોફેસર પોષ્ટવાળા અને પારટીના ઉતારા આગળ આવી પોતાની પાણીને માટે ટળવળતી કોમને એ સુખનું અમુલ્ય

સાધન પુરૂં પાડનારા મેસરસ કલબવાળા અને પોષ્ટવાળાની પ્રસંગોપાત તારીફ કરનારા તથા બીજા તરેહવાર ગંમત ઉપજાવનારા ગરબાઓ ગાયા હતા. ગવાઈ રહ્યા બાદ, સખી શેઠ કલબવાળા તરફથી તેમનામાં વસ્ત્રોનું વહેંચાણુ કરવામાં આવ્યું હતું. જેમાં પુરૂષોને પંચીયું, સ્ત્રીઓને ઓઢણું, બાળકોને ધોતડી અને બાળકીઓને ઓઢણી વગેરે વાંટી અપાયું હતું. વહેચાણુ પુરૂં થવે પાછાં તેમને તાડીનાં નીરદોષ પીણાંથી તૃપ્ત કરવામાં આવ્યાં હતાં જેથી અત્યંત ખુશખુશાલ થઈ પોતાના ઉપકારની લાગણીનો ઊંચો ઉભરો બહાર પાડતાં તથા સખી શેઠ ફીરોઝની જય પોકારતાં તેઓ સરવ પોતપોતાને ઘેર વીદાય થયાં હતાં. બાદ પ્રોફેસર પોષ્ટવાળા તથા પારટી એક સુફરે સાથે બીરાજી ખાણાંને બરાબર ઇનસાફ આપી મોડી રાત્રે દમણ તરફ કુચ કરી ગઈ હતી. એ કુશાદે કુવો જે વાંકડ ગામની ઢેડ વસ્તીની વચ્ચે બાંધવામાં આવ્યો છે તે પર સંગેમરમરની એક સુંદર તખ્તી જડી લઈ નીચલો લેખ કોતરવામાં આવ્યો છેઃ—

"આએ કુવો મી૰ ફીરોઝ મનચેરજી કલબવાળાએ પોતાનો વહાલો બેટો જાલ રોજ મારેસ્પંદ માહ અમરદાદ સને ૧૨૭૫ યઝદેઝરદી, તા૰ ૯ મી ફેબરવારી ૧૯૦૬ એ મદ્રાસમાં બેહેસ્તનશીન થયો તેનાં પુણ્ય માટે દમણ તાબેનાં વાંકડ ગામમાં ગરીબો માટે ધરમ ખાતે બંધાવી આપ્યો છે. તા૰ ૯ મી જુન ૧૯૦૭."

એ કુવો ખુલ્લો મેલ્યાની તથા ગામમાં ગરીબ ઢેડ લોકોમાં લુગડાં વહેચ્યાની તથા તેમને ઉજાણી આપ્યાની સત્તાવાર જાણ પ્રોફેસર પોષ્ટવાળાએ ગઈ તા૰ ૨૫ મી જુને એક પત્ર દમણની સ્થાનીક સરકારને કરી હતી. જેપરથી દમણના કામચલાઉ નામદાર ગવરનર કેપટન ફરેર દેમીનેઝે એ સંબંધીની સત્તાદારી ખબર ગોઆની વડી સરકારને કરતાં પ્રોફેસર પોષ્ટવાળાની લોકોપકારી લાગણીની બેહદ પ્રશંસા કરી શેઠ કલબવાળાની કીર્તીવંતી સખાવતની લાયક શબ્દોમાં સ્તુતી કરી હતી અને પોતાની સ્થાનીક સરકાર તરફનો એ સ્તુતીપાત્ર કાર્ય માટે ખાસ ઉપકાર માનનારા સત્તાવાર પાડ-પત્રો ઉપલા બંને સદગૃહસ્થો પર મોકલી આપ્યાં હતાં.

દમણ તાબેનાં દુણેઠાં ગામના ગરીબ ઢેડાઓને ધરમખાતે સને ૧૮૬૪ નાં સાલમાં મરહુમ સખાવતે શાહ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ બંધાવી આપેલા કુવાનું પાણી વખતના વહેવા સાથ સુકાઈ ગયલું હોવાથી તે માટે પડતી તંગીની જાણ મરહુમના ભત્રીજા શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજીના ધ્યાન પર આવતાં તેને વધુ ઉંડો ખોદાવી પુરતાં પાણીની સગવડ કરાવી આપી તેમનાં આશીશો લીધાં હતાં.

ધર્મચુસ્ત જરથોસ્તીઓમાં પવીત્રાઇને માટે મોટી મહત્વતા ધરાવતા દે માસમાં દમણની અનજુમન તરફથી ઉઘરાટનો એક ગહંબાર આજ દોઢ દાહેકાથી કરવામાં આવે છે. અગાઉ એ ગહંબારની ચાશની ગામમાં ઘેરેઘેર મોકલાવવાનો રવેયો હતો પણ પાંચેક વરસથી ત્યાંની જરથોસ્તી અનજુમનની નાખુશી વચ્ચે ચાશની આપવાની બંધ કરી હતી, જે બંધીનો ભોગ ઘણુ કરીને બાપડો ગરીબ વર્ગ થઈ પડેલો હોવાથી ઘણાંક દયાળુ દીલો દાઝયાં હતાં. વરસ દર વરસ એ ભોણાંની ભાજગડવાળા ગહંબારની ગડબ્ડ ઘણી વધતી જતી હતી એટલુંજ નહિ પણ તે ગહંબાર આખેરસ એક એવા અફસોસકારક તબક્કાપર આવી પુગ્યો હતો કે જો વખતસર વાજબી ને સાદી સમજ વાપરવામાં આવતે નહિ તો તેને ફરજયાત બંધ કરવો પડતે કારણકે નાણાં વસુલ કરવા વાસ્તે માહામોટી મેહેનત કરવી પડતી હતી. તે પછે અનજુમનના કારોબારીઓની કારસાજીથી તા૰ ૧૮ મી મેએ મળેલી સમસ્ત અનજુમનની સભામાં એ દે માસનો પાંચમો ગહંબાર ઉઘરાણાંનાં નાણાં વસુલ કરી ઘટે તો પોતાની ગીરેથી કાંઈ ઉમેરીને ભોણાં સાથ કરવાનું પ્રોફેસર પોષ્ટવાળાએ આ એક વરશવેર માથે લેવાથી દર વરસ વસુલ થતાં નાણાંનાં કરતાં બમણી રકમ જમા થઈ હતી. એ ગહંબારની ન્યાતીનું ખાણું તા૰ ૩૦ મી જુને કરવામાં આવ્યું હતું જેમાં સરવે જરથોસ્તીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. ખાણું ખલાસ થતાં દમણની જરથોસ્તી અનજુમનના માનવંત

નાયબે સરશીન તથા સ્વર્ગવાસી શેઠ સોહરાબજી દમણવાળાની મીલકતના મેનેજર મી૦ માકુજી જમશેદજીએ અનજુમન તરફથી પ્રોફેસર અરદેશરનો ઉપકાર માન્યો હતો. અને તેમની આબાદી અને ઉમરની દરાઝી ઇચ્છી હતી. જે બાદ બીજા બોલનારા સાહેબોએ પોતાનો સંતોષ દર્શાવતા પ્રોફેસર પોષ્ટવાળાની કોમહીતકારી કાળજીની સ્તુતી કરી હતી.

નાની દમણની દરેમેહેરના મુળ સ્થાપક મરહુમ શેઠ મેહેરવાનજી નવરોજજી માણેકજી જુઝે ફરાન્સીસના નબીરા મી૦ કાવશજી મનચેરજી શીટીન તથા જુઝે ફરાનસીસનાએ પોતાનાં મરહુમ માતાજીનાં પહેલાં વરસની યાદમાં ઉપલી દરેમેહેરમાં સર અવસરે થતાં કીયા કામોમાં વાપરવાને વાસ્તે જરૂર જોગો કેટલોક જરમન સીલ્વરનો સામાન દમણના પંથકી એરવરદ હોરમસજી જમશેદજી ઉનવાળાની મારફતે મોકલી આપ્યો હતો. જેને ઘટતી કીયા કરી ઇજી વપરાસમાં લેવાને એક જાહેર જશન ગઇ તા૦ ૨૮ મી જુને મી૦ શીટીન તરફથી કરાવવામાં આવ્યું હતુ. અને અનજુમન તરફથી મી૦ શીટીન પર તેમની એ સવેળાની સખાવતને માટે મોટું એહશાન માનનારો એક ઉપકાર-પત્ર રવાના કરવામાં આવ્યો હતો.

પોરટુગીઝ હિંદુસ્થાનની પ્રાથમીક કેળવણીને માટે મુકરર થયલા કાયદા કાનુનને અનુસરી દીવની સરકારી ગુજરાતી નીશાળના હીંદુ શિક્ષકે એક ગુજરાતી વ્યાકરણ રચી તેની સાથે ભુમીતીના મુળતત્વો વધારામાં જોડી ગોઆની નામદાર વડી સરકારપર મોકલાવી આપ્યું હતું અને પોતાનાં નવાં વ્યાકરણને પોરટુગીઝ હીંદની સઘળી ગુજરાતી શાળાઓમાં ફરજ્યાત દાખલ કરાવવાની મંજુરી માંગી હતી. એ અરજ ઉપરથી ગોઆની નામદાર સરકારે તે વ્યાકરણની લાયકાત અને ઉપયોગીપણાં વિષેનું બારીક અવલોકન કરી સત્તાવાર અભિપ્રાય ઉચ્ચારવાને ત્રણ ગુજરાતી ભાષાના પ્રોફેસરોનું એક કમીશન નેમવાની દમણની સ્થાનીક સરકારને ફરમાસ કરી હતી. જે ઉપરથી દમણની નામદાર સરકારે સદરહુ વ્યાકરણની સંપુરણ તપાસ કરી તે શાળોપયોગી છે કે નહી તેનો અભીપ્રાય આપવાને દીવ ડીસ્ટરીકટની ગુજરાતી કેળવણીના માજી વડા પ્રોફેસર અરદેશર શોહરાબજી પોષ્ટવાલાનાં પ્રમુખપણાં હેઠળ એક કમીશન નેમ્યું હતું. જેમાં મોટી દમણની ગુજરાતી શાળાના પ્રીનસીપલ મી૦ નવરોઝ અરદેશર સોહરાબજીને કમીશનના સેકરેટરી તથા મેમ્બર તરીકેનું કામ કરવાની ફરમાસ થઇ હતી. પીતાના પ્રમુખપદે પુત્ર સેકરેટરીનું કામ બજાવે એ બનાવ કદાચને આ પહેલ વહેલો છે. એ કમીશને ઉપલાં વ્યાકરણની લંબાણ તપાસ લઇ પોતાનો લાંબો રીપોરટ તા૦ ૨૬ મી એપ્રીલે દમણની સ્થાનીક સરકારની મારફતે પોરટુગીઝ હીંદની નામદાર વડી સરકારપર મોકલાવી આપ્યો હતો. જેમાં એ વ્યાકરણને ફરજ્યાત દાખલ નહી કરાવવાની દાખલા દલીલ સાથ સાબેતી આપી તે સ્વીકારવા સંબંધીનો ઠરાવ બહાર નહી પાડવાની આગ્રહપુરવક ભલામણ કરી હતી. આ રીપોરટ કે જેમાં ગુજરાતી વ્યાકરણની હસ્તીનો ઝાંખો આભાસ આપતાં તેનો ઇતીહાસ અતી છટાદાર રીરંગી જબાનમાં આપવામાં આવ્યો છે તે જવાન મી૦ નવરોઝ પોષ્ટવાળાની કાબેલ કલમનું એક અચ્છું પરીણામ હતું.

દમણની મ્યુનીસીપલ ધારા નવેસરથી ઘડવાને થકી નેમવામાં આવેલાં કમિશનમાં તા૦ ૯ મી જાનેવારી ૧૯૦૭ ને દીને પ્રોફેસર અરદેશર સોહરાબજી પોષ્ટવાળાને એક પારસી લેખે નેમવામાં આવ્યા હતા.

દમણની જરથોસ્તી અનજુમનની કારોબારી કમીટીના મેમબર તરીકેનું મી૦ નવરોજી પેસ્તનજી સરકારીએ દમણની બહાર વસવાટ કરવાના સબબોસર વરસોથી આપેલું રાજીનામું છેક તા૦ ૧૮ મી મેએ મલેલી સમસ્ત અનજુમનની સભામાં સ્વીકારવામાં આવ્યું હતું. અને તેમની જગ્યા મી૦ અરદેશર ફરામજી ખબરદારથી તેજ સંમતીથી પુરવામાં આવી હતી.

---

## મદરાસનાં પારશીઓને લગતી વીગત:—

મદરાસની પારસી અનજુમનનું મદરાસમાં રાયપુરમમાં એક હવાવાલી જગ્યાપર બાંધેલું એક દેર શરઅવશરે વાપડવાનું છે. એ અનજુમનનો બાગ અસલ આશરે એકશો વરસપર શખી શેઠો હીરજીભાઈ માણેકજી ખરાશ અને એદલજી ખરશેદજી ખંબાતાનો બાંધેલો છે, તેમાં પાછલથી વધારો કરીને તેનો નીભાવ અતરેના જરથોસતીઓ પોતપોતામાં દર માસ ઉઘરાણું કરી ચલાવે છે. અને

તેમાં પારશી મુશાફરોને ઉતારો આપે છે તેથી વરસો થયાં તેમાં સેંકડો જરથોસતી મુસાફરો તેનો લાભ લઈ ગયા છે અને હજુ પણ લેએ છે. હીંઆંજ રવાંનોને આરાંમગાહની જગો આવેલી છે.

મદરાસ ખાતે રાયપુરાંમમાં આવેલાં ઉપલાં ધરમનાં મકાંનનાં કંપાઉંડમાં અતરેના એક વેપારી શેઠ અરદેશર ફરાંમજી ભમગરા અને ભાઇઓએ પોતાનાં મરહુમ પીતા શેઠ ફરાંમજી પેશતનજી ભમગરાની યાદગારીમાં "ફરામજી હોલ" નામનું એક મકાંન રૂપીઆ પાંચ હજારને ખરચે બંધાવી યઝદેજરદી સને ૧૨૭૬ નાં કદમી નવાં વરશને (તા૦ ૧૫મી આગશટ સને ૧૯૦૬ ને) દીને ખુલ્લું મેલી અતરેની અનજુમનને બેટ આપેલું છે—જેમાં જરથોસતી કોંમને લગતાં દીનઆઇનનાં કાંમો કરવામાં તથા બાહેરનાં ઉતારૂઓને ઉતારો આપવામાં આવેછે. તે ઉપરાંત શેઠ ફીરોજ મંચેરજી કલખવાલા પોતાના મરહુમ બેટા "જાલ" ની યાદગીરી કાયમ રાખવા માટે એજ અનજુમનના બાગમાં મદરાસની પારસી અનજુમનને પોતાના સરઅવસરે વાપરવા માટે એક કુસદે મકાન બાંધી આપે છે તેનું કામ અરધું ઉપર ચાલ્યું છે અને જલદી પુરૂં થવાથી અનજુમનને સપુરદ કરવામાં આવશે.

તે ઉપરાંત મદરાસમાં અગીઆરી સ્થાપના માટે ફંડ શરૂ થઈ ચુકું છે. મદરાસના માનવંત શેઠ ફીરોજ મનચેરજી કલખવાલાએ પોતાના મરહુમ બેટા "જાલ" ની યાદગીરી કાયમ રાખવા માટે ઉપલી સ્થાપવા ધારેલી અગીઆરી માટે પોતાનો એક કુસાદે બંગલો અનજુમનને સપુરદ કરવા ચોકસ શરતે કબુલ્યું છે અને એ અગીઆરીના નીભાવ માટે ફંડ ઉઘાડ્યું છે તેમાં આજ દીન સુધી રૂ. ૫૫૭૨–૮–૦ વસુલ થયા છે.

હાલનાં અતરેનાં અનજુમનનાં પ્રેસીડંટ શેઠ હોરમજી નવરોજી એનજીનીઅર અને સેકરેટરી શેઠ શેરાબ ડોસાભાઈ ગરાંટ છે, તથા મેનેજીંગ કમીટીનાં સભાસદોમાં :—શેઠ ફીરોજ મનચેરજી કલખવાલા, શેઠ મેરવાનજી જમશેદજી અમલસાડવાલા અને શેઠ બેરામજી રતનજી કરાંણી છે.

ઉપલીજ કમીટીને અસતક મદરાસ પારસી અનજુમનનાં ધરમનાં ફંડનો વહીવટ પણ ચાલે છે. તેમાં "રવાનને અવલમજલ પોચાડવાનાં તથા દીન આઈનનાં કામો કરવાનાં ફંડ" માં ગયા ૧૯૦૬ ના શાલની આખરીએ રૂ. ૧૫૯૨૨)ની પુંજી છે.

## ભરૂચના જરથોસ્તીઓને લગતી વીગતો.

ભરૂચના રહીશ અને ભાવનગરમાં વેપાર ચલાવનાર શેઠ દીનશાજી બમનજી વકીલે પોતાના બાવાના મરણ વખતે છેક સને ૧૮૯૧–૯૨ માં ભરૂચમાં શુવાવડ વખતે દાયણ રાખવાનું ફંડ ઉભુ કરી તેમાં આગળ દશ હજાર ભરેલા તે પછી પોતાના ઘરનાં છોકરાંઓની નવજોત વખતે રૂ. ૧૫૦૦) અને તે ઉપરાંત રૂ. ૫૦૦) એમના કાકા શેઠ એદલજી મનચેરજીના ઉઠમણામાં કેટલુંક ઉપર ભરેલા તે તથા સરઅવસરે એ દાયણ ફંડમાં એમના પોતાના તથા કુટુંબીઓ તરફથી ભરાતી બીજી રકમો આજ નજદીક પંદર વરસોથી ચાલુ છે, તેમાંથી દાયણનો ખરચ નભાવી શકાય છે

શેઠ મનચેરજી સોરાબજી વખારીઆ જેવો હાલ વિલાયત છે તેમને હાસ્પીટાલમાં પારસી વોરડ બાંધવા સારૂ રૂ. ૨૦૦૦) આપવા કરેલી માંગણી પછીથી રૂ. ૫૦૦) મરામત માટે વધું આપવા કબુલેલા પણ મુંબઇના સરજ્યન જનરલે એસ્ટીમેંટ કરાવતાં પારસી વોરડ બાંધવાનો ખરચ રૂ. ૪૦૦૦) અને મરામતના રૂ. ૧૦૦૦) જોઈશે તે વીશે પત્ર વહેવાર ચાલુ છે.

શેઠ રૂસતમજી હોરમજી વખારીઆએ જમનનું મકાન (મેરવાન બાગ) જે સુરતવાલા મરહુમ શેઠ બરજોરજી મેરવાનજી ફ્રેજરે સુમારે પચીશ વરસ ઉપર ભરૂચની પારસી અનજુમનને હશતેક હોરવાડના બંગલા સુધાં ધરમ ખાતે જશન કરાવી સપુરદ કરેલાં છે તે મકાનના દખણાદા દરવાજા સામુ પોતાની ખુલ્લી જમીન છે તે અતરેની પારસી પંચાયતને આપી દેવા જણાવ્યું છે.

સુમારે ચાર વરસો ઉપર મરહુમ શેઠ દીનશા ફરેદુનજી અને ભાઇઓ, શેઠ રૂસતમજી હોરમશજી વખારીયા, શેઠ જામાશજી હોરમશજી જંબુસરવાલા અને છોકરાઓ શેઠ બમનશા જામાશજી, ખા૦ બા૦ શેઠ નશરવાનજી સેરીઆદજી, શેઠ પેસતનજી દોરાબજી કામા વગેરેના જીનોવાલાઓએ પોત પોતામાં ઉઘરાણુ કરી સુમારે પાંચ હજાર જેટલાં નાણાં ભેગાં કરેલાં અને તે નાંણાના વ્યાજમાંથી ગહમબારનું જશન અને જમન કરવું એવો ઠરાવ કરી તે નાણાં શેઠ દીનશાજી ફરેદુનજીને ભાઇઓની પેઢીમાં જમાં કરાવેલાં ને પાછલથી તેની લોન ખરીદી તે શેઠ રૂસતમજી હોરમશજી

વહાડીયાને ત્યાં અનામત રખાએલી—જે નાણાં ઉપજના વધારા ને વ્યાજ સાથે નજદીક સાડા છ હજાર ગયા જુલાઈ માસની ૨૯ મી તારીખે જીનોવાલાની મીટીંગ મેળવી કરેલા ઠરાવ મુજબ ભરૂચની પારસી અનજુમનના ટ્રસ્ટીઓના સ્વાધીનમાં અપાયાં છે, એવી સરતથી કે વ્યાજની ઉપજમાંથી તુરતવેળા જરથોસત પેગંમબર સાહેબના દીશાને દહાડે બઈરાં માતિડાઓનું જશન કરવું. ફંડ વધેથી જમનબી કરવું.

અતરેના જીનોવાલા પારસીઓ જેઓ રૂનો વેપાર કરેછે તેઓને વેપાર અંગે હીંદુ માહાજનવાલાઓને લાગો આપવો પડે છે તેની વારશીક રકમ નજદીક દશ હજાર રૂપીઆ જેટલી થવા જાયછે. તે નાણાં ભરૂચની પાંજરાપોલ ઉપરાંત હિંદુઓના આચારજી માહા પ્રભુજી અને શ્રીજીના મંદીરો તથા સદાવ્રત–વીગેરેના ધરમાદા કામમાં વપરાય છે. રૂનો લાગો આગલ અંગરેજી પેઢીવાલા વેપારીઓ પણ આપતા હતા પણ તે સુમારે પચીશ વરસોથી બંધ થયો છે અને તે બંધ કરનારા વિરૂદ્ધ માહાજને કરેલી ફરિયાદમાં માહાજનીયાઓ હારયાથીજ અંગરેજો લાગો આપતા નથી, તેમ છતાં પણ પારસીઓ આપતા આવે છે. પણ પારસી જીનવાલાઓએ પોતાનું જુદું ગહમબાર ફંડ સ્થાપ્યું છે તેમાં ફાલો માંગ્યાથી આ વરસથી વારશીક રૂ. ૫૦૦) રૂના લાગામાંથી પારસીઓ કાપી લેઇ ગહમબાર ફંડમાં જમાં કરાવેથી જરથોસત સાહેબના દીશાને દહાડે જશન ઉપરાંત ભવીશમાં બઈરાં માટીડાઓનું જમન કરશે.

અંકલેશ્વરના પારસીઓના રવાનોને અવલ મંજલ પુંગાડવાના ફંડના રૂ. ૮૦૦૦) મધેથી રૂ. ૫૦૦૦) ના શેઠો નશરવાનજી હીરજીભાઈની જીંનીગ કંપનીમાં અને રૂ. ૩૦૦૦) શેઠ દીનશાહ પેસતનજી જીનવાલાની એજંશી તાબેના ગુજરાત પ્રેસના શેરોમાં રોકાએલા છે એટલા ખાતર કે એજંટોની માલેકીના એ કારખાનાઓ પાછલથી જોઈંટ સ્ટોક કંપનીમાં ફેરવાઇ ગયાં તે પેહેલાં એ રૂ. તેઓ હસતેક વ્યાજે અપાયલાં તે તેઓ આપી શકયા નહીં ને શેરો એવી સરતે આપેલા કે પાછલથી એજંટો તે ખરીદી લેશે. પણ તેમ બન્યું નથી, દરમ્યાન અંકલેશ્વરના પારસી રૂવાનોને અવલમંજલ પોંહોંચાડવા સારૂ ભરૂચની પારસી અનજુમન તરફના પગારદાર ખાંધીઆ નશેસાલારોની મદદ અપાતી ચાલુ હતી પણ હાલ ભરૂચમાં પણ માણસોની તંગી છે અને પગાર ખરચવા છતાં નવાં માણસો મલતાં નથી તે કારણે ભરૂચની અનજુમનના ટ્રસ્ટીઓએ અંકલેશ્વરની અનજુમનના આગેવાનોને ખબર આપી હતી કે તમો તમારૂ સુજતું કરો; તે ઉપરથીજ માશીક રૂ. મેળવવાની સરતે અંકલેશ્વરના રૂવાનોને અવલમંજલ પુંગાડવાનું ફંડ ભેગુ કરવા માંડયું છે તેમાં તુરતવેળા માશીક રૂ. ૫૦) જેટલી આવક થઈ છે ને હજુ તેને લગતી કોશીશો ચાલુ છે. એ માશીક ફંડમાંથી અંકલેશ્વર ખાતે નવા બેથી ત્રણ માણસો પગારદાર રાખવાનો પીચાર ચાલે છે.

નામદાર માહારાંણીજીની યાદગારી માટેના ફંડમાંથી ભરૂચ ખાતે કોટ ઉપર હાસપીટાલની પડોસમાં બંધાએલો કલોક ટાવર સુમારે ત્રણેક મહીના ઉપર ખુલ્લો મુકાયો છે તેમાં ભરૂચના પારસીઓ હસ્તેકથી નજદીક રૂ. ૧૨૦૦) ની રકમ ભરાઈ હતી.

રાયચંદ દીપચંદ લાઇબ્રેરીની પડોસમાં પબલીક હોલ બંધાએ તો તે માટે રૂ. ૩૦૦૦) ની રકમ મુંબઇના એક સખી વજુદ અને જાણીતા શેર દલાલ અસલ વતન ભરૂચના જરથોસતી હસ્તેક ભરાઇ છે અને બીજા રૂ. ૭૦૦૦) તેઓએજ એ જગ્યા ઉપર એ મકાન બંધાવાનું નકી ઠરેથી આપવા કબુલ કરયું છે.

ભરૂચમાં એક સુવાવડખાનું સ્થાપવા માટે ખા૦ બા૦ આદરજી મનચેરજી દલાલે આગેવાની લીધી છે. તેઓએ અનજુમન જોગ એક યાદી છાપી બાહાર પાડી છે, અને એ વીશેના અતરેના જાણીતા ગ્રહસ્થોનાં મત મંગાવ્યા છે—તેમાં તેઓ હેવું જણાવે છે કે:—"ભરૂચમાં એક પારસી સુવાવડખાનાની જરૂર છે એવું મને લાગે છે. સુવાવડખાનું સ્થાપવાથી આપણી ભરૂચની પારસી કોમને બેહદ ફાયદો થશે એમાં તો શક છેજ નહી પણ હાલનો સમય જોતાં એવું ખાતું સ્થાપાય અને તેનો પુરતો લાભ જો આપણા લોકો નહી લીએ તો પછી તે ઉપર ખરચેલી મોહટી રકમ કારગત લાગે નહી માટે માહરો વિચાર સરવે સાહેબોના અભિપ્રાય લઇને પછી સલાહ મળે તો એ કામ કરવાનો છે." એ પછે સુવાવડખાનાનાં ફાયદા વીગેરે જણાવીને લોકો લાભ લેશે કે નહીં તે પુછાવ્યું છે.

મરહુમ શેઠ નસરવાનજી બમનશાહ મેહતાજીની નઈયતે થયેલાં ધરમાદામાંથી હાડ વઈદનું ફંડ ભરૂચમાં સ્થાપ્યું છે. અને તેને ન્યાત જાતનો તફાવત રાખયા વગર દરેક જણને લાભ મળે એવી ગોઠવણ થઈ છે. [એની વધુ વીગત મરહુમનાં ઉઠમણાની વીગતમાંથી જણાશે.]

## ગનદેવી ખાતેની જરથોસ્તીઓની વીગત.

**ધરમશાલા**—અત્રેની મરહુમ શેઠ જમશેદજી નવરોજી વાડીયાવાલી ધરમશાલાનું છાપર ભાગી જવાથી તથા બીજું કેટલુંક કામ સમારવાનુ છે તે માટે કલકતાવાલા શેઠ પેસતનજી એદલજી ગજદરે રૂ ૧૦૦૦ ગણદેવી અનજુમનના ત્રસટી ઉપર મોકલી આપયા છે.

**દોખમું**—અત્રેનું અરધી સદી ઉપર બંધાયલું શેઠ જમશેદજી નવરોજી ગજદર (સપલા) વાલું દોખમું ચાર બાજુના કુવા આગળથી ફાટી ગયું છે. એ દોખમાની અંદર રૂવાન મુકયા પછી બહારની બાજુએ ખુલું દેખાય છે અને તેથી ઘણાકોના જીવ કમકમે છે. એ દોખમું સમારવાને સારૂ એક વરસ થયું ફંડ ખુલું મુકેલું છે તેમાં આજ સુધીમાં રૂ ૨૦૦૦ ભરાયા છે. હજી રૂ૩૦૦૦ આશરેની ઘટ છે. રકમ ભરાયેથી સમારકામ થવાનો સંભવછે. નહી સમારવામાં આવશે તો થોડા વખતમાં પડી જશે એમ લાગે છે.

**મરણ**—મુંબઇના મરહુમ શેઠ હોરમજી બમનજી વાડીયાજીના આતશબહેરામના માજી બોયવાલા મોબેદ પાલનજી એદલજી મોબેદજીના રોજ ૧ લો માહા બારમાને દીને બેહસતનશીન થયા છે. મરહુમ ઘણે સારે ઠેકાણે સગાઇ ધરાવતા હતા. મરહુમથી ગામના લોકને ઘણોજ ટેકો હતો. મરનાર જરથોસતી ધરમમાં ઘણા હુશીયાર હતા. ધરમના પુસતકોનો અભયાસ કરવામાં ઘણા મશગુલ હતા. શરીર લથડી જવાથી અત્રે માસ બે થયા મુકામ કરી રહયા હતા. મરનારની ઉંમર વરસ પંચોતેરની છે.

## કવેતા ખાતેની પારસીઓની વીગતો.

પારસી અગીઆરી જેની સ્થાપના ઈ૦ સ૦ ૧૮૮૩ ના જુન મહીનામાં અનજુમન તરફથી થઇ છે.

પારસી સ્કુલ તથા પારસી હોલ—ખાન સાહેબ અરદેશર ડોસાભાઇ મારકરે બંધાવી અનજુમનને ભેટ આપયા છે. અકટોબર ૧૯૦૪ ઇ૦.

પારસી રેસત હાઉસ અથવા ઉતારાનુ મકાન તથા પારસી બીમારોને હવા ફેરફાર માટે "સેનેટરીયમ"—બાઇ રતનબાઈ બરજોરજી દોરાબજી પટેલે બંધાવી અનજુમનને ભેટ આપ્યું છે. મારચ ૧૯૦૫ ઈ૦.

અતરે કવેટામાં નીચલા પારસીઓ નીચે મુજબનાં અંગરેજી ખેતાબો ધરાવે છે:—

ખાન બાહાદુર બરજોરજી દોરાબજી પટેલને સી. આઇ. ઇ., નો ખેતાબ મલ્યો છે.

શેઠ અરદેશર ડોસાભાઈ મારકરને ખાન સાહેબનો ખેતાબ મલ્યો છે.

કારપોરલ હોરમશજી પે. તલાટી અને લેનસકોરપોરલ અરદેશર ડોસાભાઇ મારકરને વોલનટીઅર લોંગ સરવીસ મેડલ મલ્યા છે.

અતરે સરઅવસરે પારસીઓ તરફથી મેલાવડા થાય છે, તેવા આ વરસમાં બે ખાનગી મેલાવડા પારસી નવજોતના થયા હતા, ને એક બીજો જાહેર મેલાવડો આપણા નામદાર શેહેનશાહની વરસગાંઠનો અતરેના ખાનબહાદુર બરજોજી દોરાબજી પટેલ, સી. આઈ. ઈ. એ પોતાના બગીચામાં કરયો હતો તેમાં અતરેના શીવીલ અને મીલીટરી અમલદારો તથા બાનુઓ મોટા ભાગે હાજર હતાં, અને ઘણી સારી ધામધુમ થઈ હતી.

# દેશાવરનાં જરથોસ્તીઓનું લીસ્ટ.

(આગલે વરસે છપાઈ ગયલાં લીસ્ટો ઉપરાંત પાછળથી આવેલાં.)

## તારાપોરના જરથોસ્તીઓના નામ.

અરદેશર જેશંગજી સીલીતરીયા, પેનશનર.
અરદેશર દાદાભાઈ ઝાંયકર, આબકારી ખાતાંમાં.
અરદેશર દીનશાહ ગોવેકર, નોકરી, મુંબઈ.
અરદેશર દોરાબજી તારાપોરવાળા, તારાપોરની જરથોસ્તી અનજુમનનાં એક ટ્રસ્ટી, મ્યુનીસીપલ કંનત્રાકટર, મુંબઈ
અરદેશર નાદરશાહ બેજનજી તારાપોરવાલા, કલકતા.
અરદેશર પાહલણજી તારાપોરવાલા, કસ્ટમ દારોગા, નીઝામાબાદ (ઇંદુર.)
અરદેશર બેહેરામજી ઈરાંની, ખેતી તથા બાગબાની, બાણગંગા
અરદેશર મેહેરજીભાઈ વીકાજી, ચંદરઘાટ, હેદરાબાદ દખણ.
આદરજી ડોશાજી ઉગજીવરા, ખેતી.
આદરજી અરદેશર દીનશાહ ગોવેકર, ખેતી.
આદરજી ફ્રરામજી ભુતાડીયા.
આદરજી બેજનજી ગોવેકર, ઝાંઇનાં પટેલ.
આદરજી હોરમસજી ગોવેકર, નોકરી, મુંબઈ.
ઉગજીભાઇ ડોશાજી ઉગજીવરા, ખેતી.
એદલજી ખરશેદજી તાડવાળા, મોબેદ, સીકંદરાબાદ.
એદલજી દાદાભાઈ નવલાંના.
એદલજી બેહેરામજી પેસતનદારનાં, મોબેદ, આબકારી ખાતાંમાં, વસઈ.
એદલજી હીરજીભાઈ એદલજી તારાપોરવાલા, ચીતાપુર.
એદલજી હોરમસજી એદલજી તારાપોરવાલા, હેદરાબાદ દખણ.
કાવસશાહ એદલજી તારાપોરવાળા, વકીલ, સીકંદરાબાદ.
કાવસશાહ દોરાબજી સીલીતરીયા, ખેતી.
કુંવરજી જાંહાંગીરજી સોહરાબજી સીલીતરીયા.
કુંવરજી બહમનજી, ટીમબર મરચંટ, જંગલખાતાંના સર-
કુંવરજી રતનજી વકીલ, ખેતી, ડેહેણું. [કારી કોનટ્રાકટર
કુંવરજી રતનજી સીલીતરીયા, નાયબ તેહસીલદાર, લાડસાંગવી, ઈલાકે નવાબ સર આસમાનજાહ બહાદુર, ડીસ્ટ્રી-
કુંવરજી સોહરાબજી ભુતાડીયા. [કટ અઉરંગાબાદ.
કેકોબાદ અરદેશર દોરાબજી તારાપોરવાળા.
કેખશરો કાવસશાહ એદલજી તારાપોરવાળા, એકાઉનટંટ, પબલીક વરકસ ઓડીટ બ્રાંચ, સયફાબાદ પેલેસ, હેદરાબાદ દખણ.
કેરશાસ્પજી શાપુરજી પટેલ, ઉદવાડેવાળા, દરેમેહેરનાં મોબેદ
ખરશેદજી આદરજી ભરડા, મોબેદ, ડીપાકીપર, કેલવા માહીમ
ખરશેદજી કાવશાજી સીલીતરીયા, ખેતી, કવડાસ.
ખરશેદજી કુંવરજી સીલીતરીયા, આબકારી ખાતામાં, કેકરી, ડીસ્ટ્રીકટ અજમેર.
ખરશેદજી હોરમસજી એદલજી તારાપોરવાળા, સીરસ્તેદાર, રાજુરા–માનગઢ (તલંગાન).
જમશેદજી જાંહાંગીરજી સીલીતરીયા, ખેતી, ભરાઠ (ડેહેણું તાલુકો.)
જમશેદજી જેશંગજી ભુતાડીયા, આબકારી ખાતાંમાં.
જમશેદજી દીનશાહજી, આબકારી કંટ્રાકટર, બીલાસપુર.
જમશેદજી પેસ્તનજી તાડવાળા, આબકારી ખાતાંમાં.
જમશેદજી શાપુરજી દોલીકુકા, આબકારી ખાતાંમાં, બીચણ
જાલેજર અરદેશર દોરાબજી તારાપોરવાળા.
જાંહાંગીરજી દાદાભાઇ તારાપોરવાળા, તારાપોરની જરથોસ્તી અનજુમનનાં પ્રમુખ.
જાંહાંગીરજી રૂસ્તમજી ગોવેકર, ખેતી, કરસોડ.
જીવનજી કુંવરજી વાડીગર, આબકારી ખાતાંમાં.
જીવનજી ખરશેદજી કુંવરજી સીલીતરીયા.
જીવનજી દાદાભાઈ સુખલાનાં, ખેતી, ભપોલી (માહીમ તાલુકો)
જીવનજી પેસતનજી રતનજી વાડેવાળા, આબકારી ઈન્સપેકટર.
જીવનજી ફ્રરામજી ભુતાડીયા, ખેતી, રાનસેત. (ડેહેણું તાલુકો)
જીવનજી માણેકજી જમાદાર, ખેતી, કોઢાંણ (માહીમ તાલુકો)
જીવનજી રૂસ્તમજી પંથકી, મોબેદ, પારસી હોટલ કીપર, સીકંદરાબાદ.
જેશંગજી ભીમજીભાઈ ભુતાડીયા, આબકારી ખાતાંમાં.
જેશંગજી રતનજી સીલીતરીયા, પબ્લીક વરકસ ડીપારટમેન્ટમાં કંટરાકટર, વરંગલ ડીસ્ટ્રીકટ (દખણ)
ડોસાભાઈ આદરજી ઉગજીવરા, આબકારી ખાતામાં.
ડોસાભાઈ મેહેરજીભાઈ મોરાવાળા, આબકારી ખાતામાં.
દાદાભાઈ ખરશેદજી તાડવાળા, મોબેદ, ખેતી.
દાદાભાઈ જીવનજી સુખલાનાં, ખેતી.
દાદાભાઈ નાદરશાહ બેજનજી તારાપોરવાળા, કલકતા.
દાદાભાઈ બેહેરામજી જાંગીરજી.
દાદાભાઈ ભીખાજી માણેકજી વાઢોગર.
દાદાભાઈ માણેકજી નવલાંના, બાઈ સાહેબ આવાંબાઈ કાવસજી પીટીટને ત્યાં કારભારી, ફ્રરામજી હોલ, વારડનરોડ, મહાલક્ષમી, મુંબઇ.
દાદાભાઈ હોરમસજી ગોવેકર, ટેલીગ્રાફ માસ્તર, દાદર (બી. બી. રેલવે.)
દાદી એદલજી તારાપોરવાળા, જરનાલીસ્ટ, તારાપોરની જરથોસ્તી અનજુમનનાં એક ટ્રસ્ટી, ખેતી.
દારબજી પેસ્તનજી વાડેવાળા, ખેતી, કીરાટ (માહીમ તાલુકો)
દારબજી સોરાબજી ભરડા, મોબેદ, ખેતી તથા આબકારી
દારબશાહ હોરમસજી નાદરશાહ તારાપોરવાળા. [ખાતાંમાં
દારબશાહ હોરમસજી પારડીવાળા, વીમા કંપનીનાં એજંટ,
દીનશાહ કુંવરજી બહમનજી, ખેતી. [મુંબઈ.
દીનશાહજી કુંવરજી સીલીતરીયા, પેનશનર.
દીનશાહજી જીવનજી સુખલાના, ખેતી.
દીનશાહ મહેરજીભાઈ વીકાજી, મીલમાં, ઉમરી (નાંદેડ જીલ્લો)
દીનશાહ હીરજીભાઈ એદલજી તારાપોરવાલા, ચીતાપુર.
દોરાબજી ફ્રરામજી ભુતાડીયા, ખેતી, રાનસેત, (ડેહેણું તાલુકો)
દોરાબજી સોહરાબજી ઝાંયકર, આબકારી ઇન્સપેકટર.
દોરાબજી હોરમસજી ભીમજીભાઈ તારાપોરવાળા.
ધનજીશાહ મંચેરજી ભરૂચા, સ્ટેશન માસ્તર, બોઈસર. (બી.
નરીમાન જાંહાંગીરજી સોહરાબજી સીલીતરીયા. [બી. રેલવે)

નવરોજજી માણેકજી જમાદાર, આબકારી ખાતાંમાં.
નવરોજજી શાપુરજી, મોબેદ, ભરૂચ.
નાદરશાહ જીવનજી ગોવેકર, આબકારી ખાતાંમાં.
નાદરશાહ રતનજી સીલીતરીયા, ખેતી.
નાદરશાહ હોરમસજી એદલજી, એડન.
નાનાભાઈ દાદાભાઈ ઝાંયકર, આબકારી ખાતાંમાં.
પાહલણજી આદરજી ભરડા, મોબેદ, આબકારી ખાતાંમાં.
પાહલણજી ફરદુનજી પેસ્તનદારૂનાં, મોબેદ, આબકારીખાતાંમાં
પીરોજશાહ ખરશેદજી કાવસજી તારાપોરવાળા, ડાક્ટર, (આઈ. એમ. એસ.)
પીરોજશાહ જાંહાંગીરજી તારાપોરવાળા, ખેતી.
પીરોજશાહ પેસ્તનજી તાડવાળા, મોબેદ, ખેતી.
પીરોજશાહ બરજોરજી ભરડા, ધરમપોરવાળા, મોબેદ, ખેતી.
પીરોજશાહ સોહરાબજી તારાપોરવાળા, નીઝામ સરકારનાં [પેનશનર.
પેસ્તનજી ખરશેદજી તારાપોરવાળા.
પેસ્તનજી નવરોજજી ગોવેકર, ખેતી, ચારોટી. (દેહેણું તાલુકો)
પેસ્તનજી નવરોજજી ઝાંયકર, ખેતી.
પેસ્તનજી રતનજી વાડેવાળા, ખેતી, કીરાટ. (માહીમ તાલુકો)
ફરદુનજી કુંવરજી તારાપોરવાળા, એલ. સી. ઈ., રીટાયરડ પેનશનર, અમદાવાદ.
ફરદુનજી પીરોજશાહ સોહરાબજી તારાપોરવાળા, બી. એ., અલાહબાદ.
ફરદુનજી બેહેરામજી પેસ્તનદારૂનાં, મોબેદ, આબકારીખાતાંમાં
ફરામજી જાંહાંગીરજી સોરાબજી સીલીતરીયા, અવલ કારકુન, કસ્ટમ આફીસ, જાલનાં.
ફરાંમજી જેશંગજી જુતાડીયા, આબકારીખાતાંમાં.
ફરાંમજી બેહેરામજી બેહેલીકાકા, મોબેદ, ખેતી.
ફરાંમજી માણેકજી મેહેતા (તાડવાળા), આબકારી કંટરાકટર,
ફરાંમજી ભીમજીભાઈ ઝાંયકર, આબકારીખાતાંમાં. [દેહેણું.
ફરામરોજ કુંવરજી બહમનજી, ખેતી.
ફરામરોજ દીનશાહ, આબકારી કંટરાકટર, બીલાસપુર.
ફરામરોજ બેહરામશાહ તારાપોરવાળા, કંટરાકટર, બેંગલોર.
ફરામરોજ હોરમસજી જમશેદજી પંથકી, (ઉદવાડેવાળા).
બમનજી કુંવરજી બમનજી, ખેતી.
બહમનજી પેસ્તનજી બેહલીકાકા, મોબેદ, આબકારીખાતાંમાં.
બરજોરજી જમશેદજી વીકાજી, હેદરાબાદ (દખણ)
બરજોરજી દાદાભાઇ નવલાંનાં, મુંબઈ.
બરજોરજી દારબજી પેસ્તનજી વાડેવાળા.
બરજોરજી પેસ્તનજી તાડવાળા, મોબેદ, આબકારીખાતાંમાં.
બરજોરજી હોરમસજી દારબજી દવીએરવાળા, ખેતી.
બાપુજી અરદેશર જેશંગજી સીલીતરીયા, કેમીસરીયેટખાતાં-[માં, નીમચ.
બેજનજી અરદેશર દોરાબજી તારાપોરવાળા.
બેહરામજી આદરજી ભીમજી, ખજાનદાર, જીલ્લા નાદેડ.
બેરાંમજી જાંગીરજી, ખેતી.
બેહરામજી પેસ્તનજી બેહલીકાકા, આબકારીખાતાંમાં.
બેહરામશાહ અરદેશર, ખેતી.
બેહરામશાહ રૂસ્તમજી સીલીતરીયા, આબકારી ઈન્સપેકટર, [કોલ્હાપુર.
ભીખાજી દોરાબજી તારાપોરવાળા, અજમેર.
ભીખાજી ફરામજી ભરડા, મોબેદ, ખેતી, બોરસતી (માહીમ તાલુકો)
ભીખાજી ભીમજીભાઇ એદલજી તારાપોરવાલા, મુંબઈ.
ભીખાજી ભીમજીભાઈ વીકાજી તારાપોરવાળા.
ભીખાજી માણેકજી વાડીગર, ખેતી.

ભીમજીભાઈ જેશંગજી જુતાડીયા, આબકારીખાતાંમાં.
ભીમજીભાઈ મહેરજીભાઈ વાડેવાળા, આબકારી ડેપોકીપર, [રાઈચોર.
ભીમજીભાઈ રૂસ્તમજી વાડીગર, રાયપુર.
ભીમજીભાઈ હીરજીભાઈ ગોવેકર, ખેતી તથા આબકારી-[ખાતાંમાં.
મંચેરશાહ નાદરશાહ ગોવેકર.
મંચેરશાહ સોહરાબજી સીલીતરીયા.
માણેકજી બેહરામજી પેસીકાકા, જનરલ મરચંટ.
માણેકજી બેહરામજી પેસ્તનદારૂનાં, મોબેદ, આબકારી-[ખાતાંમાં.
માણેકશાહ જાંગીરજી જુતાડીયા.
માણેકશાહ ભીખાજી વાડીકર, પોલીસ જમાદાર, કેલવામાહીમ
માણેકશાહ મંચેરજી તાડવાળા, મોબેદ.
માણેકશાહ સોરાબજી સીલીતરીયા, ખેતી, વરોતી.
મેહેરજીભાઈ ભીમજીભાઈ વાડેવાળા, આબકારી ખાતાંમાં.
મેહેરવાનજી દાદાભાઈ ગોવેકર, પેનશનર.
મેહેરવાનજી મંચેરજી તાડવાળા, મોબેદ, સીકંદરાબાદ.
રતનજી જમશેદજી પેસતનજી વાડેવાળા.
રતનજી જીવનજી ગોવેકર.
રતનજી હોરમસજી દારબજી દવીએરવાળા.
રામજીભાઈ પેસ્તનજી ઉગજીવરા, ખેતી, રાવતે (માહીમ તાલુકો)
રામજીભાઈ ભીખાજી ગોવેકર, ખેતી, કોંણગામ (ડેહેણુ તાલુકો)
રૂસ્તમજી આદરજી ભીમજી, અમીન કસ્ટમ, રાઈચોર.
રૂસ્તમજી જાંહાંગીરજી ગોવેકર
રૂસ્તમજી નસરવાનજી પંથકી, આબકારી ખાતાંમાં, નવાપોર. (માહીમ તાલુકો)
રૂસ્તમજી ભીમજીભાઈ જુતાડીયા, આબકારી ખાતાંમાં.
રૂસ્તમજી ભીખાજી વાડીગર.
રૂસ્તમજી માણેકજી જમાદાર, ખેતી.
રૂસ્તમજી રતનજી પંથકી, આબકારી ખાતાંમાં, ઉરણ.
રૂસતમજી ભીમજીભાઇ ઝાંયકર, આબકારી ડેપોકીપર, [આકોલા (બીરાર)
રૂસતમજી હીરજીભાઈ ગોવેકર.
વીકાજી અરદેશર દોરાબજી તારાપોરવાળા, મુંબઈ.
વીકાજી ફરદુનજી કુંવરજી તારાપોરવાળા, વકીલ, રાજકોટ
વીકાજી ભીખાજી માણેકજી વાડીગર.
વીકાજી ભીમજીભાઇ વીકાજી તારાપોરવાળા, આબકારી ખાતાંમાં, વસઈ.
વીકાજી મેહેરજીભાઇ બાપુજી વીકાજી, "પરનાળી" ગામનાં ઇનામદાર, તારાપોરની જરથોસતી અનજુમનનાં એક ટ્રસ્ટી તથા તારાપોર અને તેની અત્રાફનાં ૨૩ ગામોનાં આનરરી સ્પેશીયલ માજીસ્ટ્રેટ.
વીકાજી મેહેરજીભાઈ ઓરાવાળા, આબકારી ખાતાંમાં.
વીકાજી હીરજીભાઈ ગોવેકર, ખેતી.
શાપુરજી અરદેશર તારાપોરવાલા, મુંબઈ.
શાપુરજી બેજનજી ગોવેકર, ઉરફે "મામલેદાર" આબકારી ઈન્સપેકટર, ડેહેણું તાલુકો.
સોહરાબજી જાંહાંગીરજી સીલીતરીયા, ઈજનેર.
સોહરાબજી પીરોજશાહ સોહરાબજી સીલીતરીયા.
સોહરાબજી ભીમજીભાઇ ઝાંયકર, આબકારી ખાતાંમાં, સોનગઢ-વ્યારા
સોહરાબજી શાપુરજી સીલીતરીયા, ખેતી, વરોતી, (ડેહેણુ તાલુકો.)
સોહરાબજી હોરમસજી ભીમજીભાઇ તારાપોરવાળા.
સોહરાબજી હોરમસજી સીધવા, (ઉદવાડેવાળા) દરેમેહેરનાં મોબેદ.

એજ જવાબ આપવાની જરૂર જોઈએછે કે ભાશાંણીનો તો એક જબરજશ કેઠોજ આગલાં કેલેંડરમાં પ્રગટ થતો હતો, પણ જગાની સંકોચને લીધે હવે તેમ નથી બનતું, તો એક કેલેંડરમાં કેટલી બધી બાબદો સામટી સમાઈ જવી જોઈએ, તે વીશે સઉ સઉએ પોતપોતાને ગમતી બાબદો લેવાની સુચના કરતી વખતે જરા દુરઅંદેશી વાપડવી જોઇએછે. બીજું એ ભાઈબંધની માનીતી ફશલી સાલ મંડલીની નોંધ કેમ નહી લેવાઈ તે પુછવામાં આવ્યું છે—શારૂં થયું! જબરી નોંધ રહી ગઈ!! ફશલી સાલવાલા સાહેબોએ જાણવું તથા સમજવું જોઈએ કે જયાંવેર એક આખો ટોલો કે શઘલી કોમ એક બાબદમાં એકમત નહી થઇ હોય ત્યાંવેર ને તેટલામાં તે બનાવની નોંધ કરવી એ સમજુઓને મનસે ઓર ટોલામાં બીગાડા જેવું ને નકાંમી ટક વધેલી દેખાડવા જેવું છે—એકવાર એ નવી ગણત્રી કરી બતલાવનારા સાહેબો ખરાબી હોય પણ તેવોએ ઉતાવલા પડી એક નવો ટોળો બરપા થયલો જેવું કરવું સબાવાર નથી. હેવાં મુશાતકીમ કારણથી ફસલી સાલ વાલાઓની નોંધ કેલેંડરમાં લેવાતી નહી હોયતો તેની ખફગીમાં કેલેંડરનાં સઘલી જગોએથી ને ચોમેરથી એકસરખી રીતે વખણાતા અને ખરેખર ઘણી મેહનત જેહમતથી લખાતા સુધ્ધ ને સુધ્ધા ઇનતેખાબની વીરૂધ બોલવામાં ખરી રાસતી માલમ પડતી નથી—પછે તો જેના જેવા વીચાર. ફસલી સાલની કેલેંડરમાં નોંધ નહી લેવાયાથી આસમાસ રાસતવંલા ભાઇબંધને ટોકા કરવા પડયા દેખું; પણ ખુદરત કંઇ ઓર દેખાડેછે—જુવોની તા૦ ૧૮મી નવેમબર ૧૯૦૬નાં ખુદ રાસતમાં એક ચરચા પત્રની પોંહચમાં શું છપાઈ ગીઉચ તે ઉપર જરા વાંચનારાઓએ ધ્યાંન આપવું:—

"દુર દેશનો જરથોસ્તી"—તમો અમારાં દીવાળીનાં પંચાંગમાં તેમજ નવાં ખ્રિસ્ટી સાલ ઉપર નીકલતાં પંચાંગમાં ફશલી સાલના રોજ માહની એક કોલમ દાખલ કરવા સુચવોછો. આ બાબત અમારાં ધયાનમાં છેજ, પણ જગા સંકોચતાને લીધે તુરત વેળા તેમ બની શકતું નથી." રાસ્ત ગોફતાર,—તા૦ ૧૮ મી નવેમબર ૧૯૦૬.

વારે રાસતી અખત્યાર કીધેલા ભાઈબંધ! જ્યારે પોતાને લાગતાં વલગતાં પંચાંગમાં પોતાની માનીતી ફશલની કુશલ ખબર લેવાતી નથી ત્યારે તેજ કારણસર બીજાઓનો વાંક કાઢવો; એબી ખરી રાસતીજ કેહવાતી હશે, અને તેમ છે ત્યારે એનાપર લંબાંણ બોલવાની કંઈ અગત છે કે? કેલેંડરના કરતા.

---

ઝોરાસ્ત્રીઅન કેલેંડર—વરતમાન પરેસવાલા મી૦ મનચેરજી હોશંગજી જાગોશાનું યજદેજરદી સને ૧૨૭૬ ના નવાં સાલનું કેલેનડર અથવા પારસી પંચાંગ આ વરશે તો હાથમાં ધરતાં જાણે બે વરસના સામટાં કેલેનડર બાંધયાં હોય એવું ખાસું બેવડું કદ થઈ પડયું છે, કારણકે એમાં આખાં મુંબઈ શેહેરના પારસી રહેવાસીઓ જેઓ ઊમરે પુગેલા ચાકરી ધંધો કરતા હોય તેમના નામ નીશાન, ધંધા ચાકરી, હોદા, ખેતાબ સાથેનું ગંજાવર લીસ્ટ સમાવેલું છે, અને તેમાં જુદા જુદા પારસીઓની તહરે કીશમની વીગતો જાણવાને બની આવે છે. લગભગ મોટા કદના એકશો શકા ઝીં:-નામાં ઝીણા ગુજરાતી અક્ષરે ખીચોખીચ એવા ભરાયલા છે કે તે કંપલીટ કરતાં મી૦ જાગોશાને પુસકલ મેહેનત–વખત અને પઈશો ખરચવો પડયો હશે એમાં કશો શક નથી લાગતો. તેથી અમો આશામંદ છીએ કે જયારે આવી અઠાગ મેહેનત આ પંચાંગ ઉપર આ વરસે લેવાઇ છે ત્યારે તેનો ખપ સારો થશે અને દરેક જરથોસ્તી આવા ઉપયોગી પોઠાની એકબી નકલ ખરીદવા વીના રહેશે નહી એમ અમો માનીએ છીએ. આ મોટાં લીસ્ટ ઉપરાંત બીજી બાબદો થોડી ઉપયોગી નથી. આ વરસમાં પારસીઓને લગતા જાણવાજોગ બનાવોનું લંબાણ વરણન એવું સરસ છે કે જાણે બધાં દેશાવરોના જરથોસ્તીઓની બધી તવારીખજ તેમાં સમાઈ ગઈ છે. જુવોની ફક્ત સખાવતનો બાબજ હાથ ધરતાં દરેક પારસીને ખુશી ઉપજવા વીના રહેનાર નથી કે મુંબઈ અને દેશાવરના પારસીઓની સખાવતનો આંકડો ૧૯ ઓગણીશ લાખનો થઈ ગયો છે! ધન છે. પારસીઓના હાતમદીલની છાતીને!! એ વતરોગે વળી મુંબઈના બે પારસી અઠંગ તરનારા ગોલવાલા બ્રધરસોની શબી અને તેમના ઓચંબા ભરેલા પરયાગનો હેવાલ સારો તહરેથી સરસ રીતે આ કેલેનડરમાં સમાવ્યાથી આ કેલેનડર ઘણું ઉપયોગી થયું છે, એમા જરાએ શક જેવું નથી. માટે આ ઉપયોગી પોઠાનો દરેક કુટુંબે સંગ્રહ રાખવો જોઈએ છે. ભરૂચ સમાચાર,—તા૦ ૪ થી અકટોબર ૧૯૦૬.

---

મી૦ જાગોશાનાં વારષિક પંચાંગનો પોઠો—વરતમાન પરેસના માલીક મી૦ મંચેરજી જાગોશ જરનાલીસ્ટ લાઈનમાં ધીરજવંતા અને સહાસીક જબરા બા! જીણા મરોડદાર ટાઈપમાં હાથ લચકાઇ જાય એટલા વજનનો—કહો કે લગભગ બે રતલનો એક મોટો રાબેતાનો વારષીક પોઠો તેવણે હાલ પરવરતાવ્યો છે અને તેની એક નકલની અમારીપર પણ એનાયત થઈ છે. પોઠો ખોલતાંજ જરથોસ્તી કોમના એક સાલની કારકીરદીનો ઠરેરાબંધ હેવાલ નજરે પડે છે; જેમાં આખા સાલનાં પારસીઓને લગતા બનેલા બનાવોનું સામટું સરવાયું નોંધાયલું છે, જગ આશકાર જરથોસ્તીઓની હરેક કીસમની સખાવતો, ધરમનાં નવાં બંધાયલાં મકાનો, ખેતાબ, ઓહ્દા, નેમણુંક, કેળવણીમાં પસાર થયલાંઓની ટીપ ઉપરાંત હીંદના ઉસતાદ પારસી તરનારાઓ મેસરસ દાદી અને ફરામરોજ સી. ગોળવાલાની હુબહુ તસ્વીરો પણ તેમાં છપાઈ છે. વળી સરવથી આવકારદાયક અને ઉપયોગી બાબત તરીકે આખા મુંબઈ શેહેરનાં જરથોસ્તીઓના નામનું લંબાંણ લીસ્ટ તેમના ઠેકાણાઓ સહીત રજુ કરયું છે, જેમાં સરવે પારસીઓનાં નોકરી, ધંધા, ઓહ્દા, ખેતાબ વગેરેની ઘણી જાણવા જોગ વિગતો સમાવી દીધી છે. ખરેખર પારસીઓની વારષીક તવારીખની યાદગાર ગવાહી આપતો આ પોઠો છે. તે પાછળ લેવાતી મહેનત અને રંજનો ખયાલ કરતાં મી૦ જાગોશાની ધીરજ અને ખંત ઉપર આફરીન કીધા વિના રહેવાતું નથી. માત્ર રૂ ૧॥ ની કીંમતમાં મલતું આ ઝોરાસ્ત્રીયન કેલેંડર તેના ઉપયોગીપણા અને તે પાછળની મહેનત તરફ જોતાં ઘણુંજ સસતું છે. મગરૂરી ઉપજાવા જોગ ઝલકતા પારસી કારકીરદીનો રગેરગ ભાશ આપતું આ કેલેંડર દરેક હુમદીને મોટી મોઝ સાથ પોતાના ઘરમાં સંઘરી રાખવું જોઈએ એવી અમારી નાકેશ ભલામણ છે. જામે જેહાંનુમાં,—તા૦ ૬ ઠી અકટોબર ૧૯૦૬.

# વરતમાન પતરોનાં મત.

ઝોરાસ્રીયન કેલેંડર યાને પારસી પંચાગ—જરથોસ્તીઓના સને ૧૨૭૬ નાં સાલનું પારસી પંચાંગ તેના પ્રગટાવનાર મી૦ મંચેરજી હોશંગજી જાગોશ તરફથી વખતસર પ્રગટ થયું છે. અને તેની એક નકલ ખતરેવાળા મી૦ મંચેરજી જમશેદજી પોસટવાળા મારફત અમને મળી છે. પારસી કોમને લગતા બનાવોની નોંધનું તાજું પુસ્તક એજ છે કે જે તેના સાહસીક માલેક રૂ૦ ૧॥ ની ન્હાની કીંમતે બહાર પાડી લાભ આપે છે. મી૦ જાગોસનો એ સહાસ ૩૬ વરસનો છે; અને એ પંચાંગમાં દુરસ્તે સાલ આખરે પારસી સખાવતની નોંધો, ધરમખાતાંઓ, ધરમનાં મકાનો, મેળવેલા ખેતાબો, મેળવેલા ઓધ્ધાઓ, કેળવણીનો વધારો, પારસી વકીલો, તબીબો, ધરમ ફંડો વગેરેને લગતી હકીકત શરેસ્તા મુજબ આપવામાં આવી છે. ગયા સાલના પંચાંગમાં મી૦ જાગોસે દેશાવરના જરથોસ્તીઓના નામોની ટીપ પારસી પંચાયતના સેકરેટરીને હસ્તક મંગાવી પ્રગટ કરી હતી. પણ તે ટીપ અપુરણ હતી. આ વરસે મી૦ જાગોસે મુંબઈના તમામ લત્તાઓના પારસીઓનાં નામોની ટીપ આપી છે, જે મેળવતાં પણ મેહેનત પડેલી હોવી જોઇએ...... પારસીઓની જાળવી રાખવા જોગ તવારીખનું આ પ્રસિદ્ધ થતું પુસ્તક તેનાં ઉપયોગીપણામાં જે વધારો કરે છે તેને પુરતો આશ્રય પારસી કોમે આપવાની કેટલી જરૂર હોવી જોઇએ તે વિશે વધુ કહેવાની જરૂર રહેતી નથી.

ગુજરાત મિત્ર—તા૦ ૭ મી અકટોબર ૧૯૦૬

---

ઝોરાસ્રીયન કેલેન્ડર યાને પારસી પંચાંગ—પારસી ભાઈઓના યઝદેજરદી સને ૧૨૭૬ નું પારસી પંચાગ મુંબઈના જાણીતા વતની મી૦ મંચેરજી હોસંગજી જાગોશ તરફથી રાબેતા મુજબ બહાર પડયું છે અને તેની એક નકલ હમો ઉપર મોકલી આપી છે જેની પહોંચ આભાર સહિત સ્વીકારીએ છીએ, એ પંચાગ લગભગ ૩૦૦ પાનાનું દળદાર છે અને તેમાં સમાવેલી દરેક બાબતો તરફ નજર કરતાં પારસી ભાઈઓને એ પંચાગ એટલુ બધું ઉપયોગી થઈ પડે તેવું છે કે, તેના પ્રમાણ સાથે સરખામણી કરી જોતાં તેની રૂ૦ દોઢ જેટલી કીંમત તદનજ નજીવી સરખી લેખી શકાય. પંચાગમાં દર વરસે કાંઈને કાંઈ ચાલુ સુધારો કરવાની મી૦ જાગોશની ખંત અને કોશીષ બેશક સ્તુતિને પાત્ર છે અને તેની કદર પારસીભાઈઓ સારી રીતે બુજ્યા વિના રહેતા નહિજ હોય એવી હમારી ખાત્રી છે. એ પંચાગમાં આ વરસે નામદાર પ્રીન્સ ઓફ વેલ્સની હિંદની મુલાકાત પ્રસંગે પારસી બીરાદરો મેસરસ દાદાભાઈ સી૦ ગોળવાળા અને ફરામરોજ સી૦ ગોળવાળાએ પોતાના બાહોશી ભરેલા પ્રયોગો કરી બતાવ્યા હતા તેમના ફોટા અને ટુંક જીવન વૃતાંત પણ આપ્યું છે. સામટી રીતે લેતાં મી૦ જાગોશે એ પંચાંગને માટે લીધેલી જેહેમત પારસી કોમની કદર બુઝાવવાને લાયકની છે એમ કહેવું કાંઈ ખોટું નથી.

દેશી મિત્ર—તારીખ ૧૧ મી અકટોબર ૧૯૦૬

---

"ઝોરાસ્ટીયન કેલેંડર—યાને પારસી પંચાગ નામનું એક દલદાર પુસતક વરતમાન પરેસના ઉદયોગી અને સહાસીક માલેક મી૦ મંચેરજી હોસંગજી જાગોસ તરફથી અમોને મલ્યું છે. એ પંચાંગ યઝદેજરદી ૧૨૭૬ ના વરષનું છે. હાલનું પંચાગ ૩૬ માં વરષની આવૃતીનું છે. એમાં ગયા વરષમાં પારસીઓએ કરેલી સખાવત, ધરમખાતાં અને ધરમનાં મકાનોની વીગત છે. તે સીવાય પારસીઓને મલેલા ઓધ્ધા તથા નિમણુંકો, તેઓમાં થયલા શેરીકો, તેમની તરફથી થયલાં ધામનાં સ્થલો, લાઈબરેરિયો, ધરમનાં સ્થાપાયલાં ફંડો, સુલેના અમલદારો અને પારસીયોના નામની ટીપ સાથે તારીખ, વાર, તહેવારો વિગેરેનો સમાસ કરવામાં આવ્યો છે. દર વરષે આવી ઉપયોગી બાબતો મેલવીને તેને પંચાંગનાં આકારમાં બહાર પાડવાનું કામ કંઈ સહેલ નથી. આ મહાન કામ પાછળ મિ. જાગોશ દર વરષે ખંત રાખી કારીગ કરયાં જાય છે. એ તેઓની ભાગે ઉલટ અને ઉમદા સહાસને આભારી છે. હિંદ જેવા વિશાળ પ્રદેશમાં પારસીઓ દુરના મુલકમાં જઈ રહે છે, તેઓની ખબર મેલવી, તેમના સંબંધની હકીકત પ્રકટ કરવાને માટે મિ. મંચેરજીને ધન્ય છે. પારસી પંચાગ ખરેખર પારસીઓને આરસી સમાન છે, અથવા કહો કે, અંધારામાં રહેલા પારસીઓને અજવાલામાં લાવવાને માટે પારસી પંચાગ એક દીવા સમાન છે. જો કે, આવા કીંમતી કામને માટે પારસીઓ મિ૦ જાગોસના સદાને માટે આભારી ઠરે છે, તોપણ તેવા એક મહેનતું ગ્રહસ્થની કીમ્મતી કદરની કસોટી બતાવવા માટે એક જાહેર મેલાવડો કરી પારસી ગ્રહસ્થોએ તેઓને ધન્યવાદ આપવો ઘટે છે. આ પંચાગની કીંમત રૂ. ૧—૮—૦ છે, તે વિપેશ નથી. પારસી કોમમાં આ પંચાંગનો અપાટાબંધ ઉઠાવ થાય એ બનવા યોગ્ય છે.

સત્ય વકતા.—તા૦ ૧૩ મી અકટોબર સને ૧૯૦૬.

---

ઝોરાસ્રીયન કેલેંડર—મુંબઈ વરતમાન પરેસવાળા શેઠ મંચેરજી હોશંગજી જાગોશનો "પારસી પંચાંગ" નો વારસીક પોથો હમારી ટેબલ ઉપર આવી પડયો છે. આ પોથો જાણે પારસીઓ વીશે માહીતી શોધવાની એક ડીક્ષનરી રૂપ છે. તેમાં ભાત ભાતની હકીકતોનો સમાવેશ થયલો છે. પારસીઓના ધરમના મકાનો, પારસી નામચીન નરો, પારસી સખાવત, પારસી મરણો, પારસીઓમાં બનેલા જાણવા જોગ બનાવો, ઈત્યાદિ જે માંગો તે અલાદીનના ફાણસની માફક એ એકજ પોથામાંથી મળી આવે છે. વળી મુંબઈમાં વસ્તા તમામ પારસી પુરૂષોના નામ ઠામ અને જુદા જુદા કક્કાવારી ગોઠવણથી પાછલા ભાગમાં છાપ્યા છે, તેથી આ શાલનાં પોઠાના ઉપયોગીપણામાં ચોવડો વધારો થઈ પડયો છે. જેઓ દેશ પરદેશમાં પતરો કાઢનારા હોય, જેઓ ગ્રંથો ખપાવા ધારતા હોય, જેઓ કોઈ પણ વેવારમાં મુંબઈનાં પારસી ગ્રહાકો શોધવા માંગતા હોય, તેઓએ દોઢ રૂપયાનો આ પોઠો જરૂર ખરીદી રાખવો જોઈએ. ખાસ કરી હિંદુ અને મુસલમાન વેપારીઓ મુંબઈના પારસીઓથી અજાણ હોય તેઓને આ આઈતો લુમકો માત્ર દોઢ રૂપીયામાં મળી જાય છે. પારશી પંચાંગ સાથે સંબંધ નહીં હોય એવા લોકોને પણ હોણ શાલનો પોઠો ખરીદવામાં મોટો લાભ સમાયલો દીસે છે. ચાલુ પંચાંગમાં મશહુર પારશી તરનારાઓ મેસરસ દાદી અને ફ. ખ. ગોળવાળાની છબીઓ સાથે તેઓના

તરવાના હુનરની તવારીખ પણ આપવામાં આવેલી છે. ભારે કંટાળા વચ્ચે આ સંગ્રહ એક વરસમાં ભેગો થતો હશે, એમ વાંચનારને જણાયા વિના રહેતું નથી... એકંદરે આવા ઉપયોગી પોઠા ભવિષયની પારશી તવારીખો માટે બહુજ બહુજ જરૂરના છે, અને તે ચાલુ રાખવા માટે શેઠ જાગોશાને પરમેશ્વર જીવતા રાખે એ હમારી દોવા છે.

નવસારી પત્રિકા—તા૦ ૧૪ અકટોબર ૧૯૦૬.

---

ઝોરાસ્ત્રીયન કેલેંડર—યજદેજરદી શને ૧૨૭૬ ના ચાલુ સાલના મી૦ મંચેરજી હોશંગજી જાગોશાના પંચાગની પોહચ સ્વીકારતાં હમોને ખુશી ઉપજે છે. આ પંચાગ શને ૧૨૪૦ ના સાલથી પેહેલું કાઢવામાં આવ્યું હતું અને તે વરસથી આજ સુધીમાં એના કરતાએ તેમાં જે જે સુધારો અને વધારો કીધો છે, તે જરથોસ્તી આલમને ઘણો ઉપયોગી થઈ પડવો જોઈએ. પારસીઓ બીજી કોમના સાથે સરખાવતાં 'ઘઉંમાં કાંકરા' મીશાલ છે, તોપણ તેઓ સંસારમાં, કેળવણીમાં અને સખાવતમાં કેટલા આગલ વધતા જાય છે. તે આ પંચાગ ઉપરથી માલમ પડે છે. આ પંચાગ જરથોસ્તી કોમને ઉપયોગી થઈ પડે એવી સઘલી બાબદોથી ભરપુર બનાવવામાં આવ્યું છે, એટલે તેને માટે કાંઈ નવી સુચના કરવા જેવું હમે જોતા નથી, પણ એક સુચના કરવાને હમે વાજબી ધારીયે છીએ કે, દુન્યાંની અંદર પારસી વસ્તી કેટલી છે, તે શેહેર કે ગાંમવારી, વસતીની છેલ્લી ગણત્રીને આધારે દર સાલ એ પંચાગમાં આપવામાં આવે તો તે વાંચનારાઓને થોડી ઉપયોગી થઈ પડશે નહી.

આ પંચાંગ એક દળદાર પોથા સમાન જીચાખીચ ભરેલું છે, તોપણ તેની કીંમત રૂ. ૧॥ રાખવામાં આવી છે, તે ઘણી નજીવી છે, અને તે નજીવી રાખવાનું કારણ પારસીઓમાં ઘરેઘર તેનો ફેલાવો થાય, એજ નેમ રાખેલી હમે તો માન્યે છીએ. અને તેથી હમે જરથોસતી આલમને આવી નજીવી કીંમતે તે ખરીદ કરવાને ભલામણ કરયે છીએ.

નવસારી પ્રકાશ—૧૪ મી અકટોબર ૧૯૦૬.

☞ વસતીની ગણતરીની વીગતતો આગલાં કેલેંડરોમાં ઘણી શરશ રીતે ઉપજાવીને આપેલી છે; તે ઉપરાંત માસીક કોઠાઓમાં તે ગણત્રી દર વરશ છપાયાખી કરે છે, પણ તે કદાચ આ ભાઈબંધને ખબર નહી હશે. કેલેનડરના કરતા.

---

ઝોરાસ્રીયન કેલેનડર—દર વરસે પારસી નવાં સાલના તેહવાર સાથે મી૦ મનચેરજી જાગોસનું આ ઉપયોગી પુશ્તક રાખેલાનાં નીયમીતપણે દેખાવ દેતું જાય છે એ સંતોશની વાત છે. સને ૧૨૭૬ યઝદેજરદી સાલ માટેનું એવણનું પારસી આલમમાં જાણીતું અને લોકપ્રિય થઈ પડેલું આ વારસીક પુસ્તક પોતાનું ઉપયોગી કામ બજાવવાને બાહેર પડી ચુકયું છે. મી૦ જાગોશે પારસીઓને લગતી તરેહવાર ખબરોથી આ કેલેંડર હંમેશ માફક ભરપુર બનાવ્યું છે પણ આ સાલ તેનાં ઉપયોગીપણાં અને અગત્યતામાં તેવણે ઘણે વરસે એક ખાસ વધારો કીધો છે, અને તે મુંબઈ તથા દેશાવર ખાતેના જરથોસતી રહેવાસીઓની ઘણી મેહનતથી ભેગી કીધેલી એક ટીપ છે. જેમ ખુદ પારસીઓને પોતાને તેમજ એ કોમ સાથ ધંધા રોજગાર વિગેરે બાબદો માટે સંબંધ ધરાવનાર બીજી દેશી કોમોને આ ટીપ ખચીતજ ઘણી ઉપયોગી નિવડશે તેમાં શક નથી. અમો ઈચ્છીએ છિએ કે આવી ટીપ થોડે થોડે વરસોને આંતરે આપવાને બદલે મી૦ જાગોસ પોતાનાં પંચાંગ મધે, જેમ તાઇમ્સ ઓફ ઈંડીયાનાં કેલેંડર મધે કરવામાં આવે છે તેમ, તેને જાથુકની જગયા આપે. ... ... સામટી રીતે મી૦ જાગોસનું પુસ્તક પારસીઓને લગતી ખબરોથી હંમેશ માફક ભરપુર છે, અને દરેક પારસી ઘરમાં તેની જગ્યા થવાની જરૂર છે.

કયસરે હિન્દ—તા૦ ૨૧ મી અકટોબર ૧૯૦૬.

---

ઝોરાસ્રીયન કેલેન્ડર યાને પારસી પંચાંગ—મુંબાઈ વરતમાન પરેસના માલીક મી૦ મંચેરજી હોશંગજી જાગોશ તરફથી પારસીઓના નવા વરસને દહાડે બહાર પાડવામાં આવેલું યઝદેજરદી ૧૨૭૬ ના વરસનું પંચાંગ તા૦ ૧૪-૯-૦૬ થી તા૦ ૧૩-૯-૦૭ સુધીના છત્રીશમા વરસની આવૃતી ભેટ મળી છે તે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ. વરસો વરસ એમાં કેટલોક કીંમતી સુધારો કરવામાં આવે છે. આ પંચાંગને વધારે ઉપયોગી, માનીતું અને જોઈતી વીગત તઈયાર મલી આવે તેવું બનાવવાને માટે મી૦ જાગોશે ભારે સંભાળ અને મહેનત લીધી છે. ગુજસ્તે વરસમાં બનેલા નીચેના જાતજાતના બનાવોની વીગતવાર આપેલી તપસીલ નોંધ લેવા લાયક અને જન ઉપયોગી છે. પારસી કોમે કરેલી સખાવતો—ધરમખાતાં—નવાં ધરમનાં બંધાવેલાં મકાનો, જરથોસ્થીઓને મળેલાં નવા ખીતાબો, હોદ્દાઓ, નેમણુકો, જરથોસ્થીઓએ લીધેલી કેળવણી, પરિક્ષા તથા તેમાં મેળવેલાં ઈનામો, સ્કોલરશીપો ઈત્યાદિ, ગુજસ્તે વરસમાં થયેલાં જાણીતાં જરથોસ્તીઓનાં મરણો, જરથોસ્તીઓનાં બારે માસના કોથા, જરથોસ્તીઓનાં આતશબહેરામ દરેમેહરો અથવા આદરાનોની ટીપ, જરથોસ્તીઓએ બંધાવેલા કુએમાં અને ધરમશાળાઓની ટીપ, જરથોસ્તી જસ્ટીસ ઓફ ધી પીસ (સુલેહના અમલદારો), મુંબાઈ યુનીવરસીટીના જરથોસ્તી ફેલોઝ, જરથોસ્તી શેરીફો, કાઉન્સીલરો, મેમ્બરો, સોલીસીટરો, બારીસ્ટરો અને વકીલો, જરથોસ્તીઓએ સ્થાપેલા પુસ્તકાલયો, ધરમના દવાખાનાઓ, કેળવણી ખાતા, ધરમના ફંડો વીગેરે અગત્યની બાબતો ઉપરાંત આખા હિંદુસ્થાનમાં ઉસ્તાદ તરનારાઓ મેસરસ દાદાભાઈ અને ફરામરોજ ખરશેદજી ગોળવાળાએ કીધેલો તરવાનો નામીચો પ્રયોગ તેમની સુંદર સબીઓ સાથે તેમજ મુંબાઈ શેહેરનાં તથા જુદા જુદા દેશાવરો ખાતેના પારસીઓનાં નામનાં લીસ્ટ તથા જુદા જુદા દેશાવરો ખાતેની પારસીઓને લગતી જાણવાજોગ વિગતોનો સમાવેશ થયેલો છે; તે દુર દેશાવરોમાં વસતા જરથોસ્તીઓની માહેતી માટે ગેબી બક્ષીસો છે. આ કેલેન્ડરની કીંમત ફક્ત રૂપીઓ દોઢ રાખેલી છે તે તેમાંથી મળતી માહેતોના પ્રમાણમાં તદન નજીવી હોવાથી દરેક જરથોસ્તી કુટુંબ હમજાતીની જાણવા લાયક હકીકતથી માહેતગાર થવા ચુકશે નહી એવી આશા રાખીએ છીએ.

કોરોનેશન એડવરટાઈઝર,—તા૦ ૨૫ મી અકટોબર ૧૯૦૬.

"ઝોરાસ્ત્રિયન કેલેંડર."—રાબેતા મુજબ આ પંચાંગની એક નકલ અમને મળી છે અને તેની પોહોંચ સ્વિકારતાં જણાવવું જોઈયે, કે એ પંચાંગના આ નવા સાલના અંકે તેની છેલ્લાં ૩૫ વરસની કીરતિ જાળવી રાખી છે—એટલુંજ નહિ પણ તેમાં થોડો વધારો કીધોછે. ય. જ. ૧૨૪૦ થી મી૦ જાગોસ આ કેલેંડર કાઢે છે અને તેમાં તેઓ પારસી તવારીખના બનાવોની નોંધ લેતા આવ્યા છે. જેઓએ એનાં ૩૬ વાલમ જાળવ્યાં હશે, તેમની પાસ પારસી તવારીખનું એક નાનું જેવું પુસ્તકખાનું થયું હશે. ધારા મુજબની સઘળી વિગત આ નવાં કેલેંડરમાં આપવામાં આવી છે. ઉપરાંત મુંબઈના પારસીઓનાં નામની જે મોટી ટીપ મી૦ જાગોસે આપી છે, તેની ખાસ નોંધ લેવાની જરૂર છે. આ ટીપ ભેગી કરવા માટે તેમને જેવી તેવી મેહેનત કરવી પડી ન હશે, તેમજ અક્ષરવાર નામો ગોઠવવાં એ કામ સેહેલ નથી. કેલેંડરનાં ૧૦૦ પાનાં તો માત્ર આ નામોથી ભરાયાં છે અને ઓછામાં ઓછા ૬૦૦૦ પારસી નામો પુરતી વિગત સાથ એ ટીપમાં આપવામાં આવ્યાં છે. વેપારીઓને અને બીજાઓને આ ટીપ ઉપયોગી થઈ પડયા વગર રહેશે નહિ, તેમજ દેશાવરના પારસીઓને એ જરૂર સગવડ ભરી થઇ પડશે. મી૦ જાગોસે આ ટીપ બનતી સંપુરણ કરવાની તજવીજ કરેલી લાગે છે અને તે જો થોડી સંપુરણ રહી હોય, તો તે માટે તેઓ નહિ પણ બીજાઓની બેદરકારી જવાબદાર છે. આગળ પણ મી૦ જાગોસે આવી એક ટીપ આપી હતી, જેનાં કરતાં હાલની ટીપ વધુ વિગતવાર અને સંપુરણ થતી લાગે છે. આ ટીપને લીધે પંચાંગના કદમાં જબરો વધારો થયો છે, છતાં મી૦ જાગોસે તેની કીમતમાં ઝાઝો વધારો કીધેલો ન હોવાથી ખરીદી રાખવાનું સરવેને સવલ થઈ પડે એમ છે.

ગુજસ્તે સાલનો જે ઈંતેખાબ મી૦ જાગોસ દર સાલ પોતાનાં કેલેંડરમાં આપે છે તે હવે લાંબો અને લાંબો થતો જાય છે અને તે "ઇંતેખાબ" તરીકે કેમ લેખાય તે સમજ પડતું નથી. મી૦ બહમનજી પિટિટની લગભગ રૂ. ૬ લાખની સખાવત આ હેવાલમાં નોંધાઈ છે, તેમાં રૂ. ૧૦૧ જેવી નાની રકમની ખાસ નોંધ લેવાની શું જરૂર? એવી સખાવત તો એવા શેઠિયા રોજની કરતા હશે! આ તો એક દાખલો છે. એવી બીજી અનેક નાની રકમોની ખાસ નોંધ લેવાની જરૂર નથી. તેથી હેવાલ વિનાકારણે લંબાય છે અને મી૦ જાગોસની પોતાની મેહેનત વધે છે.

આ દલદાર પોથાને પારસીઓ તરફથી આ સાલ ખાસ ઉત્તેજન મળવાની જરૂર છે અને રૂ. ૧॥ માં મી૦ જાગોસ પારસી તવારીખની નોંધનું આ પુસ્તક આપણી આગળ રજુ કરે છે, તો પુરતા આશ્રા વગર કદાચ તેમને ગાંઠના ગોપીચંદન કરવા પડે એમ લાગે છે. મી૦ જાગોસનાં આ પંચાંગની માળા જેમ લંબાતી જાય છે તેમ તેની લાયકાતની કીમત વધતી જાય છે. ખાનબહાદુર બહમનજી બ૦ પટેલનાં "પારસી પ્રકાશ" પછી મી૦ જાગોસનાં આ પંચાંગો પારસી તવારીખના બીજા સત્તાવાર ભોમિયા સમાન છે.

જ્ઞાનવરધક,—અકટોબર ૧૯૦૬.

---

"ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ," ય૦ જ૦ ૧૨૭૬ ના વરસનું. વરતમાન પરેસ, મુંબઈ. ૧૯૦૬.—"જાગોશના કેલેંડર" ને નામે ઓળખાતું આ પારસી પંચાંગ રાબેતા મુજબ બર વખતે પ્રસીધ્ધ થયું છે, તેની પહોંચ માન સાથ સ્વીકારીયે છિયે. આ વરસનો અંક તેના કદમાં વધેલો જોઈ ખુશાલી ઉપજે છે. એમ થવાના બે સબબો દીસે છે. મુંબઈના જરથોસ્તીઓની ટીપે આ અંકમાં ઘણે વરસે પાછો દેખાવ દીધો છે;. અને મી૦ મનચેરજી પોતાની તીક્ષણ નજર આગળથી નજીવા બનાવની નોંધ લેવાને પણ ચુકતા નથી. આ વરસે દેશાવરના જરથોસ્તીઓની ટીપ બંધ થઈ છે એ ઠીક થયું નથી. મારાં નાકેશ મત મુજબ સઘલે ઠેકાણેના જરથોસ્તીઓની એકત્ર ટીપતો દર સાલ પ્રગટ થવી જોઇયે. જો આપણા લાયકીવાળા મીત્ર મને દર ગુજર કરે તો આપણે નમ્રતાપુરવક એમને ભલામણ કરીશું કે, નોંધની અંદરથી કેટલીક તદ્દન નજીવી બાબતો રદ કરી શકાશે, જેથી પઈસા અને મેહેનતનો બચાવ થશે, અને તે વધારે અગત્યની નોંધો અને નામોની ટીપને વધારે ભરોસેદાર બનાવવામાં કામ આવશે.

આટલી નમ્ર સુચના પછી રાબેતાની બાબતો ઉપર આવતાં, પારસી કોમનું જે ખાસ લક્ષણ સખાવત છે, તેણે પોતાનો કાબુ હજી ટોળા ઉપર જાળવી રાખ્યો છે, અને ગયે વરસ તેનો સરવાળો ૧૯ લાખનો દેખાડવામાં આવ્યો છે. આ બેરીજમાં પીટીટ ખાનદાને હજી પોતાનો ટેક જાળવી રાખ્યો છે. બીજી પણ સખાવતો નોંધાઈ છે. પણ અહીં એક બીજો વિચાર ઉભો થયો છે, તે એ કે, જ્યારે વરતમાન પતરોમાં બે પાંચ રૂપીઆ આપીને ઢંઢેરો પીટાવનારની સખાવત કેલેનડરમાં નોંધાવા પામે છે, ત્યારે પારસી કોમમાં સેંકડો, બલકે ભુલતા ન હોઇયે તો હજારો રૂપીયાની સખાવતો એવી થાય છે કે જે માટે કોઈ જાણતું નથી, તે બીના જ્યારે ધ્યાનમાં લઇયે છિયે ત્યારે પારસી સખાવતનો ખરેખરો અડસટો આપણને મળી શકતો નથી. ધરમના મુકામોની સ્થાપના પણ સંતોષકારક છે. રાબેતાની બીજી બાબતોથી કેલેનડર ચીકાર ભરેલું છે. આ વેળાના અંકમા પારસી અથંગ તરનારાઓ ગોળવાળા ભાઇઓ દાદાભાઈ ખરશેદજી અને ફ્રામરોજ ખરશેદજીનાં ચિતરો તથા તરવાના અખાડાનો હેવાલ આપવામાં આવ્યો છે. સામટી રીતે લેતાં, આ કેલેનડરની અગત્ય જરા પણ ઓછી થતી નથી, અને તે દરેક જરથોસ્તી કુટુંબમાં એક પારસી કોમના બેરોમીટર તરીકે જળવાઇ રહેવુંજ જોઇયે.

ચેરાગ,—અકટોબર ૧૯૦૬.

---

ઝોરાસ્રીયન કેલેંડર—મુંબઇના જાણીતા "વરતમાન પરેસ" ના માલેક મી૦ મનચેરજી હો. જાગોશ તરફથી શેહેનશાહી જરથોસ્તીઓનાં નવાં સાલપર હરવરસ નિકલતાં ઉપલાં જાણીતાં પંચાંગનો આ વરસનો અંક અમોપર મોકલવામાં આવ્યો છે, તેની પોહોંચ ઉપકાર સાથ સ્વિકારીયે છીયે. દર વરસે નજીવી કિંમતમાં નિકળતા આ ઉપયોગી પંચાંગ તરફ અમારાં પારસી વાંચકોનું અમો ધ્યાન ખેંચીયે છીયે. રૂ૦ દોઢના નજીવા દામે આવો દલદાર પોથો તેમા સમાવેલી રસીક બાબદો સાથ સસતો છે. ફીરદોશીના "શાહનામાં" એ જ્યારે અગાઉની પારસી તવારીખ અમર રાખી છે, ભલા મી૦ પટેલે "પારસી પ્રકાશ" જેવાં સરવોતમ પુસ્તકથી હીંદુસ્થાનમાં આવ્યા પછીની પારસી તવારીખને દુનિયા હજુર રજુ કીધી છે, ત્યારે મી૦ જાગોશ તેઓની મદદમાં પોતાના આ વારસીક પંચાંગથી હાજર થઈ પારસી

કોમની તવારીખને ફેલાવા રૂઠી કોશેશ આજ લાંબો વખત થયા કરે છે. ભવિષ્યના કોઈ કાબેલ પારસી તવારીખનવેશને પોતાની કોમની તવારીખ લખતી વેળા આ પુસ્તક અતિ ઉપયોગી થઈ પડશે, તેમાં જરા શક નથી. ગયાં સાલમાં આપણી કોમમાં બનેલાં સરવ ઉપયોગી બનાવોની ટુંકી તવારીખ આ પુસ્તકમાં ખીચોખીચ સમાવવામાં આવી છે. આ ટુંકો ઇનતેખાબ જેટલો વાંચવા લાયક છે, તેટલોજ અગત્યનો છે. પારસી કોમની મોહોટાઇ, તેમજ સખાવતનો એ ટુંક હેવાલ એકેએક જરથોસ્તી મગરૂરી વિના વાંચી શકશે નહીં. આ વેળા બીજી જે વખાણવા લાયક બીના છે તે મુંબઈ તેમજ દેશાવરના પારસીઓની એક મન માંનતી ટીપ રજુ કરવામાં આવી છે. અલબતાં અતરે કહી દેવું જોઇએ કે આ ટીપ તદનજ સંપુરણ તો નથી, પણ આવતે વરસે તેના પ્રગટ કરનાર એ ટીપ સંપુરણ કરવા કોશેશ કરશે એવી આશા છે. અલબતાં આ કામ કેટલી મેહેનતનું છે તે તો અનુભવીઓજ જાણી શકે. એ ઉપરાંત બીજી ઘણીક વાંચવા જોગ બીના અંદર છે. જરથોસ્તીઓને હાથે સ્થાપણ થયલાં ખાતાંઓ, ધરમના મકાનો, વગેરેનું "લીસ્ટ," પારસી વકીલ, બારીસ્ટર, સોલીસીટર વગેરેનું "લીસ્ટ," વગેરે બીજી ઘણીક વિગતો એમાં મળી આવે છે. અતરે સવાલ કરી શકાય કે મુંબઈ શેહેરના તબીબોનું એક "લીસ્ટ" કાં નહિ આપવામાં આવ્યું? મુંબઇ શહેરની ચઢતી હાલતમાં પારસી તબીબોબી અગત્યનો ભાગ ભજવે છે, તો તેઓનુંબી એક બની શકતું સંપુરણ "લીસ્ટ" આવતા વરસે આપવા અમે મી૦ જાગોશને ભલામણ કરીશું. વળી ગયે વરસે પારસીઓ તરફથી પ્રગટ થયેલી ચોપડી અને ચોપાન્યાંઓની પણ એક સંપુરણ ટીપ તેના બનાવનારના નામો સાથે પ્રગટ થતે તો તેબી કેલેનડરની એક અગત્યની બાબદ થઈ પડતે. જે પણ આવતે સાલ ન ભુલવાને હમારા તરફની નમ્ર અરજ છે. મી૦ જાગોશની આ શેવાઓની પારસી કોમે કદર બુજવી જોઈએ અને અમારાં મત મુજબ એકબી સુધરેલું પારસી ઘર આ પુસ્તક વિનાનું હોવું જોઈયે નહીં.

ફીરદોશ,—અકટોબર ૧૯૦૬.

☞ ફીરદોશનાં માનવંત ઇરાંની અધીપતીને માલમ થાય જે એવોએ સુચનાં કીધેલાં તબીબોનાં તથા ચોપડીઓનાં લીસ્ટો અવાર નવાર કોઈ કોઇ વરસે આ કાલેનડરમાં છપાઈ ગયલાં છે. હેવાં બધાં સામટાં લીસ્ટો દર વરસે તો આ એક કેલેનડરમાં છપાઈ શકેજ નહી, નહીતો એનું કદ કેટલું વધી જાય તે ઉપર સમજુઓએ ધ્યાન આપવું સજાવાર છે.

કેલેનડરના કરતા.

---

"ઝોરાસ્ત્રીયન કેલેંડર."—પ્રગટ કરનાર—મી૦ મંચેરજી હોસંગજી જાગોશ.—લગભગ આજે ૩૬ વરસથી ઉપલા ગ્રહસ્થ તરફથી નિકળતી આ પંચાંગ-પોથી જરથોસ્તી આલમમાં એટલી તો જાણીતી થઈ ચુકી છે કે હવે તેને માટે અને તેની સીફારસમાં અમો હર વરસ લખ્યે તે બી શું? પારસીઓને લગતી ઘણી જરરી નોંધ જાળવી રાખનાર આ પુસ્તક તેના કરતાની અથાગ મેહેનતનું એક ઘણું આવકારદાયક પરીણામ છે એ વાત કોઈથી ના પાડી શકાવાની નથી, અને તેમ છતાં આ સાલ તેનાં ઉપયોગીપણાંમાં જે એક ખાસ ધ્યાન ખેંચનારો શુધારો વધારો અમારી નજરે પડે છે તે તેમાં મુંબાઈ તેમજ દેશાવરના જરથોસ્તીઓનાં જેટલાં બની શકયાં તેટલાં નામોની એક ટીપ પ્રગટ કરવામાં આવી છે તે છે. આ ટીપ આ પંચાંગમાં ઘણે વરસને અંતરે પાછી આવી છે, અને તે હવે દરસાલ ચાલુ રહે એવું અમારૂં ચાહવું છે. ... ...પંચાંગમાં સમાવેલી બધી બાબદોમાં ગુજશ્તે સાલનો ઇન્તેખાબ વાંચનારનું વિશેષ ધ્યાન રોકે છે.

ફુરસદ,—અકટોબર અને નવેમ્બર ૧૯૦૬.

---

ઝોરાસ્ત્રીયન કેલેંડર.—કરતા—મી૦ મંચેરજી હોશંગજી જાગોશ.—આ વારસીક ઉપયોગી પંચાંગની એક નકલ તેના કરતા તરફથી અમને ભેટ મળી છે. આ પંચાંગ આજ કાલનું નહીં પણ લગભગ છેલ્લાં ૪૦ વરસ થયાં દર વરસ નીયમીતપણે નીકળ્યું જાય છે. તેનું નામ "પંચાંગ" છે, પણ તે છતાં તે કાંઇ તારીખ વારના બાર માસના કોઠાઓનુંજ માત્ર એક નાનકડું ચોપાનીયું નહીં પણ તરેહવાર ઉપયોગી બાબદોનો એક નાનો પોથો છે. એ ઝોરાસ્ત્રીયન કેલેંડર પારસી કોમ માટે ખાસ વધુ ઉપયોગી છે. સબબ આખી દુનીયાની પારસી કોમમાં બનતા જાણવાજોગ બનાવોની સંપુરણ નોંધ દર વરસ તેમાં આપવામાં આવે છે. તે જોતાં એ પંચાંગ આખી દુન્યાની પારસી કોમની વારસીક તવારીખ જેવું થઈ પડે છે. અમો ધારયે છીયે કે પારસી કોમની વારસીક તવારીખનું એ પુસ્તક દરેક પારસી કુટુંબે ઘરમાં રાખવું જોઈયે. ચાલુ સાલના છેલ્લાં ઝોરાસ્ત્રીયન કેલેંડરમાં શરૂઆતમાં ગયાં સાલનો જરથોસ્તી ઈંતખાબ આપ્યો છે. ગયે વરસ જરથોસ્તી કોમમાં થયલી સખાવત, ધરમનાં નવાં બંધાયલાં મકાનો, જરથોસ્તીઓને મળેલા ખેતાબો તથા ઓધ્ધા, જરથોસ્તીઓએ મેળવેલાં ઇનામો, જાણીતા જરથોસ્તીઓનાં મરણો વગેરેનો વાંચવા લાયક હેવાલ આપવા ઉપરાંત આખાં હીંદુસ્તાનનાં આતશબેહેરામો, આદરાનો, દોખમાઓ, ધરમશાળાઓ તથા જરથોસ્તી કોમના વપરાશ માટેના બીજાં જાહેર મકાનોની ટીપ, મોટા ઓધા, ડીગ્રી તથા ખેતાબો ધરાવનારા જરથોસ્તીઓનાં નામો અને સેવટે મુંબઇના જરથોસ્તીઓનાં નામોની ટીપ પણ આપી છે. એ ઉપરાંત મુંબઇના વીકટોરિયા સ્વીમીંગ બાથના માલેકો મેશરસ દાદી અને ફુરામરોજ સી. ગોલવાલાએ ગયે વરસ દશ કલાક ચાલુ પાણીમાં કાંઇ પણ ખોરાકપાણી લીધા વગર તરવાનો જે અખતરો કરી બતાવ્યો હતો તેનો હેવાલ બંને બીરાદરોની તસવીરો સહીત આપવામાં આવ્યો છે. મી૦ જાગોસે લખેલા ઇંતખાબ ઉપરથી માલમ પડે છે કે ગયાં યઝદેઝરદી સાલમાં પારસી કોમે રૂ ૧૯ લાખની બાદશાહી રકમ સખાવતમાં આપી હતી, જેમાં પારસી જનરલ આસ્પીટલ માટે શેઠ બમનજી દીનશાહ પીટીટે આપેલી રૂ પાા લાખની રકમ મુખ્ય છે. રૂ ૧૯ લાખનો એ આંકડો દેખાડી આપે છે કે પારસી કોમમાં સખાવતનો ઝરો સુકાઈ ન જતાં હજી વેહતો ચાલુ રહયો છે, જે અલબતાં ખુશી થવા જોગ બીના છે. આખી પારસી કોમને લગતા દરેક જાણવાજોગ બનાવની નોંધ ભેગી કરતાં મી૦ મંચેરજી જાગોશને દર વરસ કેટલી મહેનત પડતી હશે તેનો ખ્યાલ એવું કામ કરનારાઓ સીવાય બીજાઓને સહેલાઈથી આવી શકે એમ નથી. વળી દર વરસ એ કેલેંડરમાં કાંઈ ને કાંઈ નવું તત્વ દાખલ કરવાની મી૦ મંચેરજી જાગોશ ખાસ સંભાળ લેછે તે ખુશી થવા જોગ છે. દર વરસ એકની એક બાબદો વાંચતાં કંટાલો ન આવે તે માટે તેવણ દર વરસ કાંઈ ને કાંઈ નવું નવું પોતાનાં કેલેંડરમાં દાખલ કરતા રહે છે. ટુંકમાં

દર વરસ આખી પારસી કોમને લગતા બનાવોની નોંધ ઘણી મોટી મહેનતે લેગી કરીને આ "ઝોરાસ્ટ્રીયન કેલેંડર" બાહેર પાડવાનો મી૦ મંચેરજી જાગોશાનો સહાસ સ્તુતીપાત્ર છે. દરેક પારસી કુટુંબે એ કેલેંડર દર વરસ ખરીદીને પારસી કોમની એ નાનકડી વારસીક તવારીખ પોતાનાં ઘરમાં જાળવી રાખવા ઉપરાંત મી૦ મંચેરજી જાગોસને તેવાણુન એ ઘણાં મહેનતવાલાં કામમાં આડકત્રી રીતે ઉત્તેજન આપવું જોઈએ.

ગોળવાળાઝ સ્પોરટીંગ મેગેઝીન,—તા૦ ૨૧ મી નવેમબર ૧૯૦૬.

---

ઝોરાસ્ટ્રીયન કેલેંડર—યઝદેજરદી સને ૧૨૭૬ ના વરસનાં ઝોરાસ્ટ્રીયન કેલેંડર યાને પારસી પંચાંગની એક નકલ તેના બનાવનાર, મુંબઈ વરતમાન પરેસના માલેક મી૦ મંચેરજી હોશંગજી જાગોશા તરફથી મળી છે. આ પારસી કેલેંડરે પારસી કોમની જે સેવા વરસો વરસ બજાવવી ચાલુ રાખી છે, તેમાં તેના કરતા તરફથી દર વરસે કાંઇ ને કાંઈ ઉપયોગી વધારો થતોજ રહે છે. આ વરસનાં પંચાંગમાં મુંબઈ ખાતેના પારસીઓનું સંપુરણ લીસ્ટ આપવામાં આવ્યું છે, તે ઉપરાંત દેશ પરદેશ ખાતે વસ્તા પારસીઓની ટીપને ભુલવામાં આવી નથી. મી૦ જાગોશાની આ સેવા આખી પારસી કોમની કદરશનાસી ખેંચવાને યોગ્ય છે.

ગુજરાતી,—૨૩ મી ડીસેમ્બર ૧૯૦૬.

---

"ઝોરાસ્ટ્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ યઝદેજરદી ૧૨૭૬ નાં વરસનું"—મી૦ મનચેરજી હોશંગજી જાગોશા જેવા કંઈપણ ઘોંઘાટ વના વરસોથી પોતાની કોમની એક પ્રકારની ઉપયોગી સેવા બજાવનાર, આપણા એકમારગી શેહેરી તરફથી, આજ સાડાત્રણ દાયકા થયા, દર યઝદેજરદી નવાં વરસ પ્રસંગે, ચાલુ સુધારા—વધારા સહિત પ્રગટ થતું પારસી પંચાંગ જેમ 'રેફરન્સ' ને માટે તેમજ હિંદના જરથોસ્તીઓની એક જાતની વારસીક સંક્ષિપ્ત ઈતિહાસિક નોંધ તરીકે, દરેક જરથોસ્તી કુટુંબમાં રાખવા લાયક, ઉપયોગી પુસ્તક ગણાય.

યઝદેજરદી સને ૧૨૭૬ નાં ચાલુ સાલનું પંચાંગ આગલાં સઘળાં પંચાંગો કરતાં કદમાં તેમજ ઉપયોગીપણામાં અને બીજી રીતે ઘણો વધારો બતાવે છે. 'ગુજસ્તે પારસી સાલના ઈન્તેખાબ' થી આ દળદાર પોથાની શરૂઆત થાય છે કે જે ઈન્તેખાબમાં આઠ—પેજી રોયલ ફોરમનાં કદના ૧૨૫ થી વધુ સફા રોકાયલા જણાય છે અને જે, તેમાં સમાયલા આંકડાઓનો ભાગ બાદ કરતાં, ઉપયોગી ખબરોથી ભરપુર વાંચન પુરૂં—પાડે છે.

ગુજસ્તે સાલમાં જરથોસ્તીઓએ કરેલી ધરમખાતાંઓના સંબંધમાં તેમજ બીજી સખાવતોનો કુલે આંકડો લગભગ ૧૯ લાખ રૂપિયાનો થયલો આ ઇન્તેખાબ ઉપરથી જણાય છે, જે બિના દેખાડે છે કે જરથોસ્તીઓનાં જીગરોમાં સખાવતનો ઝરો હજીપણ તેના પુર બહારમાં અને પુર જોરમાં વેહેતો રહ્યો છે. એકજ વરસની પારસી સખાવતના આ મ્હોટા આંકડામાં સખાવતે—બહાદુર પીટીટ કુટુંબનો ફાળો નજદીક સાડા છ લાખનો એટલે કુલે રકમના ત્રીજા ભાગ જેટલો થવા—જાય છે જે એ ખાનદાનને શોભા—લગાડનારો બનાવ લેખાય.

સખાવત ઉપરાંત જે તરેહવાર પરચુટણ બાબતો આ ઇતેખાબમાં સમાવવામાં આવી છે તેઓમાં ગયે સાલ જરથોસ્તીઓએ બંધાવેલાં ધરમનાં નવાં મકાનો, જરથોસ્તીઓને મળેલા ઓધ્ધા, તેમની થયલી તરેહવાર નેમણુંકો, કેળવણીની બાબતના સંબંધમાં તેઓએ મેળવેલાં ઈનામો, ચાંદો, સરટિફીકેટો, સ્કોલરશિપો તથા યુનિવરસીટીની 'ડીગ્રી' ઓને લગતી વિગતો તેમજ જાણીતાં જરથોસ્તીઓનાં નિપજેલાં મરણોના નોંધ વગેરે આપણું ધ્યાન ખેંચે છે.

ઉપલો ઈતખાબ પુરો થયા પછી, ચાલુ યઝદેજરદી સાલના બાર માસના, રોજ માહનાં નામ સાથના, તારીખવારના કોઠા નજરે પડે છે, જે પછી જરથોસ્તીઓનાં મુંબઈ તેમજ દેશાવરો ખાતેનાં આતશબેહેરામો તથા દરેમેહેરોની ટીપ, તેમની સ્થાપનાનાં યઝદેજરદી વરસ તથા રોજ—માહ સહિત અને કેટલાંક ખાતાંના બાબમાં ફુટ—નોટ સાથે, આપવામાં આવી છે, જેમના સંબંધમાં સાથે સાથે તેમની સ્થાપનાનાં ઇંગરેજી વરસ, મહિના તથા તારીખો પણ આપવામાં આવી હતે તો પુસ્તકનાં ઉપયોગીપણાંમાં ખચિત વધારો થતે, જોકે તેમ કરવું લગાર મુશ્કેલ છે તે અમે સમજીયે છિયે. વળી, મુંબઇ તેમજ દેશાવરો ખાતેનાં જરથોસ્તીઓનાં જાહેર વપરાસનાં મકાનો અને તેઓએ બંધાવેલાં દોખમાં તથા ધરમશાળાઓની પણ એવીજ તફસિલ મળે છે.

જરથોસ્તીઓને સરકાર તરફથી મળેલા ખેતાબોનાં મથાળાં હેઠલ મરહુમ નામદાર પેહેલા સર જમશેદજી જીજીભાઇને પ્રથમ "સર નાઈટ" નો અને પાછળથી "બેરોનેટ" નો ખેતાબ મળ્યો હતો ત્યારથી તે ઈ૦ સ૦ ૧૯૦૬ સુધીમાં નામદાર બ્રિટિશ સરકાર તેમજ બીજી સરકારો તરફથી મળેલા ખેતાબોની વિગત સમાવવામાં આવી છે અને તે પછી જરથોસ્તી સુલેહના અમલદારો, યુનિવરસીટીના ફેલોઝ, શેરિફો, ધારા—બાંધનારી સભાના કાઉનસિલરો, હાઈ કોરટના વકીલો, સોલિસિટરો, બેરિસ્ટરો વગેરેની ટીપ જુદાં જુદાં મથાળાં હેઠલ, બારાખડીના અનુક્રમે, આપવામાં આવી છે. પારસી તબીબો, લેખકો, ગ્રંથકરતાઓ વગેરેની ટીપ પણ સાથે સાથે આ પોથામાંજ સામટી સમાવવામાં આવી હતે તો આ વારષિક પુસ્તક 'રેફરન્સ' માટે વધારે અગત્યનું થઈ પડતે.

છેવટે, જરથોસ્તીઓએ સ્થાપેલા પુસ્તકખાનાં, ધરમનાં દવાખાનાં, ધરમનાં કેળવણીખાતાં, ધરમનાં ફંડો, તથા મુંબઈની પારસી પંચાયતનાં ધરમખાતાંને લગતી જાણવાજોગ વિગતો જણાવી અને પારસી ઉસ્તાદ—તરનારાઓ તરીકે મેસરસ ગોળવાળા બ્રધરસનો, તેમની તસ્વીર સહિત, ટુંક હેવાલ રજુ કરી, મી૦ જાગોશે જે એક નવું તત્વ આ પોથામાં દાખલ કીધું છે તે મુંબઈખાતેનાં જરથોસ્તીઓનાં નામની ટીપ છે કે જે ટીપ ઝીણા ટાઈપમાં લગભગ ૧૦૦ પાનાં રોકેછે અને નામ સાથે ઠામ તેમજ બની શકયું છે ત્યાં ત્યાં ધંધા—નોકરી પણ જણાવવામાં આવ્યા છે. છતાં, આ ટીપ સંપુરણ તો નહિજ કહેવાય, પણ તેમાં મી૦ જાગોશાની કસુર અમે કહાડતા નથી. એ વીગતો મેળવવામાં નડતી મુશ્કેલીઓ ધ્યાનમાં લેતાં, એઓ જેટલું કરી શકયા છે તેટલું ગનીમત છે એમ સમજવું જોઈયે.

મી૦ જાગોશા તરફથી બાહેર પડતાં પારસી પંચાંગના વારષિક પોથાઓ માહેલો આ ૩૬ મો પોથો છે અને દર વરસે કંઈ—ને—કંઈ નવું તત્વ આમેજ કરી, તેનાં ઉપયોગીપણાં અને અગત્યતામાં ચાલુ વધારો કરવાની એમની ખંત, ધીરજ અને કાળજી માટે અમે એમને શાબાશી આપિયે છિયે.

વુરૅઓલમ,—ડીસેમબર ૧૯૦૬.

---

જાહેર ખબર.

# સેહેનશાહી જરથોસતીઓને બંદગી કરવાની પાક કેતાબો.

**ખોરદેહ અવસતા—☞ આ જાતનાં ઘણા મોટા ખુલા કાળા અક્ષરે અને અશલ ઉચારે છાપેલી બધી નયાયસો, પતેતો, દુવાઓ અને દસ યસતો તેમાં:—હોરમજદ, મોટી હપતન, અરદીબેહસત, ખોરદાદ, આવા, નાધલી સરોસ, રાતની મોટી સરોસ, હોમ, વનંત, અને બેહરાંમ યસત છે. તે શાથે આ કેતાબ કપડાંમાં બાંધી તે ઉપર અશો જરથોસ્તની સુંદર સબી સુન્નામા એમબોસ કીધી છે—કીંમત રૂ. ૦।।।,—પોસટેજ દોઢ આનો.**

ખોરદેહ અવસતા—☞ આ જાતનાં નવા મરોડદાર કાલા અક્ષરે અને અશલ ઉચારે છાપેલી બધી નયાસો, પતેતો દુવાઓ અને પાંચ યશતો તેમાં:—હોરમજદ, અરદીબેસ્ત, બેહેરાંમ અને બેઉ સરોસ છે.—પતલાં પુઠાંની કીંમત રૂ૦।, જાડાં પુઠાંની રૂ૦।–;—પોસટેજ એક આનો. આ અવસતાની ચોપડી ગજવામાં રહી શકે તેટલી નાધલાં કદની છે.

ખોરદેહ અવસતા—પઢવાને શવલ પડે તેવી જુદાં જુદાં પદોની ફુટી ભાગનો કરીને છાપેલી—બે દફતરે શાથે રૂ. ૧,—પોસટેજ દોઢ આનો.

મુકતાદનાં દીવશોમાં ભણવાનાં ફરામરોદના હા તથા ગાથાના હાની ચોપડી—કીંમત ત્રણ આના,—પોશટેજ અરધો આનો.

ફુટી ફરવરદીન યશત—(ફરોખશી)—કીંમત ત્રણ આણા; પોશટેજ અરધો આનો.

ફુટી આવાં યશત—જાડાં પુઠાની કીંમત ત્રણ આના તથા પટલાં પુઠાંની કીંમત બે આના,—પોશટેજ અરધો આનો.

---

પ્રીનસીપલ ગ્રોથસ ઓફ ઇનડીયન કોટન—એટલે હીંદી રૂના પાકના મુખ્ય મઠકોનો કોઠો દેખાડનારી ચોપડી —જેમાં હીંદુસ્તાન તેમજ પરસીયાના દેશોમા કયા કયા ગામોમાં રૂ પાકેચ તે સઘલાં ગામોના નામો આલફાબેટીકલ રીતે ગોઠવી તેમના રેલવે સ્ટેશનોના મારકા સહીત આપવામાં આવ્યાં છે; તેમજ વલી રૂ કેવી જાતનો અને તે કયા ગામનો છે તે કેમ પારખવો વગેરેની સમજ લંબાનથી આપવામાં આવી છે. એને લગતા કામ કરનારાઓને ઘણી ઉપયોગી થઈ પડે તેવી છે. કીંમત માત્ર રૂપયો અરધો—પોસ્ટેજ અરધો આણો.

રૂમાં કચરાની ઘટ આવીઆ પછી દર ખાંડીનો અને દર રતલનો ભાવ નકી કેમ પડે છે, તેના કોઠાની—સ્પીનીંગ વીગેરે રૂઉનાં કારખાનાંઓને ઘણી ઉપયોગી ચોપડી—એમાં દર ખાંડીના રૂ૧૧૫ થી તે ૨૫૨) શુધીના ભાવનો રૂઉ દર શેકડે ૪) થી ૩૪) ટકા સુધીની ઘટ કેટલી તથા નકી કેમ ખાંડી પડે છે તે જોવાનો કોઠો છે.—કીંમત રૂ૧). પોસ્ટેજ અરધો આનો.

યોગ વીદયા અને અસલી ઇરાનીઓ—એમાં ખોદાતાલા યાને હકની દરગાહનો મારગ કેમ અખતીઆર થાય તે વીશેનું માયાકુલ અને મોતેબર લખાણ છે. કીંમત—રૂ૦।, પોસટેજ અરધો આનો.

નજુમ નાંમું—કેઆંની પાદશાહી ફાલ જોવાની તાસીર,—ઇરાંણથી આવેલા એક ઇરાનીનું બનાવેલું.—કીંમત એક આનો, પોસટેજ અરધો આનો.

ઠેકાણું—૧૪૧ ચરનીવાડી—મુંબઇ વરતમાન છાપાખાનું.

# મુંબઇ વરતમાન પ્રેસમાં વેચાતી ચોપડીઓ.

ઠેકાણું—નાં૦ ૧૪૧—ચરનીવાડી, મુંબઇ.

હીંદુસ્થાનનાં આતશબેહેરાંમો અને યજદેજરદી સને ૧૨૬૭ માં મુંબઇમાં સ્થાપાયલાં નવા આતશબેહેરાંમનો હેવાલ.—તથા મરહુમ દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેરજી જામાસ્પઆસાના એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ.નું જન્મ ચરિત્ર. સુંદર સબી સાથે—કીંમત રૂ૧ા. પોસ્ટેજ ૧ આનો.

શમસુલ ઓલમાં દસ્તુરજી સાહેબ પેશુતનજી બેહેરાંમજી શનજાણા—એમ. એ., પી. એચ. ડી., નું જન્મ ચરિત્ર. સુંદર સબી સાથે—કીંમત બે આના.

આનરેબલ શેઠ નવરોજજી નશરવાંનજી વાહડયા, સી. આઇ. ઈ. નું મરણ—તેમનું જન્મ ચરિત્રની ચોપડી.—કીંમત ૦-૩ા, પોસ્ટેજ ૧ આનો.

મહારાણી વીકટોરીયાનું જીવન ચરીત્ર—કીંમત બે આના પોસ્ટેજ અરધો આનો

ધર્મ નીતી—ભાગ પેહલો, ત્રીજો—દરેકની કીંમત રૂ૧—પોસ્ટેજ ૦)ાા—એમા. ઘણા સરસ ધર્મ અને નીતીબોધો તથા અવસતા વાણીની રૂડી સમજો, માયાકુલ ફરમાંનોની મીસાલો, વીગરે આપીને ધરમની મોતેબરી સમજાવી છે, તથા માનવી જાતે દરેક વાતમાં નીતીમાન કેમ અને કેવી રીતે થવું તેનાં અસરકારક અને વાંચવા જોગ બોધ સમાવેલા છે.

ઐયાંમે નોશાલો—હીંગાંમે નૌરોઝ—યાને અશલી ઈરાંની જરથોસ્તીઓમાં અને હાલના હીંદુસ્થાની જરથોસ્તીઓમાં નવાં વરશનો હીંગાંમ કેમ પાલવામાં આવે છે તેનુ વૃતાંત.—કીં૦)—ાા. પોસ્ટેજ અરધો આનો.

"દાખમે નોશીરવાન"—અથવા મુશલમાનોનો મશહુર ખાલીફ હારૂન—અલ રશીદ શેહેનશાહ નોશીરવાંન આદેલનું દાખમું જોવા ગયો તે કીસો, જે દેખાવો, જે બયાંનો અને નવી નવાઇ તથા નશીઅતો છે તે નામીચા ખાલીફને તે જમાનામાં મલેલી, આબેહુબ છે. ખાલીફ હારૂન—અલ—રશીદ, શાહનશાહ આદેલ નોશેરવાંન પાછલ લગભગ ૨૦૦, વરસે બગદાદના તખત ઉપર આવીઓ હતો, અને તે મોટા મરતબાવાલા તે જમાનાના ઓલમા મોટા ખેરખાહ ખલીફે પોતા આગલ ૨૦૦) વરશ થઇ ગયલા શેહેનશાહ નોશીરવાંનનું દાખમું જોયું અને ઈરાંની શેહેનશાહતનું નામ જેહાંનમાં પુરેપુરી જાહોજલાલીને રોશનાઇથી રોશન કરનારનું અશો રૂવાંન નવા શાહજ પોશાગ સાથ ઘટતી આવજતે તે મરહુમ શેહેનશાહની આગાહી માફક દાખમામાં ઠેડવયું, એ એક બેશક બનેલી વાત ને સાચી હકીકત છે.—કીંમત ૭ આના, પોસ્ટેજ અરધો આનો.

"પારસીઓ અને હિંદુઓનું મુળ"—યાને, પારસીઓના પુરાતન વડવાઓ અને હિદુઓના અસલી પૂર્વજો પુરાતન ઇરાનવેજ (આર્યવૃત)માં જે વેળા સાથે વસ્તા હતા, તેવો એકજ કોમ તરીકે ગણાતા હતા તે વિષેનો બંને કોમવાળાઓને માટે જાણવાજોગ ટુંક હેવાલ.—કીંમત રૂ૦૧, પોસ્ટેજ અરધો આનો.

આતસની ખુબી વીશે મલેલાં જુદાં જુદાં લખાણો—કીંમત બે આના. પોસ્ટેજ અરધો આનો.

હોરમજદ યસત ઉપરથી હોરમજદની સીફત વીશેની સરેહ—એ, અવસતા કલામોના ખુદ દાખલાઓ સહીત ઇનામનો રસાલો લખેલો છે. કીંમત બે આના, પોસ્ટેજ અરધો આનો.

મુંબઇ અને દેશાવરનાં જાણીતા અને જાહેર જરથોશતીઓનાં મરણ દીવશની નોંધની ચોપડી—પેહલેથી તે યજદેજરદી સને ૧૨૬૦ શુધીની, યજદેજરદી સને ૧૨૬૧ નાં ઝોરાશટરીઅન કેલેંડર ઉપરથી ઉપજાવેલી.—કીંમત ૨૦૧. પોસ્ટેજ અરધો આનો.

જરથોસ્તીઓમાં જનમ પામેલાં બાલકોના નામો પસંદ કરીને રાખવા માટે બનાવેલું લીસ્ટ—કીંમત અરધો આનો, પોસ્ટેજ અરધો આનો.

# નવજોત-શેહાદી-વીગરેના શુભ ટાંકણાંનાં નોતરાંનાં કારદો--ચીઠીઓ-વીગરે-- છપાવનારા સાહેબોને સુચના.

---

ઉપર લખેલાં કોઈબી શુભ ટાંકણેનાં તરેહવાર નકસીનાં જાત જાતનાં સલંગ તથા ઘડી વાલવાનાં તહરે કીશમનાં કારડો રંગ બેરંગી કલરના—અને ચીઠીઓ છાપવાનાં જાડાં પતલાં સફેદ તથા રંગ બેરંગી નકસીનાં નોટ પેપરો-તેવાંજ સુંદર અને મનોરંજક કવરો--પરબીડાં--સાથે **મુંબઇ વરતમાન પ્રેસમાં** જથાબંધ મંગાવામાં આવ્યાં છે; જેનાં નમુના તથા ભાવ તાલ ચરનીવાડી પર નંબર ૧૪૧ વાલાં મકાંનમાં ઉપલાં પ્રેસમાં પુછપરછ કરવાથી તરત મલામ પડી આવશે.

શંધાના ભાવ સવલ પડતા અને કીફાયતથી રાખવામાં આવ્યા છે, અને તુરતજ તાકીદે જોઈતા વખતમાં છાપી આપવામાં આવે છે.

એ કારડો અને ચીઠીઓ બધી જાતની રંગીન શાહીએ જેવીકે **શુનેરી, રૂપેરી, લાલ,** બલુ--કાલી વીગરેની કોઈબી રંગથી ઘણી સુંદર અને મન પસંદ રીતે ગુજરાતી-અંગ્રેજી-મરાઠી-વીગરેની ભાશામાં છાપી આપવામાં આવે છે.

**ઠેકાંણું—મુંબઇ વરતમાન છાપાખાનું—ચરનીવાડી.**

ઘેર બેઠાં વાંચણ પોંહોચાડનારૂં ખાતું.

# ફેમીલી સરક્યુલેટીંગ લાઈબ્રેરી.

આપલા બીલડીંગ, બોરા બજાર, કોટ, મુંબઈ.

દેશીઓમાં 'ફેમીલી રીડીંગ'ની ઘણી અગત છે, જે થે.ડે દરજ્જે ઉપલી લાઇબ્રેરી પુરી પાડે છે.

લાઇબ્રેરીનું માણુસ ઘેર બેઠાં ચોપડી-ચોપાન્યાં આપી જાય છે, તેમજ લઈ જાય છે. એકજ મેમબરની ફીમાં આખાં કુટુંબને વાંચવાનું મળે છે.

| | | | |
|---|---|---|---|
| દાખલ થવાની ફી... | ... રૂ. ૧ | પેહેલો વર્ગ માસીક ફી... | રૂ. ૧ |
| પેટ્રન વર્ગ માસીક ફી | ... રૂ. ૨ | બીજો વર્ગ માસીક ફી... | રૂ. ।।। |

બહારગામ માટે જુદી મહેરહનજર મંગાવવી.

દેશાવર ખાતે ઓછામાં ઓછા ૮-૧૦ મેમબર થઈ શકશે, તો તેઓને જોઈતું વાંચણ પોંહોચાડી બની શકતી સગવડ કરી આપવામાં આવશે. એ વીશે મેનેજરને લખવાથી વધુ વીગત મળી શકશે.

---

છપાઇ બહાર પડી છે.

એક અજબ જેવી તદ્દન 'ઓરીજીનલ' (અસલ) સંસારી વાર્તા.

## 'કીસમતનો કેહેર અને ચમત્કારીક ભેદ!'

રચનાર—A. D. K.

રોયલ સાઇઝના લગભગ ૩૦૦ પાનાનું સોનેરી નામ અને શોભાઈતી બંધાઇ સાથનું મોટું અને બેહદ રસકસવાળું દીપાયમાન પુસ્તક.

કીમત માત્ર રૂ. ૧।।.

ચળકતા અને ભપકાદાર પોશાક પેહેરનારાઓના કાવાદાવા, ભોલી છોકરીઓને ફસાવવાની તેઓની તરેહવાર અને વીચીત્ર પ્રકારની યુકિતઓ, પ્યારને માટે થતી જબરી લડત, કીસમતના સપાટામાં સપડાઈ જવાના અજબ જેવા બનતા સંજોગો, અને આખરે તેમાંથી છુટયા બાદ નીપજતાં અજબ જેવાં, નહીં ધારેલાં પરીણામ વગેરેનો બહુજ અચંબાણુકારક, હેરત ઉપજાવનારો હેવાલ આ નૉવેલમાં ચીતારવામાં આવ્યો છે. જે વાર્તાના શોખીન અને નવી નવી નવાઇઓ જાણવાની ખાહેશ ધરાવનાર એકેએક જણને ખરીદી વાંચી જોવાની ભલામણ કરવામાં આવે છે.

ચોપડી મળવાનું ઠેકાણું:—

મેહેર દાવરની કુંપની,

આપલા બીલડીંગ, બોરા બજાર, કોટ, મુંબઇ.

# ખુદાની મુલાકાત

અથવા "Light on the Path" નામની

રાજ યોગને લગતી, એક ભરોસાભરેલી ઇંગ્રેજી ચોપડીનો,

ખુલાસાવાર તરજુમો.

તરજુમો કરનાર :—**રૂસ્તમજી મનચેરજી મોબેદજી,**

મેમ્બર, થીયોસોફિકલ સોસાયટી.

માણસનાં હૈયાંમાં, જીવતાં જીવત ખુદાને જોવાની, તથા તેની સાથે વાતચીત કરવાની રીત. જેહાંનની અંદર, જીવતાં જીવત ખુદાને જોવાની, તથા તેની સાથે વાતચીત કરવાની રીત. અપરમપાર ખાલી જગામાં, જીવતાં જીવત ખુદાને જોવાની રીત. સ્વર્ગની અંદર, જીવતાં જીવત ખુદાને જોવાની રીત. જુદી જુદી દીનવાળાઓ, પોતપોતાની દીનમાં રહીને, એ મુલાકાતો કરી શકે, એવી સામાન્ય રીતો.

એમાં ૬૧ પાનાં જરથોશ્તી દીનનાં છે; અને તેની ઉપર, બાકીની ચોપડી શરેહ જેવી થઇ જાય છે.

કીમત રૂ. ૧ાા; વેલ્યુ પેયેબલથી રૂ. ૧ાા=. એક કાર્ડ લખવેથી તુરત ચોપડી મોકલી આપવામાં આવશે.

મળવાનું ઠેકાણું:—**રૂ. મ. મોબેદજી,**

નાં૦ ૭, વાડયાની ચેહેલી, ચીરાબજાર, મુંબઈ.

જાહેર ખબરો. *Advertisement.*

**By Appointment to**

**H. E. THE GOVERNOR OF BOMBAY.**

# The Fort Coach Factory,

**Frere Road, BOMBAY.**

**MOTOR BODIES AND**



**CARRIAGES BUILDER.**

## AWARDED GOLD AND SILVER MEDALS, FIRST CLASS DIPLOMAS AND CERTIFICATES, &C.,

AT A NUMBER OF

## EXHIBITIONS IN INDIA AND PARIS.

**The House for Carriages and Motor Car Bodies.**

MOTOR BODIES of every description, CANOPIES, AWNINGS, HOODS, &c., made to order.

*Special attention and care given to this Department.*

---

Accessories and Carriage Fittings and Furniture.

---

**New Carriages**—Latest Fashionable Designs carefully and elegantly turned out. All up-to-date improvements adopted and developed.

**Repairs.**—This branch a speciality. Difficult and complicated repairs undertaken and executed with the aid of machinery with utmost despatch.

**PESTONJI B. PRESS,**

**Proprietor.**

## જવારા-હરી જેનો અર્થ "બુખાર કાઢી નાખનાર" એવો છે.




તે દરેક જાતના તાવ ઉપર મુખ્ય કરીને સાદા, અથવા ચાલુ મેલેરીયસ (જંગલની તાવ) ચઢઉતરની અથવા આંતરેની ઉપર રામબાણ છે. જોકે તે કડવી છે, તોપણ સ્વાદમાં સરસ છે, અને સહેલાઇથી લેવાય છે અને બીજી બધી જાતની તાવો ઉપર લેવા માટે દરેક જાતના ઉપયોગી ગુણો ધરાવે છે, જયારે તાવ હોય છે ત્યારે પણ તે લેવાય છે, અને તે દવાથી બેહેરાપણું આવતું નથી અથવા બીજી કાંઈપણ રીતની નાપસંદ નીશાનીઓ થતી નથી, કે જે વારંવાર કવીનાઇનના ઉપયોગ પછી થાય છે.

નાના ડોઝ તરીકે જવારા-હરી એક ઉત્તમ ટોનીક છે, જયારે સાધારણ સરદી કાઢી નાખવામાં તે હરીફ વગરની દવા છે. મુંબઇવાલા સોલીસીટર **મી૦ શામરાવ પાંડુરંગ** લખે છે કે-છાસતીનાં મારા ગામોમાં મજુરોમાં તાવ ફાટી નીકળયાથી મેં જવારા-હરી વાપરતાં ટુંક વખતમાં મજુરો સારાં થયાં હતાં.

કીંમત ૦ાા, ૧ાા, ૨ાા અને ૧૧.

---

## ઓમમ કારપુર. Omum-Carpoor TRADE MARK

### કોલેરા, મરડો, પેટમાં થતી ચુંકો આંકડી, બદહજમયત વગેરેનો

### રામબાણ ઈલાજ છે.

**માસીક માંદગીથી અને સુવાવડમાંથી ઉઠયા પછી હેરાનગતી ભોગવતી બાનુઓનાં દરદ માટે તે એક ખાસ ઉપાય છે.**

**કેડેલોરની મયુનીસીપાલ કાઉનસીલ**ના સરનશીન મી૦ શ્રીનીવાસ જણાવે છે કેઃ-કોલેરા શરૂ થતાંવાર જો **ઓમમ--કારપુર** લીધું હોય તો તે ઘણોજ ફાયદો કરે છે.

**રેવરંડ ટી૦ એચ૦ નીકલસન** તે વેશટરન મીશનરી સોસાયટીવાળો લખે છે કે-મારા મનારગુડી ગામમાં અને બીજે આસપાસ કોલેરા ચાલતો હતો તે વેળા એક પોલીસ સીપાઇ અને બે માણસ ગભરાયલાં આવી લાગાં અને કોલેરાની દવા માગી. મેં **ઓમમ--કારપુરની** એક બાટલી આપી. પંદર દીવસ રહી તેઓએ પાછા ફરી મારો ઉપકાર માની જણાવ્યું કે એ દવાથી સાત બચાં અને ત્રણ ઓરતોના જાન બચયાં. કીંમત રૂ. ૦ાા, ૧, ૧ાા, ૨ાા અને ૧૧.

**ઉપલી સરવે દવાઓ દવા વેચનારાઓને ત્યાંથી મળશે.**

## હેનરીઝ ગ્રેટ ઇંડયન રેમેડીઝ કું૦,

**નં૦ ૨૭, સેકંડ લાઇન બીચ, મદ્રાસ.**

## Henry's Great Indian Remedies Co.,

***No. 27, 2nd Line Beach, MADRAS.***

# DR. AYER'S SARSAPARILLA

ડાકટર આયરનો સારસાપરીલા લોહીમાંથી દરેક અસ્વચ્છતા દુર કરે છે. એથી ભુખ **સારી લાગે છે,** શરીરના દરેક તંતુ અને અવયવોને તાકાદમાં ઘણોજ વધારો કરે છે. દુનીયાની અંદર કુટુંબોમાં ઉપયોગ માટે લેવાલાયક કોઈબી દવા માલમ પડી હોય તો તે સોથી સરસ ડાકટર આયરનો સારસાપરીલા છે. એ દવા લોહીને સાફ અને લાલ બનાવે છે. ફીકા પડેલા હોઠોને રતાશવાલા બનાવે છે, ગાલો ભરેલા થાય છે અને વળી તંદરોસ્ત તબીઅત બને છે.

## DR. AYER'S SARSAPARILLA

ડા૰ આયરનો સારસાપરીલા મુખ્યતવે કરીને ગુરદાના દરદો ઉપર બહુ અસરકારક રીતે કામ કરે છે, અને તેમજ બીજા ગુરદાને લગતા દરદો અને **બ્રાઇટસ** દરદોનો જડ મુલથી જબરો અટકાવ કરે છે. જ્યારેબી ગુરદાને લગતા કોઈબી દરદો થવાની અસર માલમ પડે કે તરતજ આ ઉમદા ઇલાજનો ઉપયોગ કરવાની અમો ઘણી ભલામણ કરીએ છીએ.

**બનાવનાર,**

# ડા૰ જે. સી. આયર અને કુંપની,

**લોવેલ માસ, યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા.**

---

# સી. એસ. પોચી એન્ડ સન.



ગેસના ઇલેક્ટ્રીક વીજળીના જેવા ઇનવરટેડ ઉલતા નવાઇ જેવા ગેસ બરનરો ઘણીજ ખુશનુમાં અને ઠંડી ૧૦૦ કેનડલ પાવરની લાઇટ આપે છે. એ બરનર વાપરવાથી ગેસ ઘણીજ ઓછી ખપે છે ને ગેસના બીલમાં મોટો બચાવ થાય છે. કીંમત કંપલીત બરનરના રૂ. ૫-૦-૦.

હમારે ત્યાં ગેસનો સરવે પ્રકારનો સામાન ક્રીસતલ કત ગલાસ, ઝુમરો, લેંપો, ફીનીંગો હમેશાં મલશે.

એસેતીલીન ગેસ તથા કોરોનેશન પેટરોલ લેંપો અને તેઓને લગતો દરેક સામાન હમેશાં રાખ્યે છીએ.

**વનદર લેંપો વનદર** ૨૦૦૦ કેનડલ પાવરના સુર્ય જેવી રોશની આપનારાં કેરોસીન તેલથી બલતા લેંપ ૪ ગેલનની ટાંકી, હવાનો મોટો પંપ, ૨૦ ફુટ તાર વગેરે કંપલીટ લેંપના રૂ. ૫૦-૦-૦.

વાસીંગતન અને કીતસન લાઇટને લગતો દરેક સામાન તયુબીંગો તાર વેપરતયુબો નટ નીપલો નોજલો, ગલોબો વગેરે મોટા જથામાં સટોકમાં રાખવામાં આવે છે.

**મેનટલો** ઇનકેનડીસંટ ગેસના, સપીરીતના, પેટરોલના, કીટસન તથા વોસીંગટન લાઈટના વગેરે દરેક જાત તથા સાઇજના મલશે.

હીલ મેનટલ ડઝનના રૂ. ૩-૦-૦. ઇનવરટેડ ગેસ મેનટલ ડઝનના રૂ. ૬-૦-૦. કોરોનેશન પેટરોલ મેનટલ ડઝનના રૂ. ૪-૮-૦. સટેલા મેનટલ ડઝનના રૂ. ૬-૦-૦, ડેન મેનટલ ડઝનના રૂ. ૯-૦-૦

બહારગામના ઓરડરો ઉપર તાકીદે ધ્યાન આપવામાં આવે છે.

**ના૰ ૩૬૫ અબદુલ રહેમાન સ્ટ્રીટ, તાંબા કાંટા નજદીક, મુંબઈ.**

# FIRE INSURANCE.

IF YOU WISH TO INSURE YOUR PROPERTIES AGAINST FIRE PLEASE APPLY TO

## VOLKART BROTHERS

Chief Representatives in Bombay of the following first class
BRITISH, CONTINENTEL & COLONIAL OFFICES

THE NORTHERN ASSURANCE CO.
THE ALLIANCE ASSURANCE CO., LD.
THE ALBINGIA ASSURANCE CO., LD.
THE NORD-DEUTSCHE INSURANCE CO.
THE HAMBURG—BREMEN FIRE INSURANCE CO.
THE FIRE INSURANCE CO. OF 1877.
THE BALOISE FIRE INSURANCE CO.
THE BATAVIA SEA & FIRE INSURANCE CO.

All losses are promptly & liberally settled in Bombay.

---

આગનો વીમો.

જો તમે તમારી મીલકતનો આગનો વીમો ઉતરાવવા માંગતા હોવ તો મેહેરબાની કરીને નીચે સહી કરનારને લખો,

## વોલકર્ટ બ્રધર્સ,

તે નીચે જણાવેલી પેહેલા નંબરની બ્રીટીશ, કોનતીનેંતલ તથા કોલોનીયલ આફીશોના મુંબઈના મુખ્ય આડત્યા છે:—

ધી નોરધરન એસ્યુરંશ કંપની.
ધી એલાયન્સ એસ્યુરંશ કંપની લીમીટેડ.
ધી આલબીનજીઆ એસ્યુરંશ કંપની લીમીટેડ.
ધી નોર-ડીઉસ ઈન્સ્યુરંસ કંપની.
ધી હેમબરગ-બરેમેન ફાયર ઈનસ્યુરંસ કંપની.
ધી ફાયર ઈનસ્યુરંસ કંપની (૧૮૭૭વાલી)
ધી બેલોઈસ ફાયર ઈનસ્યુરંસ કંપની.
ધી બટેવીઆ સી એન્ડ ફાયર ઈનસ્યુરંસ કંપની.

નુકશાનીના નાણાં તરતજ વગર વાંધે ખાત્રી ભરેલી રીતે મુંબઈમાં ચુકવવામાં આવે છે.

# પીકચર, પીકચર, પીકચર.

જો તમારા હોલમાં કીમતી ફરનીચર ભલેને હોય પણ ત્યાં આરટીસટીક પીકચર જો નહી હોય તો તે દીવાનખાનાની શોભાને ઘણે દરજે કમતી કરે છે માટે જો તમારા હોલના દીવાનખાનાને શણગારવું હોય તો હમારે ત્યાંથી થોડાં પીકચરો ખરીદો.

**ખરા આરટીસટીક પીકચરનો મોટો જથો તૈયાર છે.**

**(જેવાકે)** રીયલ ઓલીયો આફ ફોટો ગ્રેવર ઈસ્તીલ એન્ગ્રેવીંગ. કારેમો, **તથા** એચીંગ, પેનલ.



(*PORTIA.*)

**(કલર તથા અનકલર)** નાના તેમજ મોટા જેવાકે બીયુતી, એકટ્રેસ, વીયુ-શીન, શીનરી તથા બીજા ઉભા તેમજ આરા.

**હમારી દુકાનની એકવાર મુલાકાત લીધાથી ખાતરી થશે કે હમારા ભાવ ગામ કરતાં ઘણા ઓછા છે.**

પીકચર ફરેમ.

**હમારે ત્યાં છેલામાં છેલી ઈસ્તાયલની ફરેમનો પણ મોટો જથો રાખેલો છે.**

**તમારા દરેક જાતના પીકચરને શુત થતી બધી જાતની ફરેમ તૈયારછે.**

એકવાર જોવાથી ખાતરી થશે.

**એન. બી. મીસ્ત્રી,**

**કાલબાદેવી રોડ—મુંબઇ.**

# THE IMPERIAL INSURANCE
## COMPANY, LIMITED.

UNITED WITH THE

## ALLIANCE ASSURANCE COMPANY, LIMITED.

## INVESTED FUNDS EXCEED SIXTEEN MILLIONS STERLING 16,953,683.

### FIRE DEPARTMENT.

INSURANCES covering nearly all descriptions of property, including Dwellings, Churches, Colleges, Banks, Offices, Public Buildings, Hotels, Warehouses, Shops, Rent, etc., are granted by the Company at rates of premium, and subject to conditions which will be found most favourable to the Insured.

The Directors have also entrusted their Representatives abroad with power of settling claims, so that persons insuring with the Company will experience no delay in attention to and the Settlement of losses.

### FINANCIAL STRENGTH OF THE COMPANY.

Authorised Capital £ 5,250,000 | Subscribed Capital £ 5,215,625

### FUNDS OF THE COMPANY.

| | £. | s. | d. |
|---|---|---|---|
| Paid-up Capital... ... ... ... ... | 948,921 | 0 | 0 |
| Life Assurance and annuity Funds ... ... | 11,640,753 | 2 | 0 |
| Fire Insurance Fund ... ... ... ... | 2,355,235 | 11 | 10 |
| Marine Insurance Fund ... ... ... | 416,760 | 0 | 0 |
| Accident Insurance Fund ... ... ... | 50,000 | 0 | 0 |
| Leasehold, investment and General Fund ... | 408,725 | 5 | 7 |
| Investment Reserve Fund ... ... ... | 114,000 | 0 | 0 |
| Profit and Loss Fund ... ... ... ... | 58[illegible],879 | 0 | 11 |
| | £ 16,515,274 | 0 | 4 |
| Reserve for outstanding claims... ... ... | 438,409 | 13 | 8 |
| | £ 16,95[illegible],683 | 14 | 0 |

The Company's AGENT whose name appears on this Advertisement will be happy to quote Rates and arrange Insurances without trouble to the proposer.

AGENTS:–

**MESSRS THOMAS H. MOORE & CO.,**
**27, HAMMUM STREET, FORT,**
**BOMBAY.**

# જાણીતી અને જુની લોકપ્રીય દુકાન.



## ભાવમાં મોટો ઘટાડો કીધો છે.

### ચીત્ર સાથનું પ્રાઇસ લીસ્ટ મફત મોકલવામાં આવેછે.




મેટલ ગંગા વોચ ... ... રૂ. ૪-૦-૦.
,, સૂરજ ફુલજુવેલ ... રૂ. ૬-૦-૦.
,, સી. સી. પી. ગીલ્ટ ... રૂ. ૯-૦-૦.
,, ,, ,, ,, નાની સાઇઝ રૂ. ૧૦-૦-૦.
,, રીઅલ વોચ... ... રૂ. ૫-૦-૦.
,, રાઇવલ ,, ... ... રૂ. ૬-૦-૦.

એ સિવાય દરેક જાતનાં **અમેરીકન, ફ્રેંચ, ઈંગલીશ ટાઈમપીસો, કલોકો, રોલ્ડ ગોલ્ડ જુવેલરી, સ્ટાઈલોગ્રાફીક પેનો,** તથા **સોના, ચાંદી, મેટલનાં** વાપરવા લાયક તથા ભેટ કરવા લાયક વોચીસો સરવેને સવલ પડતે ભાવે મળશે.

## ધી ટવેન્ટીએથ સેનચરી વોચીસ.

છેલ્લામાં છેલ્લા સુધારાવાલાં, દેખાવલાં શોભીતાં, ટકવામાં મજબુત, ટાઈમમાં બરાબર, ભેટ આપવા તથા વાપરવા લાયક સોના, ચાંદી અને મેટલનાં કીફાયત ભાવે મલશે.

એ સીવાય દરેક જાતના **ફોનોગ્રાફ** તથા **ગ્રેમોફોન** તથા તેને લગતો સામાન તથા જાણીતા **ફ્રેન્ચમેકર કેઝરલનાં** તથા સ્વદેશી **હારમોનીઅમનો** મોટો જથો આવી પુગ્યો છે.

**ચુનીલાલ છગનલાલ,**

**૨૮૮, અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઇ.**

# ઠકર અમૃતલાલ માણેકલાલ—દવાવાલા.

## સુતાર ચાલ—મારકેટ—મુંબઈ.

ભરોસાપાત્ર—ઉત્તમ ગુણવાલી—દવાઓ.

**એડવર્ડ ઇસ્ટનસીરપ**-જીર્ણજવર તથા કલતરને મટાડે છે, તથા ખાધું હજમ કરે છે.

**એડવર્ડ સારસાપરીલા**-ગરમીના રોગને નાબુદ કરી લોહીને સુધારે છે.

**એડવર્ડ હેમીઆના પીલ્સ**-તાકાત આપે છે, મંદ જઠરાગ્ની પ્રદીપ્ત કરે છે, અને ગયેલી જવાની પાછી બક્ષે છે.

**એડવર્ડ હેર ઓઇલ**-આ તેલ સુગંધમાં સરસ છે. માથામાં થંડક આપી બાલને વધારે છે તથા રેશમ સરખા બનાવે છે.

**એડવર્ડ હેડ—એક કયોર**-આ પત્રીઓ માથાના દુખારાપર જાદુઈ અસર કરે છે.

**ઠકરનો રૂમેટીઝમ બામ**-માથાના દુખારાપર તેમજ સંધીવાપર લગાડવાનો અકસીર મલમ છે.

**ઠકરનો દરાજનો અકસીર મલમ**-ગમે તેવી જુની ગજકરણ, દરાજ કાઢી નાંખવામાં પહેલો દરજ્જો ભોગવે છે.

**ઠકરનો ડેપી લેટરી પાઉડર**-નકામા બાલ બીન હરકતે કાઢી નાંખવામાં અકસીર છે.

**ઠકરના સ્વદેસી મેંથોલ**-માથાના તમામ દરદને શાંત કરે છે.

**સ્કુઇબ એગ્યુ સ્પેસીફીક**-દરેક જાતના તાવપર અકસીર દવા છે.

**ઉપરની દવાઓ વાપરવાની રીત**-દરેક દવાની સાથે આપવામાં આવી છે, ફ્લોર્ડીંગ બુકો લીપટસ ઓઇલ, મીલ્ક ઇમલસન તથા સોલીપટલ સોપ મોટા જથામાં અમારે ત્યાં તૈયાર રહે છે.

**નવા વરસની ડાયરી બુકો અમારે ત્યાં દરેક વરસે સસ્તી વેચાય છે.**

**તમામ જાતની દવાઓ અને તેને લગતો દરેક જાતનો સામાન જથાબંધ તથા છુટક બેહદ સસ્તે ભાવે અમારે ત્યાંથી મલશે. ભાવ મંગાવવાથી ખાત્રી થશે.**

# MUNCHERSHAH NUSSERWANJEE CHANDABHOY,

M. S. A., F. S. Sc. (LON.)

**ARCHITECT, ENGINEER, & SURVEYOR.**

*Office—Sirdar's Palace, Apollo Street, Fort, BOMBAY.*

**Residence—Mount Road, Mazagon, BOMBAY.**

Services rendered on Moderate terms,

In all branches of **Architecture** and **Civil Engineering viz:—**

1. Designing in various styles of Architecture and preparing Drawings, Detail Plans, and Estimates of large Buildings, Dwelling Houses, Bungalows, Mill Buildings, Godowns, Chawls &c. and superintending the erection of the same.
2. Inspecting, Surveying, Levelling and valuing Estates, Buildings, Lands Fields &c. and furnishing Reports and Certificates in all matters of dispute connected there with.
3. Advising on and superintending all works of alterations and improvement (with their plans, estimates &c.) including Drainage works, required under the Municipal Act.
4. Advising and Reporting in all disputed questions regarding light and air.
5. Advising, Surveying and Reporting on matters relating to Fire Insurance, and preparing Fire Insurance Statements.
6. Arbitrating either by Private Reference or by an Order of a Court in matter of Dispute regarding contract of Buildings, Valuations, Boundaries of Lands or Estates &c. &c. &c.
7. Advising and preparing valuation Reports of properties, vacant land &c. coming within the Scheme of City Improvement Trust, and giving Evidence & conducting the cases before the Special Collector.

---

# મનચેરશા નસરવાનજી ચાંદાભાઇ,

એમ. એસ. એ., એફ. એસ-સી. (લંડન)

**આરકીટેકટ, ઇજનેર, અને સરવેયર,**

**આફીસ–શરદારસ પેલેસ, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

**રહેવાનું ઠેકાણું**–માઉન્ત રોડ–મઝગામ, મુંબઈ.

શીલ્પ શાસ્ત્ર તથા બાંધકામને લગતાં નીચે દરશાવેલાં દરેક કામો કીફાયત ભાવથી કરી આપવામાં આવશે.

૧. શીલ્પ શાસ્ત્રની તરેહવાર ઢપની મોહોટી અથવા નહાની ઇમારતોના દીઝાઇન તથા રહેવાનાં મકાનો, બંગલાઓ, મીલ ઇમારતો, ગોડાઉનો, ચાલીઓ વીગેરેના નકશાઓ તથા તફસીલવાર પ્લાનો અને તે માટેના અડસટાઓ કરી આપવામાં આવશે અને એવાં સરવ બાંધકામો ઉપર દેખરેખ તથા ઉપરીપણું રાખવામાં આવશે.

૨. સ્ટેટો, મકાનો, ખેતરો, જમીનો વીગેરે તપાસી તથા માપીને તેની કીમતના અડસટા કરી આપવામાં આવશે; તથા તેને લગતા કાંઇપણ વાંધા હશે તો તે માટેના રીપોરટ કરી આપવામાં આવશે તથા સરતીફીકેટ આપવામાં આવશે.

૩. હમણાના ચાલુ મ્યુનીસીપાલ કાયદા પ્રમાણે મકાનોમાં જે ફેરફાર તથા સુધારા બાંધકામ તથા ગટરકામમાં કરવામાં આવે છે તે વીશે સલાહ આપવામાં આવશે તથા તેના પ્લાનો બનાવી આપી તે કામો ઉપર દેખરેખ રાખવામાં આવશે.

૪. હવા અને ઉજાશના સઘલા તકરારી સવાલો ઉપર સલાહ આપવામાં આવશે.

૫. આગના વીમાને લગતી બાબદો ઉપર સલાહ આપવા તથા સરવાઇ કરી રીપોર્ટ તથા નુકશાનીના સ્ટેટમેન્ટ આપવામાં આવશે.

૬. બાંધકામનાં કંટરાકટના વાંધા, જગાની હદના વાંધા, સ્ટેટની કીમતના વાંધા ઇત્યાદી પતાવવાને લગતાં લવાદીનાં કામ ખાનગી ફરમાસથી અથવા કોરટના હોકમથી કરી આપવામાં આવશે.

૭. નવા સીટી ઇમપરૂવમેન્ટ ટરસ્ટની યોજનાના સંબંધમાં આવતી દરેક મીલકતો જેવી કે ઇમારતો, ખાલી જગા વીગેરેની બાબતો ઉપર યોગય સલાહ આપીને તે મીલકતોના અડસટા બાંધી રીપોરટ કરવામાં આવશે તથા સ્પેસીઅલ કલેકટરની કોરટમાં પણ તે બાબતોને માટે સાક્ષી આપવામાં તથા કેસ ચલાવવામાં આવશે.

# પરશોતમ વીસરામની કું૦.

નીચે જણાવેલી જાણીતી કુંપનીના એકલા આડત્યા.

| | |
|---|---|
| જેમ્સ વોમ્સલે એન્ડ સનસ, | ચાંમડાના પટ્ટા, રોલર સ્કીન્સ, પીકીંગ એન્ડ વીગેરે બનાવનારા. |
| કેન સન એન્ડ ગ્રીનવુડ, | કારડ કલોધીંગ ફ્રીલેટ બનાવનારા. |
| એચ. હીટન એન્ડ સનસ, | એમરી ફ્રીલેટસ અને લુમ્સનો સામાન વગેરે બનાવનારા. |
| બેરન એન્ડ હોગાર્થ, | હીલડસ અને રીડસ બનાવનારા. |
| વીલીયમ બૉડન એન્ડ સનસ, | રીંગ સ્પીનડલસ વગેરેના બનાવનારા. |
| સટકલીફ પેટન્ટ કારડ કેનસ કું૦, | બફર કારડ કેનસના બનાવનારા. |
| હારડમેન ઈંગામ એન્ડ ડોસન, | કોટન બેનડીંગ અને રોપ બનાવનારા. |

નીચલો માલ હમેસ સ્ટોકમાં રાખવામાં આવે છેઃ—

થોમસ હારડમેન એન્ડ સનસના રોલર કલોથ, કલીયરર કલોથ અને સાઇઝીંગ ફલેનલ.

વીલસન બ્રધરસના બોબીનસ

અને

સાઇઝીંગને લગતો સામાન.

પ્લેટ બ્રધરસના જીનને લગતો સામાન, લ્યુબરીકેટીંગ ઓઇલ અને મીલને લગતા સ્ટોરનો સરવે સામાન.

મીલને લગતો સરવે જાતનો સામાન મોટા જથ્થામાં તૈયાર રાખવામાં આવે છે. ભાવો ઘણા સસતા અને કીફાયત પડતા છે.

પરશોતમ વીશરામની કુંપની,

મરચન્ટસ.

૨, બેલ લેન—૨૩, એસપ્લેનેડ રોડ, કોટ, મુંબઈ.

